# स्वामी विवेकानंद

## भाग १०-११ मो

(એમના સદુપદેશ)

અનુવાદકો:—શ્રી. નર્મદાશંકર બાલાશંકર પંડ્યા
અને શ્રી. નાજુકલાલ નંદલાલ ચોકસી

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशक: भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૫૬૦, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂા. ૨), માર્ગવ્યય અલગ

# પ્રકાશકનું નિવેદન

સંવત ૧૯૭૯ અને ૧૯૮૬ માં સ્વામી વિવેકાનંદ ભાગ ૧૦મો–રાજયોગ તથા સ્વામી વિવેકાનંદ ભાગ ૧૧મો–જ્ઞાનયોગ અનુક્રમે "વિવિધ ગ્રંથમાળા" દ્વારા પ્રસિદ્ધ થયા હતા. એ બંને ખલાસ થવાથી એક પુસ્તકરૂપે આ ગ્રંથ પ્રસિદ્ધ થાય છે.

ભાગ ૧૦મો–રાજયોગ પહેલી આવૃત્તિ પ્રમાણે શુદ્ધિપત્ર મુજબ સુધારી લઈને છપાયો છે; અને ભાગ ૧૧ મો–જ્ઞાનયોગની પહેલી આવૃત્તિમાં સ્વામી વિવેકાનંદનાં ૨૬ વ્યાખ્યાનો અપાયલાં હતાં, તેમાંથી આમાં ૯ વ્યાખ્યાનો લેવામાં આવ્યાં છે અને બાકીનાં ૧૯ વ્યાખ્યાનો સાંપ્રતકાળમાં ઉપયોગી નહિ જણાયાથી લેવાયાં નથી.

અગાઉની આવૃત્તિઓ પૈકાના ટાઈપમાં છપાઇ હતી; અને આ આવૃત્તિ સર્વ કોઈને વાંચવામાં સરળતા થાય એટલા માટે સવૈના મોટા ટાઇપમાં પ્રસિદ્ધ થાય છે.

યુરોપીય વિગ્રહને લીધે કાગળના ભાવ લગભગ દોઢા થઇ ગયા છે; આમ છતાં કાગળો અગાઉના ભાવે મળવાનું નક્કી થઈ ગયેલું હોવાથી કિંમત અગાઉના ધોરણે ગણીને રૂ. ૨) રખાઇ છે.

આ પછીનાં પૃષ્ઠોમાં પહેલી આવૃત્તિનાં પ્રકાશકનાં નિવેદનો સારાંશરૂપે અને તે પછી સ્વામી વિવેકાનંદે લખેલી રાજયોગની પ્રસ્તાવના અપાઈ છે. પૃ૪ ૧૪ ઉપર અપાયલા શુદ્ધિપત્ર મુજબ ગ્રંથ સુધારીને વાંચવો ઘટે. હરિઃ ૐ તત્સત્

પોષ વદિ ૧૨,<br>સંવત ૧૯૯૬.

—ભિક્ષુ અખંડાનંદ

# पहेली आवृत्तिनुं निवेदन

**( ભાગ ૧૦મો–રાજયોગમાંથી )**

" વિવિધ ગ્રંથમાળા "ના ૧૫૪થી ૧૫૬મા અંકરૂપે સ્વામી વિવેકાનંદના સદુપદેશનો આ દશમો ભાગ વાચકબંધુઓની સેવામાં સાદર થાય છે. સ્વામીજીએ અમેરિકામાં પોતાના શ્રોતાઓ પ્રત્યે રાજયોગ ઉપર આપેલાં મહત્ત્વપૂર્ણ વ્યાખ્યાનો તેમજ મહામુનિ ભગવાન પતંજલિનાં યોગસૂત્ર પણ સ્વામીજીને હાથે તૈયાર થયેલા ભાવાર્થ તથા વિવેચનસહિત આમાં અનુવાદરૂપે અપાયલાં જણાશે. એ ઉપરાંત યોગવિદ્યામાં સહાયકારક એવાં અન્ય શાસ્ત્રીય ગ્રંથોનાં પણ કેટલાંક વચનો તથા સૂત્રો તેના ભાવાર્થસહિત પરિશિષ્ટરૂપે આપવામાં આવ્યાં છે.

× × × ×

**( ભાગ ૧૧ મો–જ્ઞાનયોગમાંથી )**

" વિવિધ ગ્રંથમાળા "ના ૨૨૩ થી ૨૨૫મા અંકરૂપ આ ગ્રંથમાં સ્વામી વિવેકાનંદજીનાં " જ્ઞાનયોગ " સંબંધી ૨૭ વ્યાખ્યાન સમાયલા છે. પ્રબુદ્ધ ભારત ઓફિસ–આલ્મોરા તરફથી અંગ્રેજીમાં અને રામકૃષ્ણ મઠ–કલકત્તા તરફથી બંગાળીમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો ઉપરથી આ વ્યાખ્યાનો અનુવાદિત થયાં છે. × × × ×

આ ગ્રંથમાં આવેલાં જ્ઞાનયોગ સંબંધી વ્યાખ્યાનો જેટલી પણ ધીરજ, શાંતિ અને કાળજીપૂર્વક તથા રાત્રિના છેલ્લા કે દિવસના પહેલા પહોરમાં એક પછી એક વંચાતાં ચાલશે, તેમ તેમ તેમાં સમાયલા જ્ઞાનયોગ સંબંધી પ્રકારો, સાધનો, સાધનાઓ અને સિદ્ધિઓ વિષે તથા સિદ્ધાતમાની અવસ્થાઓ, પ્રકારો અને વિશેષતાઓવિષે અનેક પ્રકારની ઉપયોગી માહિતીઓ, સમજણો, સૂચનાઓ અને ખુલાસાઓ વગેરે સમજાતું ચાલશે; તથા આ જ્ઞાનયોગનો ગહન વિષય વધુ ને વધુ સરળ, સુરસ, પ્રેરક અને ઉત્તેજક થતો ચાલશે, એમાં શક નથી.

ફાગણ–૧૯૮૬ —ભિક્ષુ અખંડાનંદ

# स्वामी विवेकानंदजीनो उपोद्घात



## (સ્વામી વિવેકાનંદ ભાગ ૧૦ મો–રાજયોગમાંથી)

ઇતિહાસના આરંભકાળથી માંડીને વર્તમાન સમય સુધી દરેક યુગમા મનુષ્યસમાજની અંદર અનેક પ્રકારના અલૌકિક બનાવો બનતા જોવામા આવે છે અત્યારે આપણને આધુનિક વિજ્ઞાનના પ્રકાશની સહાયતા છે, તોપણ "પુષ્કળ અલૌકિક ઘટનાઓ અમે નજરે જોઇ છે અને અનુભવી છે" એવુ કહેનારા માણસો નીકળી આવે છે અલબત, લોકો જે જે કહે છે તેનો મોટો ભાગ તો માની શકાય એવો નથીજ હોતો, કારણકે તેમાના ઘણાખરા માણસો અજ્ઞાની, વહેમી અને ઢોંગી હોય છે વળી એમ પણ ઘણી વાર જોવામા આવે છે કે, જેને લોકો ચમત્કાર કહે છે તે વાસ્તવિક રીતે અનુકરણજ હોય છે ત્યારે પ્રશ્ન એ થાય છે કે એ કોનુ અનુકરણ છે? પૂરી તપાસ કર્યા વગર કોઇ પણ વાતને અસત્ય ઠરાવીને ફેંકી દેવી એ વૈજ્ઞાનિક અને પ્રમાણિક બુદ્ધિને શોભે નહિ જે વૈજ્ઞાનિકો ઉપલકિયા તપાસ કરનારા છે, તેઓ નાના પ્રકારના માનસિક વ્યાપારની રચના સમજાવી શકતા નહિ હોવાથી તેઓ એવા મનોવ્યાપારના અસ્તિત્વનોજ અસ્વીકાર કરે છે આમ હોવાથી જે અંધશ્રદ્ધાળુ માનવીઓ આકાશવાસી દેવ અથવા દેવગણનુ અસ્તિત્વ માને છે, પોતાની પ્રાર્થનાના પ્રત્યુત્તરની એવા દેવગણો પાસેથી આશા રાખે છે, અથવા તેમની પ્રાર્થનાને વશ થઇને દેવગણો જગતના અચળ નિયમને પણ ફેરવી નાખશે એવી માન્યતાને વળગી રહે છે, તેવાઓના કરતા પણ આવા ઉપલકિયા અને સૂક્ષ્મદષ્ટિ વગરના વૈજ્ઞાનિકો વિશેષ દોષપાત્ર છે, કારણકે સામાન્ય કોટિના માનવીઓ અજ્ઞાન છે, તેમને અસલથી એવા દેવગણોના અસ્તિત્વમા શ્રદ્ધા રાખવાનુ શીખવવામા આવ્યુ છે, અને લાંબા સમયના અભ્યાસથી

તેમની અંધશ્રદ્ધા તેમના અવનત સ્વભાવ સાથે ઓતપ્રોત થઇ ચૂકી છે, એમ સમજીને તેમને તો દોષમુક્ત ઠરાવી શકાય છે; પણ વિદ્વાનો અને વૈજ્ઞાનિકોનો બચાવ થઇ શકતો નથી.

હજારો વર્ષો થયા ઉપરોક્ત અલૌકિક ઘટનાઓનું સૂક્ષ્મ અવલોકન થતું આવ્યું છે અને તેમના સંબંધમાં પુષ્કળ સપ્રયોગ શોધખોળ કરીને તેમાં સમાવિષ્ટ થયેલાં કેટલાંક સામાન્ય તત્ત્વો તારવી કાઢવામાં આવ્યાં છે. માનવજાતિની સમગ્ર ધાર્મિક પ્રવૃત્તિનાં મૂળતત્ત્વોનું બારીક પૃથક્કરણ કરાઇને એ સર્વ અન્વેષણના અંતિમ પરિણામરૂપે રાજયોગરૂપી રત્ન મેળવવામાં આવ્યું છે. એ રાજયોગ-વૈજ્ઞાનિક પંડિતોની દોષપાત્ર રીતિનું અનુસરણ કરીને જે જે અલૌકિક ઘટનાઓનું સ્વરૂપ ન સમજાવી શકાય, તેમના અસ્તિત્વનો ઇનકાર કરતો નથી, પણ વહેમમાં ફસાઈ ગયેલાં અંધશ્રદ્ધાળુ માનવીઓને નમ્ર પણ સ્પષ્ટ શબ્દો વડે સમજાવી દે છે કે, એ સર્વ અલૌકિક વ્યાપારની રચના કરનાર આકાશવાસી દેવગણ નથી. તમારી પ્રાર્થનાનો તમને પ્રત્યુત્તર મળે છે અને તમારી શ્રદ્ધામાં અતુલ શકિત રહેલી છે, એ બધી બાબતો સાચી છે; તોપણ તેમાં કોઇ દેવી-દેવતાનો હાથ છે, એવો અશાસ્ત્રીય જવાબ આપવાથી તેમનું ખરું સ્વરૂપ ઊલટું ઢંકાઇ જાય છે. "રાજયોગવિદ્યા" માનવજાતિને આશાજનક અને બળપ્રદ ઉપદેશ આપે છે કે, તમારી આસપાસ જ્ઞાન અને શકિતનો અનંત સમુદ્ર ઊછળી રહ્યો છે અને પ્રત્યેક મનુષ્ય એજ સમુદ્રની નાનીનાની નીકો છે. વળી તે કહે છે કે, મનુષ્યના અંતઃકરણમાં જે જે અભિલાષાઓ અને તૃષ્ણાઓ રહેલી છે તે સર્વને તૃપ્ત કરવાની શક્તિ પણ તેને અપાઇ ચૂકેલી છે. જ્યારે મનુષ્યની કોઈ પણ ઇચ્છા, તૃષ્ણા અથવા પ્રાર્થના પરિપૂર્ણ થાય છે ત્યારે નિશ્ચયપૂર્વકજ સમજી લેવું કે, એ પરિણામ કોઇ દેવ-દેવીની કૃપાથી નથી આવ્યું; પણ ઉપર કહેલા શક્તિના અનંત ભંડારમાંથી મનુષ્યે પોતાની પ્રાર્થનાના બળ વડે શક્તિનું આકર્ષણ

કરીનેજ એ કાર્ય સિદ્ધ કર્યું છે. દેવી–દેવતાના ધ્યાનથી મનુષ્યની ક્રિયાશક્તિ કેટલેક અંશે જાગ્રત થાય છે ખરી, પણ તેથી તેની આધ્યાત્મિક અવનતી પણ થતી જાય છે. તેની સ્વતંત્રતાનો લોપ થાય છે, તેનો આધ્યાત્મિક વિકાસ અટકી જાય છે; ભય અને વહેમ તેના હૃદયમાં ઘર કરે છે અને "મનુષ્ય કુદરતી રીતે નિર્બળ અને પામર છે" એવી ભયંકર અને આત્માઘાતક માન્યતાને પોષણ મળે છે. યોગવિદ્યા જાહેર કરે છે કે, અલૌકિક જેવું કશું છેજ નહિ; પણ પ્રકૃતિનાં સ્થૂલ અને સૂક્ષ્મ એવાં બે સ્વરૂપ છે. સૂક્ષ્મ એ કારણ છે અને સ્થૂળ એ કાર્ય છે. પંચ ઇંદ્રિય વડે સ્થૂળનીજ પ્રતીતિ માત્ર થાય છે; સૂક્ષ્મની થઇ શકતી નથી. રાજયોગના અભ્યાસથી એ સૂક્ષ્મ જગતનો અનુભવ કરવાનું સામર્થ્ય પણ અભ્યાસી મનુષ્યમાં પેદા થાય છે.

ભારતવર્ષમાં વેદમતને આધારે જે જે દર્શનશાસ્ત્રો રચાયાં છે તેમનું સર્વનું એકજ લક્ષ્ય છે કે, મનુષ્ય પૂર્ણતાને પામીને મુક્ત થાય; અને તેના ઉપાય તરીકે યોગનો આશ્રય લેવાનું તે કહે છે. "યોગ" શબ્દ ઘણોજ વ્યાપક છે. સાંખ્ય અને વેદાંત બેઉ યોગનાંજ જુદાંજુદાં સ્વરૂપનું સમર્થન કરે છે.

યોગના અનેક પ્રકાર છે. આ પુસ્તકમાં તે પૈકીના રાજયોગનો વિષય ચર્ચેલો છે. રાજયોગના સંબંધમાં પતંજલિ મુનિનાં સૂત્રો એ શાસ્ત્રીય અને અતિ પ્રમાણિક ગ્રંથ મનાય છે. બીજા કેટલાક દાર્શનિકો કોઇ કોઇ તાત્ત્વિક બાબતમાં પતંજલિથી જુદો અભિપ્રાય દર્શાવે છે; તોપણ તેણે બતાવેલાં સાધનમાર્ગનો તો બધાય એકસરખી રીતે સ્વીકાર કરે છે. આ પુસ્તકના પ્રથમખંડમાં ગ્રંથકારે (સ્વામી વિવેકાનંદે) ન્યુયોર્ક નગરના શિષ્યમંડળ આગળ રાજયોગના વિષયમાં વ્યાખ્યાનો આપ્યાં હતાં, તેનો સમાવેશ કરવામાં આવ્યો છે અને બીજા ખંડમાં પતંજલિનાં સૂત્રોનો સંક્ષિપ્ત વિવેચન સહિત સરળ અનુવાદ આપવામાં આવ્યો છે. દર્શનશાસ્ત્રના કઠિન પારિભાષિક શબ્દોનો ઉપયોગ નહિ કરવાનો તથા

ભાષાને પણ સરળ બનાવવાનો યથાસાધ્ય પ્રયત્ન કર્યો છે. પ્રથમ ખંડમાં સાધકને ઉપયોગી થઇ પડે એવો સરળ અને વિશેષ ઉપદેશ અપાયો છે, પણ પ્રત્યેક સાધકને ખાસ ચેતવણી આપવામાં આવે છે કે, યોગની કેટલીક-સાધારણ ક્રિયા સિવાય, બાકીની સર્વ યૌગિક ક્રિયાઓ નિર્વિઘ્ને સિદ્ધ કરવી હોય, તો ગુરુના સાંનિધ્યની ખાસ જરૂર છે. સામાન્ય વાતચીતના રૂપમાં આપેલા આટલા ઉપદેશોથી આ વિષયમા આથી વધારે પ્રગતિ કરવાની ઇચ્છા જો કોઇના હૃદયમાં ઉત્પન્ન થઇ હશે તો પ્રયત્નથી તેને ગુરુની સહાય અવશ્ય મળી આવશેજ.

પાતંજલ દર્શન સાંખ્યમત ઉપર રચાયલું છે. એ બેઉ મત વચ્ચે જૂજ ભિન્નતા છે. ભગવાન-પતંજલિ આદિ ગુરુસ્વરૂપ સગુણ ઈશ્વરનો સ્વીકાર કરે છે અને સાંખ્યમતવાળા એમ માને છે કે, લગભગ પૂર્ણતાને પામેલી કોઈ વ્યક્તિ ઉપર અમુક કલ્પ દરમ્યાન જગતના નિયમનની જવાબદારી મુકાયલી છે અને તેજ ઇશ્વર છે. બીજો ભેદ એ છે કે, યોગવિદ્યામાં મનને આત્માની માફકજ સર્વ-વ્યાપી ગણેલું છે અને સાંખ્યમતવાળા તેમ માનતા નથી.

— ગ્રંથકર્તા (સ્વામી શ્રીવિવેકાનંદજી)

# ~~अनुक्रमणिका~~

## भाग १० मो—राजयोग



## भाग ११ मो—ज्ञानयोग

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૬ | કહેશે | કહેશે કે |
| ૧૪ | ૫ | જાગ્રતાવસ્થાની | જાગ્રદવસ્થાની |
| ૧૭ | ૨૩ | નવાંઇ | નવાઇ |
| ૫૩ | ૨૬ | સ્થળ | સ્થૂળ |
| ૫૯ | ૧૯ | યોગી | રોગી |
| ૬૦ | ૩ | અ શે | અંશે |
| ૭૦ | ૮ | શરીરશાસ્ત્રના | શારીરશાસ્ત્રના |
| ૮૮ | ૧૦ | થય છે | થાય છે |
| ૧૧૪ | ૭ | સમજપૂર્ક જેવો | સમજપૂર્વક |
| ૧૪૬ | ૧૦ | ચતન્યનું | ચૈતન્યનુ |
| ૧૫૨ | ૨ | દીર્ઘકાલ | દીર્ઘકાળ |
| ૧૫૨ | ૨૦ | ઝંટવી | ઝૂંટવી |
| ૧૫૨ | ૨૫ | વરાગ્યની | વૈરાગ્યની |
| ૧૫૭ | ૨ | તત્ત્વનો | તત્ત્વને |
| ૧૫૮ | ૨૨ | બીજાના | બીજના |
| ૧૬૪ | ૧૮ | દેશના | દેશનો |
| ૧૭૫ | ૧૬ | ધૃણુા | ઘુણુા |
| ૧૮૯ | ૨૦ | અધ્યાત્મિક | આધ્યાત્મિક |
| ૧૯૨ | ૨ | સ્કારો | સંસ્કારો |
| ૨૦૬ | ૧૫ | ક્રાધ | ક્રોધ |
| ૨૧૭ | ૪ | વિરુદ્ધિ | વિરુદ્ધ |
| ૨૨૦ | ૪ | विशेपाविशप | विशेपाविशेप |
| ૨૨૪ | ૧૯ | મૂલ | ભૂલ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૨૫૪ | ૧૬ | અસ્તે | અસ્ત |
| ૨૫૮ | ૨૬ | ત્અર્થા | અર્થાત્ |
| ૨૬૯ | ૧૫ | અથવ | અથવા |
| ૩૦૪ | ૨૩ | સહૃદ્ | સુહૃદ |
| ૩૦૭ | ૧૯ | શાસ્ત્રી | શાસ્ત્રો |
| ૩૪૭ | ૧૯ | પરિમાણુ | પરિમાણુ |
| ૩૫૪ | ૧૩ | ૃતવાદીઓના | દ્વૈતવાદીઓના |
| ૩૭૩ | ૪ | આંવ્યું | આવ્યું |
| ૩૮૫ | ૨૦ | ઓળખતા | ઓળખાતાં |
| ૩૮૮ | ૨૦ | કરવા | કરવો |
| ૩૯૫ | ૧૨ | વિજ્ઞાનશાસ્ત્રો | વિજ્ઞાનશાસ્ત્રો |
| ૪૩૬ | ૨૨ | [illegible] | [illegible] |
| ૪૪૬ | ૧૯ | સદ્ધિાત | સિદ્ધાત |
| ૪૭૩ | ૯ | યુક્રેટિસ | યુક્રેટિસ |
| ૪૭૩ | ૨૪ | પરણુના | પરઠણુના |
| ૫૨૫ | ૨૬ | ભાતિકવિજ્ઞાન | ભૌતિકવિજ્ઞાન |
| ૫૩૩ | ૨૨ | કારણો | કરણો |

# ઉત્તમ ચરિત્રોના ફાયદા

## ( અનુભવીઓના ઉદ્દગાર )

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા માટે પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ–ગુણદોષ વગેરે તેના જોવામા આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા–સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિ-

માન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

× × × ×

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલે સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમા કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

× × × ×

"મહાન સ્રીપુરુષોના જીવન ચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

---

## श्री रामायणनुं महत्त्व

**प्रीति करैं रामायण माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं ॥**

"રામાયણ, એ જગતમા જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." —વિવેકાનંદ

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે; તેટલો કોઇ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર કરાયો નથી." —બંકિમચંદ્ર

"કાવ્યના બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમા રામાયણના જોટાનો કોઇ પણ ગ્રંથ કોઇ દેશમાં મળે તેમ નથી. રામચંદ્ર સમાન પ્રખર સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો કોઇ પણ પુરુષ જગતભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિ અને તુલસીદાસજી જેવી દિવ્ય પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળા કવિ પણ

કોઇ જણાતા નથી. હોમર તથા વર્જીલના 'ઇલિયડ' તથા 'ઇનીડ' અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લોસ્ટ' પાશ્ચાત્યોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં રામાયણ ગ્રંથ કેટલો બધો શ્રેષ્ઠ છે? કદાચ કોઇ કાવ્ય-શક્તિમા હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓના કાવ્યનાયકો એકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં બહુ ઊતરતા છે. સારાંશ કે, રામાયણ માટે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્યજ છે." —ચિંતામણ વિ. વૈદ્ય

"રામાયણ એ કહેવામા તો એક મહારાજાનુ જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમા તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનાર અગ્નિરૂપ છે. એ અંધકારમા પ્રકાશ, સ્ત્રીઓનો ધર્મ, પુરુષોનુ પૌરુષ, બ્રાહ્મણોનું બ્રહ્મતેજ, ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ, વૈશ્યોનું ધન, શદ્રોનો ધર્મ અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમા રાખીને જે કોઇ તેના પ્રકાશમા ચાલે છે તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ." —સંતરામ શર્મા

"રામાયણને વાચીને અમે કંઇકના કંઇક બની જ્હીએ છીએ. અમારામા ઊંચા ઊંચા ખ્યાલ ઊપજી મનુષ્યના ભૂપણરૂપ સદ્ગુણો આવી હાજર થાય છે. સત્યાચરણ, પિતૃભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા-સારાશ કે માનુષી ગુણોનું એવું કોઇ ચિત્ર નથી કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમા આલેખ્યું નથી." —મિ. ગ્રફ્ટ

# स्वामी विवेकानंद

## भाग १० मो–राजयोग

(યોગસૂત્ર સહિત)

અનુવાદકઃ —

શ્રી. નર્મદાશંકર બાલાશંકર પંડ્યા — મુ० સુરત

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश—भाग १० मो

## રાજયોગ

## अध्याय १ लो—प्रवेशिका

આપણું સઘળું જ્ઞાન અનુભવ ઉપરથી ઊપજેલું હોય છે. જેને આપણે અનુમાનજન્ય જ્ઞાન કહીએ છીએ, અને જેના વડે અલ્પ જ્ઞાનમાંથી સામાન્યજ્ઞાન પર્યંત તથા સામાન્યમાંથી વિશેષ જ્ઞાનપર્યંત પહોંચીએ છીએ; તે અનુમાનજ્ઞાનનો આધાર પણ અનુભવ ઉપરજ હોય છે. જેને આપણે પ્રત્યક્ષજ્ઞાન× કહીશે

× પ્રત્યક્ષ અથવા નિશ્ચયાત્મક વિજ્ઞાન તેનેજ કહેવાય, કે જેના અચળ સિદ્ધાંતોને આધારે ગણતરી કરીને ચોક્કસપણે ભવિષ્યને જાણી શકાય, ગણિત અને જ્યોતિષના ગણિત વિભાગનો એમાં સમાવેશ થાય છે.

છીએ અને જેના વડે સત્યને આપણે સરળતાથી સમજી શકીએ છીએ; તે પ્રત્યક્ષજ્ઞાન પણ પ્રત્યક્ષ પ્રયોગ અથવા વિશેષ અનુભવનુંજ પરિણામ છે. કોઇ પણ બાબતને વગર તપાસે સાચી માનવાનું વિજ્ઞાનવેત્તાથી કહેવાયજ નહિ. વિજ્ઞાનવેત્તા તેના ઉપર વિચાર કરીને અમુક પ્રત્યક્ષ અનુભવ કરી સિદ્ધાંત નક્કી કર્યા પછી, જ્યારે તે સિદ્ધાંત ઉપર શ્રદ્ધા રાખવાનું આપણને કહે છે, ત્યારે પણ તેમના કહેવાનો અને આપણે તે ઉપર જે શ્રદ્ધા રાખીએ છીએ, તેનો પાયો અનુભવ ઉપરજ રચાયલો હોય છે; અને તે સિદ્ધાંતનો પંડે અનુભવ લઈને ખાતરી કરી લેવાનું પણ તેઓ આપણને કહે છેજ. આ પ્રમાણે પ્રત્યેક અનુભવસિદ્ધ જ્ઞાન યાને નિશ્ચયાત્મક વિજ્ઞાનનો આધાર, જેનો અનુભવ કરવાનું સૌનાથી બની શકે એવાં સામાન્ય મૂળતત્ત્વો ઉપરજ હોય છે; અને તે ઉપરથી બંધાયેલા સિદ્ધાંતને પોતાના અનુભવની કસોટીએ ચડાવીને પ્રત્યેક મનુષ્ય તેની પરીક્ષા કરી શકે છે. હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, ભૌતિક પદાર્થ કે વિજ્ઞાનની માફક ધાર્મિકજ્ઞાનને પણ સૌને અનુભવગમ્ય એવાં સામાન્ય મૂળતત્ત્વોનો આધાર છે કે નહિ? આનો જવાબ મારે હા અને ના બેઉમાં આપવો પડશે. જગતમાં ધર્મ વિષે જ્યાં ને ત્યાં એવુંજ શીખવવામાં આવે છે કે, એ તો વિશ્વાસ અને શ્રદ્ધાનોજ વિષય છે અને શ્રદ્ધા પરજ તેનો આધાર છે. ઘણાખરા દાખલાઓમાં તો ધર્મનો અર્થ જુદાજુદા મતનો સંગ્રહજ થઈ પડ્યો છે. આજ કારણથી જુદાજુદા ધર્માનુયાયીઓ વચ્ચે કલેશ અને ઝઘડા થતા જોવામાં આવે છે. ધર્મને લગતા એ મતમતાંતરો કેવળ શ્રદ્ધા ઉપરજ ટકી રહેલા છે. દાખલા તરીકે અમુક માણસ આપણને કહેશે, એક આકાશવાસી પરમેશ્વર આખા જગતનું શાસનકાર્ય ચલાવે છે અને આપણે જો જરા સંદેહ ઉઠાવીએ, તો તે કહેશે

કે, "નહિ, બસ, હું કહું છું તેજ ખરૂં છે અને તે તમારે માનવુંજ જોઇએ." એજ પ્રમાણે મારા મનમાં વળી કાંઇ તેથી જુદોજ વિચાર હોય અને હું પણ બીજાને આગ્રહપૂર્વક કહું કે, હું જે કહું છું, તે સત્ય છે અને તમે બધા તેને માની લો. જો કોઈ શ્રદ્ધા રાખવાનું કારણ માગે અથવા સાબિતી માગે તો હું તેને માટે કશી સાબિતી આપી શકતો નથી. આ રીતે વર્તમાન સમયમાં ધર્મ અને તત્ત્વજ્ઞાનની દુનિયામાં જ્યાંત્યાં અપકીર્તિ થઈ રહી છે. દરેક સુશિક્ષિત માણસ હવે એમજ માનવા લાગ્યો છે કે, "ધર્મ એ ભિન્નભિન્ન વિચારોનો સંગ્રહ છે, ધર્મના વિષયમાં જેને જેમ ફાવે તેમ તે બોલી શકે છે; દરેક માણસ પોતપોતાને રુચે તેવો મત, પછી તે કશા અર્થ વગરનો અને સાબિતીના આધાર વગરનો હોય, તોપણ તેનો પ્રચાર કરવાને ઉત્સુક હોય છે." તોપણ મારૂં કથન એ છે કે, જગતમાં જે જે ધર્મ અને સંપ્રદાય અત્યારે પ્રવર્તી રહ્યા છે, તે સર્વનો આધાર અતિ સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં એકજ સામાન્ય મૂળ પાયા ઉપર રહેલો છે; અને સામાન્ય મૂળ પાયાની જેમને સમજ પડી ગઈ છે, તેઓ જોઇ શકે છે કે, તમામ ધર્મો એક પ્રકારના સાર્વભૌમિક પ્રત્યક્ષ અનુભવ ઉપરજ રચાયેલા છે.

જો આપણે દુનિયાના જુદા જુદા ધર્મોનું પૃથક્કરણ કરીને જોઇશું, તો તેઓ બે વર્ગમાં વહેંચાયલા છે એમ આપણને તરતજ સમજાઇ જશે. એ બે વર્ગ એ કે, કેટલાક ધર્મને શાસ્ત્રનો આધાર છે અને બીજા કેટલાકને નથી. જે ધર્મો શાસ્ત્રના પાયા ઉપર સ્થાપિત થયેલા છે, તેઓ સુદૃઢ છે અને તેમના અનુયાયીઓની સંખ્યા વિશેષ છે; ત્યારે શાસ્ત્રના આધાર વિનાના ઘણાખરા ધર્મ ચિરકાળ ટકી રહ્યા નથી; અને એવા પ્રકારના કોઈ નવા ધર્મની રચના કદી કદી થાય છે, તોપણ તેને સ્વીકારનારા

બહુજ થોડા હોય છે. આટલું છતાં પણ એ બેઉ શ્રેણીના ધર્મની વચ્ચે એક સામ્ય એ છે કે, તેમના સિદ્ધાંતો અમુક વ્યક્તિઓના પ્રત્યક્ષ અનુભવ ઉપરજ રચાયેલા હોય છે. ખ્રિસ્તીધર્મને માનનારા આપણને કહે છે કે, "અમારા ધર્મમાં શ્રદ્ધા રાખો; ઇસુખ્રિસ્તને ઇશ્વરાવતાર માનો અને ઈશ્વર, જીવ તથા જીવની ઉન્નતિ વિષે અમે જે કહીએ તે કબૂલ રાખો." આપણે તેમ કરવાનું કારણ જો તેમને પૂછીશું, તો તેઓ કહેશે કે, "અમે એમ શ્રદ્ધાપૂર્વક માનીએ છીએ." પણ જો આપણે ખ્રિસ્તીધર્મનું મૂળ તપાસી જોઇશું તો સમજાશે કે, એ ધર્મ પણ પ્રત્યક્ષ અનુભવ ઉપર રચાયો છે. ઇસુખ્રિસ્ત કહેતો કે, "મને ઈશ્વરનું દર્શન થયું છે." તેના સમાગમમાં આવેલા શિષ્યો પણ કહી ગયા છે કે, "અમને ઇશ્વરનો અનુભવ થયો છે." આવી આવી પ્રત્યક્ષ અનુભવની અનેક કથાઓ ખ્રિસ્તીધર્મના ગ્રંથોમાં છે.

બૌદ્ધધર્મની પણ એવીજ હકીકત છે. બુદ્ધ ભગવાને પણ પોતાના પ્રત્યક્ષ અનુભવ ઉપર ધર્મની રચના કરી છે. તેમણે જે જે સત્યોનો અનુભવ કર્યો હતો; તેનોજ તેમણે જગતમાં પ્રચાર કર્યો હતો. હિંદુધર્મનો પણ એવોજ ઇતિહાસ છે. તેમનાં શાસ્ત્રોમાં ઋષિના નામથી ઓળખાતા ગ્રંથકર્તાઓ કહી ગયા છે કે, "અમે અમુક સત્યોનો અનુભવ કર્યો છે; અને એ સત્યોનો તેમણે જગતમાં પ્રચાર કર્યો છે. આટલા ઉપરથી સર્વને સમજાશે કે, જગતના તમામ ધર્મ, જ્ઞાનનો સાર્વભૌમિક અને સુદૃઢ પાયો જે અનુભવ છે, તેનાજ આધાર ઉપર રચાયેલા છે અને તેના સઘળા મૂળ પુરુષોએ ઇશ્વરનું દર્શન કરેલું હોય છે. તેમણે પોતાના આત્માનો સાક્ષાત્કાર કર્યો હોય છે; પોતાના અનંત સ્વરૂપની અને પોતાની ભવિષ્યની સ્થિતિની તેમને ઝાંખી થયેલી હોય છે. તેમણે જે કાંઇ જોયું તથા અનુભવ્યું છે, તેનોજ તેઓ

ઉપદેશ આપી ગયા છે હિંદુધર્મ અને બીજા ઘણાખરા ધર્મ વચ્ચે વર્તમાન સમયમાં ખાસ મતભેદ માત્ર એટલોજ છે કે, હિંદુ સિવાયના ધર્મોના મત પ્રમાણે હાલ એવો પ્રત્યક્ષ અનુભવ મેળવવાનુ અશક્ય છે. જેમના નામથી એ જુદાજુદા ધર્મ ચાલી રહ્યા છે, તેવા થોડા ગણ્યાગાંઠ્યા માણસોએ જેવો સ્વાનુભવ કર્યો હતો, તેવો અનુભવ કરવાનો હવે બીજાઓ માટે શક્ય નથી આવી માન્યતાને લીધેજ વર્તમાન સમયમાં ધર્મ એ શ્રદ્ધા અને વિશ્વાસ નો વિષય થઇ પડ્યો છે હું આ મતનો પૂરેપૂરો વિરોધ કરૂં છું. જ્યારે વિજ્ઞાનની કોઇ પણ બાબતનો પ્રયોગ કરીને અમુક વૈજ્ઞાનિક નવું સત્ય શોધી કાઢે છે, ત્યારે તે ઉપરથી સાર્વભૌમિક સત્ય સિદ્ધાંતને આધારે આપણે એટલું જરૂર કહી શકીએ કે, એ સત્યને જાણવાનું પૂર્વે શક્ય હતું, તો વર્તમાનમા તેમજ ભવિષ્યમાં પણ તેને જાણવાનુ કરોડો વાર શક્ય હોવુંજ જોઇએ. સમાન વર્તન એ પ્રકૃતિનો અટળ નિયમ છે અને જે ક્રિયા એક વાર થઈ, તે તેવાજ સંયોગો પ્રાપ્ત થતાં બીજી વાર પણ બનવીજ જોઇએ.

આજ કારણથી યોગવિદ્યાના આચાર્યો કહે છે કે, ધર્મ એ કાંઇ માત્ર પ્રાચીન સમયના અનુભવો ઉપરજ રચાયેલો નથી. પોતાની જાતે અનુભવ મેળવ્યા વગર કોઈ પણ માણસ ખરો ધાર્મિક થઇ શકતોજ નથી.

હવે જે વિદ્યા વડે એ સર્વ અનુભવો મેળવવાની ચાવી હાથ લાગે છે તે વિદ્યાને <u>યોગ</u> કહે છે. ધર્મના તમામ સત્યોનો જ્યાંસુધી કોઇએ જાતે અનુભવ ન લીધો હોય, ત્યાંસુધી ધર્મની મોઢાની ચર્ચા તથા અંધશ્રદ્ધા બને નિરર્થક છે. ઇશ્વરના નામથી દુનિયામાં જે ધાંધલ, કલેશ અને ઝઘડા થતા આવ્યા છે, તથા ઈશ્વરના ઓઠા હેઠળ દુનિયામાં જેટલી ખૂનરેજી થઇ છે,

તેટલી બીજા કોઇ પણ કારણસર થઇ નથી આનુ કારણ એજ છે કે, ધર્મના ખરા ઊંડાણમા એ ઝઘડા અને મારામારી કરનારા માના કોઇએ પ્રવેશજ કર્યો નથી એ સઘળાઓ માત્ર પોતપોતાના પૂર્વજોના કેટલાક આચારોનેજ ધર્મ સમજીને સતોષ માની લે છે અને તેઓ ઇચ્છે છે કે, બીજાઓ પણ અમારૂ જ અનુકરણ કરે જેમને આત્માનો અનુભવ અને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો નથી, તેમને ઇશ્વર અને આત્મા છે એવુ બોલવાનો અધિકારજ શે છે? જો ઇશ્વર અસ્તિત્વના હોય તો તેનુ દર્શન કેમ ન થાય? જો આત્મા જેવો કોઇ પદાર્થ હયાતીમા હોય, તો તેનો અનુભવ થવોજ જોઇએ જો તેમ બનવુ અશક્યજ હોય, તો પછી ઇશ્વર અને આત્મા નથી, એજ માન્યતા વધારે પ્રામાણિક છે સ્વાનુભવ વગરના ભક્ત કરતા સ્પષ્ટવાદી નાસ્તિક વધારે સારો એક બાજુએ અત્યારે જેમની ગણના વિદ્વાન વર્ગમા થાય છે તેમનો અભિપ્રાય એવો છે કે ધર્મ, તત્ત્વજ્ઞાન અને આત્માનુસધાન એ સર્વ પ્રવૃત્તિ વૃથા છે બીજી બાજુએ જેઓ અર્ધશિક્ષિત છે તેમના મનનુ વલણ એવુ છે કે, "ધર્મ અને તત્ત્વજ્ઞાનને વાસ્તવિક રીતે કશો આધાર નથી, પણ તે ઉપયોગી છે, કારણકે જગતનુ કલ્યાણ કરનાર પ્રવૃત્તિઓને ધર્મ અને તત્ત્વજ્ઞાન વડે સારે પોષણ મળે છે ઇશ્વર છે એમ લોકો માને છે તેથીજ તેઓ સાચા નીતિપરાયણ અને એકબીજા તરફ સૌજન્યશાળી થાય છે" તેમનો આવા પ્રકારનો અભિપ્રાય હોય તેમા તેમનો દોષ પણ કેમ કહાય? કારણકે તેમને ધર્મ સબધી જે કઇ જ્ઞાન મળ્યુ તેમા સાર રહિત, ઉન્મત્ત મનુષ્યના પ્રલાપ જેવા શબ્દસમૂહ કરતા વિશેષ કઇજ હોતુ નથી તેમને વગરવિચાર્યે શ્રદ્ધાજ રાખવાનુ કહેવાના આવે છે એવી આધળી શ્રદ્ધા કયો વિચારવત માણસ રાખી શકે? જો તેઓ તેમ કરી શકે તો પછી મનુષ્ય-

સ્વભાવ ઉપરથી મારી શ્રદ્ધા અમૂળગી ખસી જાય. મનુષ્ય સત્યને માટે તલસે છે; સત્યનો જાતે અનુભવ કરવા ઇચ્છે છે; સત્યનો સાક્ષાત્કાર કરવા ઉત્સુક છે; અંતઃકરણના ઊંડાણમાં રહેલા સત્યનો અપરોક્ષ અનુભવ લેવા ચાહે છે. એમ થાય ત્યારેજ વેદો કહે છે તેમ સંદેહમાત્ર ટળી જાય; અંધકારનું આવરણ છિન્નભિન્ન થઈ જાય અને જગતમાંજ્યાં જ્યાં વક્રતા દેખાતી હોય ત્યાં ત્યાં સરળતા અને મધુરતાનો અનુભવ થાય.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे ॥

ભાવાર્થ:-"ઇશ્વરરૂપ આત્માનો સાક્ષાત્કાર થતાં હૃદયની ગ્રંથિ છૂટી જાય છે, સર્વ સંશયો નિવૃત્ત થઇ જાય છે અને કર્મો નાશ પામે છે."

शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा आये धामानि दिव्यानि तस्थुः ।
वेदाहमेतं पुरुषं महान्तम् आदित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥

ભાવાર્થ:-"હે અમૃતનાં સંતાનો! દિવ્યધામનિવાસીઓ! સાંભળો. મને અજ્ઞાનરૂપ અંધકારમાંથી પ્રકાશનો પંથ હાથ લાગ્યો છે. જે સમસ્ત અંધકારથી પર છે, તેને જાણ્યાથીજ અંધકારથી મુક્ત થવાય છે. એ સિવાય મુક્તિનો બીજો માર્ગ નથી.

સત્યની પ્રાપ્તિનો સર્વાંશે વ્યવહારોપયોગી અને શાસ્ત્રીય-માર્ગ માનવજાતિને બતાવી દેવાનું કામ "રાજયોગ." વિદ્યાનું છે. પ્રથમ એ વાત બરાબર સમજી લેવી જોઇએ કે, દરેક વિદ્યાને પોતપોતાની સ્વતંત્ર અનુસંધાન પદ્ધતિ હોય છે. ધારો કે તમારે

જ્યોતિષી થવું છે, પણ એક જગ્યાએ બેસીને તમે "જ્યોતિષ, જ્યોતિષ" એવા પોકાર કર્યા કરો તો તેથી કાંઇ તમને જ્યોતિષવિદ્યા આવડી જાય નહિ. રસાયનશાસ્ત્રનું પણ એમજ સમજવું. એ શાસ્ત્રનો અભ્યાસ કરવો હોય તો તેની ચોક્કસ પદ્ધતિ પ્રમાણેજ અભ્યાસ કરવો જોઇએ. પ્રયોગશાળામાં જઈ જુદાજુદા દ્રવ્યોને અમુક પ્રમાણમાં એકત્રિત કરીને પ્રયોગ કરતાં કરતાંજ રસાયનશાસ્ત્રી થનાય. ખગોળવેત્તા થવું હોય તો વેધશાળાનો આશ્રય લઈ દૂરબીન વડે ગ્રહોનું અવલોકન કરી, તેમની ગતિ ઇત્યાદિ સંબંધી જે જે ગણતરીઓ કરવી ઘટે, તે કરતાં શીખીએ તોજ ખગોળવિદ્યા આવડે. આ પ્રમાણે દરેક વિદ્યાનો અભ્યાસ કરવાની ચોક્કસ પદ્ધતિ નિર્માણ કરેલી હોય છે. હું તમારી આગળ ધર્મ સંબંધી હજાર ભાષણો આપું, પણ તમે પોતે જ્યાંસુધી તેની સાધના ન કરો, ત્યાંસુધી તમે કદાપિ ધાર્મિક થઇ શકો નહિ. તમામ યુગમાં, દેશેદેશમાં નિષ્કામ અને પવિત્ર સાધુ મહાત્માઓ જગતને એજ સત્યનો ઉપદેશ આપી ગયા છે. જગતનું કલ્યાણ કરવા સિવાય તેમનાં પવિત્ર અંતઃકરણમાં બીજો કોઇ હેતુજ ન હતો. તેઓ સઘળા એકની એકજ વાત કહી ગયા છે કે, ઇંદ્રિયોની મદદ વડે સત્યનો જેટલો અનુભવ થાય છે, તે કરતાં અમે સત્યનો વધારે નિકટનો સમાગમ કર્યો છે અને તમે પણ જાતે સમાગમ કરીને ખાતરી કરી લો. તેઓ કહે છે કે, તમને બતાવેલા સાધનમાર્ગનું સરળ મનથી અનુસરણ કર્યે જાઓ. જો તમને એ સર્વોત્તમ સત્યની પ્રાપ્તિ ન થાય તો તમે સ્પષ્ટપણે કહી દેજો કે, એ સત્ય સંબંધી જે કાંઇ કહેવામાં આવ્યું છે, તે તદ્દન જૂઠું છે પણ આ રીતે જાતે સાધન કરીને અનુભવ મેળવ્યા વગરજ સાધુ મહાત્માઓના કથનને આ કાનમાંથી પેલા કાનમાં કાઢી નાખવાં ઘટે નહિ. આપણે એકનિષ્ઠા-

થી બતાવેલે માર્ગે સાધન કરીએ તો આપણને સત્યનું દર્શન જરૂર થવાનુંજ.

કોઇ પણ વિષયનું જ્ઞાન મેળવવા માટે તે વિષય સાથે સંબંધ ધરાવતી વસ્તુઓનું અવલોકન અને તુલના કર્યા પછીજ અમુક સામાન્ય સિદ્ધાંતો તારવી કાઢવા પડે છે. દાખલા તરીકે આપણે એક, બે, ત્રણ એમ અનેક માણસોને મરતાં જોઇએ, તે ઉપરથી માણસજાત મરણને અધીન છે, એવો એક સામાન્ય સિદ્ધાંત તારવી કાઢીએ છીએ. આપણા મનની અંદર કેવી કેવી ક્રિયાઓ અને વ્યાપાર ચાલી રહ્યા છે, તે જ્યાંસુધી પ્રત્યક્ષ રીતે ન અવલોકીએ, ત્યાંસુધી આપણા મન વિષે, મનુષ્યની આંતરિક પ્રકૃતિને વિષે આપણે કાંઇજ જાણતા નથી એમ કહીએ તો ખોટું નથી. બાહ્યસૃષ્ટિના બનાવોનું અવલોકન કરવું ઘણું સહેલું છે. કુદરતના દરેક અવયવનું નિરીક્ષણ કરવા માટે હજારો જાતનાં યંત્રો બનાવી શકાયા છે, પણ આતરિક સૃષ્ટિનું અવલોકન કરવામાં સહાય આપે એવું યંત્ર હજી તૈયાર થયું નથી. પણ એટલું તો આપણે નિશ્ચયપૂર્વક માનીએ છીએ કે, કોઇ પણ વિષયનું જ્ઞાન મેળવવા માટે અવલોકનની તો પહેલીજ જરૂર છે. પૃથક્કરણ કર્યા વગર મેળવેલું જ્ઞાન એ જ્ઞાન ન કહેવાય, પણ માત્ર અનુમાન અને કલ્પનાની સૃષ્ટિજ. એટલા માટેજ મનોવ્યાપારનું અવલોકન અને પૃથક્કરણ કરવાનો ઉપાય જેમને હાથ લાગ્યો છે, તેમના સિવાયના બીજા તમામ માનસશાસ્ત્રીઓ પરાપૂર્વથી અંદર અંદર અથડાયાજ કરે છે.

રાજયોગ-વિદ્યા પ્રથમ તો મનુષ્યને તેના અંતરનું અવલોકન કરવાની ચાવી બતાવે છે. મન એજ મનનું અવલોકન કરવાનું સાધન છે. મનુષ્યની એકાગ્રતાશક્તિ જ્યારે યોગ્ય

માર્ગે દોરવાઈને આંતરજગત તરફ વળે છે, ત્યારે તે પ્રકાશથી મનના એકેએક અંગનું પૃથક્કરણ થઈ જાય છે અને મનોવ્યાપારનો આખો વિષય દીવા જેવો સ્પષ્ટ જોઈ શકાય છે. પ્રકાશનાં કિરણ ગમે તેમ વેરણછેરણ થઈ ગયાં હોય, તેના જેવી આપણી મનોવૃત્તિઓની અત્યારે અવસ્થા છે, પણ એજ શક્તિઓ જ્યારે એક કેંદ્રમાં સ્થિર થાય છે, ત્યારે તેના પ્રકાશથી બધું ઝળહળી રહે છે. સત્યજ્ઞાન મેળવવાનો આ એકજ માર્ગ છે. બાહ્યજગતમાં તેમજ આંતરજગતમાં આજ શક્તિની મદદ લેવી પડે છે. વૈજ્ઞાનિકો જેમ બાહ્યજગતમાં પ્રયોગ કરતી વેળા એ શક્તિને કામમાં લે છે, તેવીજ રીતે મનોવ્યાપારનો શોધક એ શક્તિને મનના ઉપરજ પ્રયોગ કરવામાં વાપરે છે. અલબત, એમાં લાંબા અભ્યાસની જરૂર તો છેજ. બાળપણથી આપણે બહારની વસ્તુઓ ઉપરજ ચિત્ત પરોવતાં શીખ્યા છીએ. આંતરજગત તરફ મનને વાળવાનું આપણે શીખ્યા નથી; તેમ એ દિશામાં કદી પ્રયત્ન પણ કર્યો નથી, તેથી મનને અંતર્મુખ કરીને તેની આંતરરચના તપાસવાની શક્તિ આપણામાંના ઘણાખરા ગુમાવી બેઠા છે. મનોવૃત્તિઓને અંતર્મુખ કરીને તેમની બહિર્મુખ ગતિનું નિવારણ કરવામાં આવે, તોજ મનનું ખરૂં સ્વરૂપ જાણી શકાય અને પોતાની જાતનું પૃથક્કરણ કરીને તેનું અવલોકન કરી શકાય. એ કામ ઘણું કઠિન છે. તેને માટે મનની તમામ શક્તિઓને એક કેંદ્રમાં સ્થિર કરીને મનના ઉપરજ તેનો પૂર્ણ પ્રકાશ નાખવો પડે છે, પણ એ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ કરવો હોય તો એ વિના બીજો રસ્તોજ નથી.

આવા પ્રકારના જ્ઞાનનો ઉપયોગ શો, એ પ્રશ્ન ઘણી વાર પુછાય છે. પ્રથમ તો જ્ઞાન એજ જ્ઞાનનો સર્વશ્રેષ્ઠ પુરસ્કાર છે. એ જ્ઞાનથી અલબત બીજા લાભ પણ છે-એનાથી દુઃખમાત્રનો નાશ

થઈ જાય છે. જ્યારે મનુષ્ય પોતાના મનનું પૃથક્કરણ કરી જુએ છે, ત્યારે એવી એક વસ્તુનો તેને સાક્ષાત્કાર થાય છે કે, જેનો કોઈ કાળે પણ નાશ થઇ શકતો નથી–જે પોતાના સ્વભાવ વડેજ નિત્યપૂર્ણ અને નિત્યશુદ્ધ છે આમ થયું એટલે પછી તેને માટે દુઃખનો કે કલેશનો સંભવ રહેતો નથી. કલેશ, ભય, અને અપૂર્ણ વાસનાઓમાંથીજ સર્વ દુઃખની ઉત્પત્તિ થાય છે. ઉપરોક્ત અવસ્થા પ્રાપ્ત કર્યા પછી મનુષ્ય સમજી શકે છે કે તેને માટે મૃત્યુ જેવું કાંઈ છેજ નહિ; એટલે પછી તેને મૃત્યુનો ભય હોયજ કેની રીતે ? એકવાર તે પોતાને પૂરેપૂરો જાણી લે એટલે પછી અસાર વાસના તેને લલચાવી શકેજ નહિ. વાસના અને ભય એ બેઉ દુઃખનાં કારણો આ પ્રમાણે દૂર થયાં એટલે પછી મનુષ્ય દેહધારી રહેવા છતાં પણ પરમાનંદનો સ્વાદ લેવા સમર્થ થાય છે.

આ જ્ઞાનની પ્રાપ્તિનો એકજ ઉપાય છે અને તે ચિત્તની એકાગ્રતા. રસાયનવિદ્યાનો સંશોધક પોતાની પ્રયોગશાળામાં જઇ, પોતાના મનની તમામ શક્તિને એકજ વિષયમાં પરોવે છે; તથા જુદાંજુદાં દ્રવ્યોનું પૃથક્કરણ અને મિશ્રણ કરી પ્રયોગ કરે છે, ત્યારેજ તેને બાહ્યપદાર્થના રહસ્યનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. તેજ પ્રમાણે ખગોળવિદ્યાનો અભ્યાસી પણ પોતાના મનની સમગ્ર શક્તિને એક કેંદ્રમાં સ્થિર કરીને દૂરબીન વડે આકાશમાં રહેલા તારાં, ગ્રહો, સૂર્ય, ચંદ્ર વગેરેની ગતિ, સ્થિતિ ઇત્યાદિનું અવલોકન કરે છે ત્યારેજ તેને એ આકાશી પદાર્થો વિષેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે હું જે વિષયની તમારી સમક્ષ ચર્ચા કરૂં છું, તેમાં પણ હું મારા મનને જેમ જેમ વધારે એકાગ્રતાથી પરોવીશ તેમ તેમ તે વિષયનું રહસ્ય મારી આગળ વધારે ખુલ્લું થતું જશે તમે પણ મારા વ્યાખ્યાનમાં તમારૂં મન જેટલું વધારે પરોવશો, તેટલું મારા કથનનું રહસ્ય તમારા અંતરમાં

વધારે પ્રવેશ કરી શકશે.

માનવજાતિએ અત્યાર સુધીમાં જે કાંઇ જ્ઞાન મેળવ્યું છે, તે મનની એકાગ્રતા સિવાય બીજા કોઈ સાધનથી મળ્યું નથી. પ્રકૃતિમૈયાને બારણે ટકોરો મારશો એટલે તે પોતાનું સર્વ રહસ્ય તમારી આગળ ખુલ્લું કરી દેશે. એ ટકોરો મારવાની શક્તિ અને અધિકાર તમને એકાગ્રતા વડેજ પ્રાપ્ત થશે. મનુષ્યના મનની શક્તિ અમાપ છે. તે જેમ જેમ એકાગ્ર થતી જાય અને એકજ વિષય ઉપર ચોંટતી જાય, તેમ તેમ તેની શક્તિનો ચમત્કાર વધતો જાય છે..

મનને તેના પોતાના ઉપર સ્થિર કરવા કરતાં કોઇ બાહ્યવિષય ઉપર સ્થિર કરવાનું કામ વિશેષ સહેલું છે, કેમકે સ્વભાવથીજ તે બહિર્મુખ છે. પણ અહીં મુશ્કેલી એ ઊભી થાય છે કે ધર્મ, મનોવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનના વિષયમાં ધ્યેય અને ધ્યાતા—જાણવાનો વિષય અને જાણનાર એ બન્ને એકજ વસ્તુ છે. મનનુંજ અન્વેષણ કરવાનું છે અને અન્વેષણ કરનાર પણ મનજ છે. આપણે આ વાત તો સારી રીતે જાણીએ છીએ કે, મનમાં એટલું બધું સામર્થ્ય રહેલું છે કે, તેની પોતાની અંદર શી શી ક્રિયાઓ થાય છે, તે પણ તે સામર્થ્ય વડે જોઇ શકાય છે હું તમારી સાથે વાત કરી રહ્યો છું; પણ તેમાં એજ વખતે હું જાણે કોઇ બીજીજ વ્યક્તિ હોઉં, તેમ હું મારી જાતને ઊભેલી જોઉં છું; અને જાણે કોઇ બીજોજ માણસ બોલતો હોય તેમ હું મારૂં પોતાનું બોલવું સાંભળી રહ્યો છું. તમે પણ એકજ વખતે કામ પણ કરો છો અને તેના ઉપર વિચાર પણ કરી શકો છો. તમારા મનનો એક ભાગ જાણે તમારાથી અલગ રહીને તમે જે જે વિચાર કરતા હો તેને જોઇ રહે છે. મનની તમામ શક્તિઓને

એક કેંદ્રમાં સ્થિર કરીને મનની ઉપરજ ચોંટાડી દેવી જોઇએ. જેમ સૂર્યના પ્રખર પ્રકાશરાશિ વડે અત્યંત અંધકારમય સ્થાનનું પણ ગુપ્ત રહસ્ય ઉઘાડું પડી જાય છે, તેમ કેંદ્રીભૂત થયેલી મનની શક્તિઓને પ્રતાપે મનનાં પોતાનાં ઊંડામાં ઊંડાં રહસ્યો પણ પ્રકટ થઇ જાય છે. તેમ થતાંજ આપણી શ્રદ્ધાનો મૂળ આધાર-આપણા ધર્મનું ખરૂં સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે. આત્મા જેવો કોઇ પદાર્થ છે કે નહિ, મનુષ્યજીવન પચાસ કે સો વર્ષના આયુષ્યથી મર્યાદિત થયેલું છે કે અનંત છે, ઇશ્વર છે કે નહિ, એ સર્વ પ્રશ્નોના ઉત્તર આપણને આપોઆપ સ્વાનુભવથી મળી જશે. મનુષ્યજીવનનો આખો કોયડો આપણાં જ્ઞાનચક્ષુ આગળ ખડો થઇ જશે. આવા પ્રકારનું આનુભવિક જ્ઞાન આપવું એજ રાજયોગનો ઉદ્દેશ છે. એ રાજયોગવિદ્યાના સમગ્ર ઉપદેશનું લક્ષ્ય—(૧) મનની એકાગ્રતાની પ્રાપ્તિ, (૨) મનની અંદર કયી કયી જાતની પ્રક્રિયાઓ ચાલી રહી છે તેનું જ્ઞાન મેળવવું અને (૩) તેમાંથી સામાન્યીકરણની પદ્ધતિથી અમુક સત્ય સિદ્ધાંતો તારવી કાઢવા એજ છે. એટલા માટે રાજયોગ ઉપદેશે છે કે, તમે ગમે તે ધર્મ પાળતા હો-તમે ઇશ્વરવાદી હો કે નિરીશ્વરવાદી હો, યહૂદી, બૌદ્ધ કે ખ્રિસ્તી હો-તેની સાથે યોગવિદ્યાને કશી તકરાર નથી. તમે મનુષ્ય છો, એટલુંજ માત્ર બસ છે. પ્રત્યેક મનુષ્યને ઇશ્વર-તત્ત્વનું શોધન કરવાની શક્તિ અને અધિકાર છે. પ્રત્યેક વ્યક્તિને ગમે તે બાબતનું કારણ માગવાનો હક છે અને જો તે પ્રયત્ન કરે તો તેના પ્રશ્નના ઉત્તર તેની પોતાની અંદરથીજ મેળવવાની તેનામાં શક્તિ પણ છે; માત્ર યોગ્ય વિધિપૂર્વક પ્રયત્ન કરવાનીજ જરૂર છે.

આટલા વિવેચન ઉપરથી તમને સમજાઇ ગયુંજ હશે કે, રાજયોગની સાધનામાં કોઇ પણ પ્રકારની શ્રદ્ધા કે વિશ્વાસની

જરૂર પડતી નથી. જ્યાંસુધી આપણે અપરોક્ષ અનુભવ ન લીધો હોય, ત્યાંસુધી કાંઈજ સાચું માની લેવું નહિ, એવો રાજયોગનો ઉપદેશ છે. સત્યનું સ્થાપન કરવા માટે બીજા કોઈની સહાયતાની જરૂર નથી, એમ રાજયોગ કહે છે. જાગૃતાવસ્થાની સત્યતા સિદ્ધ કરવા માટે શું સ્વપ્નની અથવા ઉત્તેજિત કલ્પનામય અવસ્થાની જરૂર હોઇ શકે? કદી નહિ. રાજયોગના અભ્યાસ માટે લાંબા સમયના સતત પ્રયત્નની જરૂર છે. એનો કેટલોક ભાગ શારીરિક અભ્યાસને લગતો છે, પણ તેનો મોટો ભાગ તો માનસિક સંયમનોજ વિષય છે. મનનો શરીરની સાથે કેવા પ્રકારનો સંબંધ છે, તે વિષે હવે પછી કહેવામાં આવશે. મન એ શરીરની ચોક્કસ પ્રકારની અતિ સૂક્ષ્મ અવસ્થા છે અને મન શરીરની ઉપર પોતાની અસર ઉપજાવી શકે છે, એટલું જો આપણને માન્ય હોય, તો પછી શરીર મન ઉપર પણ અસર ઉપજાવી શકે છે, એ વાત પણ કબૂલજ રાખવી પડશે શરીર અસ્વસ્થ થતાં મન પણ અસ્વસ્થ થઇ જાય છે અને શરીર સારૂં હોય તો મન પણ સ્વસ્થ અને સતેજ રહે છે જ્યારે કોઈ માણસને ક્રોધ ચડે છે, ત્યારે તેનું મન પણ અસ્થિર થઇ જાય છે, અને જ્યારે મન અસ્થિર થાય છે ત્યારે શરીરની સ્વસ્થતા પણ સંપૂર્ણ અંશે બગડી જાય છે ઘણાખરા લોકોનુ મન તેમના શરીરને વધારે તાબે હોય છે. તેમના મનોબળનો ઘણાજ અલ્પ પ્રમાણમાં વિકાસ થયેલો હોય છે. તેઓ—મને ક્ષમા કરજો પણ— ઉન્નતિના માર્ગમાં પશુ કરતાં બહુજ થોડા આગળ વધેલા હોય છે; એટલુંજ નહિ પણ ઘણાખરા મનુષ્યની સંયમશક્તિ પશુપક્ષીના કરતાં પણ ઓછી હોય છે. આ પ્રમાણે મનને કાબૂમાં રાખવાનું આપણું સામર્થ્ય અતિ અલ્પ હોવાથી તે સામર્થ્ય મેળવવા માટે અને શરીર તથા મન ઉપર આપણી સંપૂર્ણ

સત્તા જમાવવા માટે કેટલાંક બાહ્યસાધનો પણ જરૂરનાં છે. શરીર જ્યારે સંપૂર્ણ રીતે શુદ્ધ થાય અને આપણા કાબૂમાં આવી જાય, ત્યારેજ મનની સઘળી ક્રિયાઓ આપણી મરજી મુજબ કરાવી શકાય છે. એ પ્રમાણે જ્યારે મનના સઘળા વ્યાપાર આપણા કાબૂમાં આવી જાય, ત્યારેજ તે આપણને વશ થયું કહેવાય; અને પછી આપણી મરજીમાં આવે તેવી રીતે તેને એકાગ્ર કરી શકીએ.

રાજયોગવિદ્યાના મત પ્રમાણે સમગ્ર બાહ્યજગત સૂક્ષ્મ જગતના માત્ર સ્થૂળ વિકારરૂપ છે સૂક્ષ્મ એ કારણ છે અને સ્થૂળ તેનું પરિણામ છે એ હમેશાં ધ્યાનમા રાખવું. આ નિયમ પ્રમાણે બાહ્યજગત પરિણામ છે, અને આંતરજગત તેનું કારણ છે; અને આ રીતે જોતા સ્થૂળ જગતમાં કાર્ય કરતી જે જે શક્તિઓ આપણી નજરે પડે છે, તે આભ્યંતરિક સૂક્ષ્મ શક્તિના સ્થૂળ અંશ રૂપજ છે. એ આભ્યંતરિક શક્તિઓનુ નિયમન કરવાનુ જેનામાં સામર્થ્ય આવી ગયું છે, તે આખી પ્રકૃતિને પોતાને વશ વર્તાવી શકે છે. સમગ્ર જગતથી પર–શ્રેષ્ઠ બનવું અને સમગ્ર પ્રકૃતિ ઉપર સત્તા બેસાડવી એ મારૂં કર્તવ્ય છે, એમ યોગી માને છે. તે પોતાને એવી સ્થિતિએ પહોચાડે છે કે, જ્યાં કુદરતના કાયદા તેના ઉપર કશોયે અધિકાર ચલાવી શકતા નથી. તે પોતે કુદરતની સત્તાની મર્યાદા બહાર નીકળી જાય છે. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં તે બાહ્ય તેમજ આભ્યંતરિક પ્રકૃતિ ઉપર પોતાનો અધિકાર બેસાડી શકે છે મનુષ્યજાતિની ઉન્નતિ અને સંસ્કૃતિ પ્રકૃતિને વશ કરવાની તેમની શક્તિ ઉપરજ આધાર રાખે છે.

પ્રકૃતિને વશ કરવા માટે જુદીજુદી પ્રજાઓએ જુદીજુદી પદ્ધતિ સ્વીકારી છે જેમ એકજ માનવસમાજમાં એક વ્યક્તિ બાહ્યસૃષ્ટિ ઉપર અધિકાર બેસાડવા મથે છે, ત્યારે બીજો માણસ

આંતરજગતને વશ કરવા પ્રયત્ન કરે છે; તેમ કેટલીક પ્રજાઓ બાહ્યજગતને વશ કરવા મથે છે, ત્યારે કેટલીક એકલા આંતરજગત ઉપરજ લક્ષ્ય પરોવે છે. કેટલાકનો એવો અભિપ્રાય છે કે, આંતરજગત વશ થશે કે આખું જગત વશ થઇ જશે; ત્યારે બીજાઓ એમ માને છે કે, બાહ્યજગતને વશ કર્યાથી સમગ્ર જગત ઉપર આપણો અધિકાર સ્થપાઈ જશે. આ બેઉ સિદ્ધાંતને ઊંડા ઊતરીને તપાસી જોતાં સમજાશે કે, એ બેઉ સાચા છે; કારણકે વાસ્તવમાં બાહ્ય અને આંતર એવો ભેદજ નથી. એ તો માત્ર કલ્પિતજ વિભાગ છે. વાસ્તવમાં એવા વિભાગનું અસ્તિત્વ હોઇ શકેજ નહિ. બહિર્વાદી તેમજ આંતરવાદી પોતપોતાના જ્ઞાનની અંતિમ સીમાએ પહોંચતાંજ એકબીજાની સાથે મળી જશે. ભૌતિકશાસ્ત્રનો અભ્યાસી પોતાના વિષયમાં ઊંડો ઊતરતાં ઊતરતાં આખરે તત્ત્વજ્ઞાનીજ બની જાય છે; તેમ તત્ત્વજ્ઞાની પણ મનોવ્યાપારનું પૃથક્કરણ કરતાં કરતાં છેવટે જડ અને ચેતન એવા પ્રભેદ કેવળ કલ્પિતજ છે, એવું જોઇ શકે છે; અને તેનાં જ્ઞાનચક્ષુ આગળથી જડ અને ચેતનના સીમાપ્રદેશ ભૂંસાઇ જઈ આખું જગત તેને એક અખંડ પદાર્થરૂપે ભાસે છે.

જેમાંથી અનેક નાના પ્રકારના પદાર્થો પ્રકટ થયા છે અને જે એક હોઇ અનેકરૂપે દર્શન આપે છે, તે એક પરમતત્ત્વ શું છે, તેનો નિર્ણય કરવો એજ સર્વ પ્રકારના વિજ્ઞાનનો ઉદ્દેશ અને લક્ષ્ય છે. રાજયોગ કહે છે કે, પ્રથમ આંતરજગત વિષે જ્ઞાન મેળવવું અને પછી તેની મદદ લઇને આંતર અને બાહ્ય પ્રકૃતિને કાબૂમાં લાવવી. ઘણા પ્રાચીનકાળથી આ દિશામાં પ્રયત્ન થતો આવ્યો છે. બીજી પ્રજાઓએ પણ આવા પ્રયાસો કર્યા છે; પરંતુ ભરતખંડની પ્રજાનું તો આ એક લક્ષણગત વલણ સિદ્ધ થઇ ચૂક્યું છે. પશ્ચિમના દેશોમાં આ વિદ્યા વિષે લોકોમાં એવી મા-

ન્યતા હતી કે, તે અત્યંત ગૂઢ અને ભેદી વિદ્યા છે; અને જેઓ તેનો અભ્યાસ કરતા તેમને લોકો જાદુગર અને મેલી વિદ્યાના પ્રયોગો કરનારા ગણીને જીવતા બાળી મૂકતા; અથવા બીજી કોઇ ક્રૂર રીતે તેમનો પ્રાણ લેવામાં આવતો અનેકવિધ કારણોને લઇને આ વિદ્યા ભરતખંડમાં પણ એવા લોકસમૂહના હાથમાં રહી ગઇ કે તેમણે તેનો નેવું ટકા જેટલો ભાગ નષ્ટ કરી દીધો અને જે કાંઇ અવશિષ્ટ રહી ગયો તેને ઘણીજ કાળજીથી છુપાવી રાખ્યો; પરંતુ ભરતખંડમાંના આવા ગુરુઓ કરતા પણ વિશેષ અધમ પ્રકારના મનુષ્યો પશ્ચિમના દેશોમાં આજકાલ ગુરુપદ ધારણ કરી બેઠેલા જોવામાં આવે છે. ભરતખંડના ગુરુઓ તો યોગવિદ્યા સંબંધે કાંઇક પણ જાણતા હોય છે; ત્યારે આ લોકો તો કશુંયે જાણતા નથી.

સમસ્ત યોગપદ્ધતિમાં જે કાંઈ અદ્દ્ભુત અને ભેદભરેલું કહેવાતું હોય તેને પ્રથમથીજ બાજુ પર મૂકી દેવું અને જે કાંઈ બળપ્રદ હોય તેનેજ ગ્રહણ કરીને આગળ વધવું. ધર્મમાં પણ બળ એજ મુખ્ય વસ્તુ હોવાથી બીજા વિષયોની માફક તેમાં પણ જેનાથી બળની હાનિ થવાનો સંભવ હોય તેનો એકદમ ત્યાગ કરવો. છૂપી અને ભેદભરેલી બાબતો જાણવાની ઘેલછા મનોબળનો ક્ષય કરે છે. યોગવિદ્યા, જેનું સ્થાન બધી વિદ્યાઓમાં સર્વથી શ્રેષ્ઠ છે, તેને ગુપ્ત રાખીનેજ નષ્ટપ્રાય કરી મૂકી છે. હજારો વર્ષો પૂર્વે ભરતખંડમાં તેની શોધ થઇ ત્યારથી તેની વ્યાખ્યા અને પ્રચાર પદ્ધતિસર કરવામાં આવ્યાં હતાં; છતાં નવાંઇ જેવી વાત એ છે કે, યોગવિદ્યા ઉપર વાર્તિક લખનારા જેમ આધુનિક તેમ તેમ તેમનાં લખાણોમાં કઠિનતા, ભૂલો અને ગોટાળા વધારે; અને જેમ પ્રાચીન તેમ તેની ચર્ચા શુદ્ધ અને ન્યાયપુરઃસર. આધુનિક લેખકોએ અનેક પ્રકારની ભેદી અને ચમત્કાર ભરેલી વાતો

યોગવિદ્યામાં ઘુસાડી દીધી છે. આ રીતે જેના જેના હાથમાં આ વિદ્યા ગઇ તેમણે તેમણે પોતાનાજ હાથમાં ખપી સત્તા અને પ્રતિષ્ઠા રાખવાના હેતુથી તેને અત્યંત ભેદભરેલી અને ગુપ્ત રાખવા જેવી બનાવી મૂકી તેના ઉપર બુદ્ધિનો પૂર્ણ પ્રકાશ પડતો અટકાવ્યો છે.

હું તમને આરંભમાંજ કહી ગયો છું કે, હું જે કાંઇ તમારી આગળ કહું છું, તેમાં ગુપ્ત અને ભેદભરેલું કશું છેજ નહિ. હું જે કાંઇ થોડુંઘણું જાણું છું, તે હું તમને સમજાવીશ. તર્કથી કે દૃષ્ટાંતથી જેટલું મારાથી સમજાવી શકાશે, તેટલું હું સમજાવી દઇશ, પણ જે બાબતો હું પોતે પૂરેપૂરી નહિ સમજ્યો હોઉં તેવી બાબતો કહેતી વખતે હું તમને કહી દઇશ કે, "શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલું છે." અંધશ્રદ્ધા રાખવી એ વાજબી નથી, પોતાની વિચારશક્તિ અને તુલનાશક્તિનો પણ તમારે ઉપયોગ કરવો જોઇએ શાસ્ત્ર જે કાંઈ કહે છે તે સત્ય છે કે નહિ, તેની તમારે પ્રયોગ કરીને અનુભવસિદ્ધ ખાતરી કરી લેવી. પદાર્થવિજ્ઞાનનો અભ્યાસ તમે જે રીતે કરો છો તેજ રીતે તમારે ધર્મવિજ્ઞાનનો અભ્યાસ કરવો. તમે એ બાબતમાં પ્રથમ અધ્યાપકનું વ્યાખ્યાન સાંભળો છો અને પછી પ્રયોગશાળામાં જઈ નિયત કરેલી પદ્ધતિ પ્રમાણે પ્રયોગ કરી જુઓ છો. યોગવિદ્યામાં ગુપ્ત રાખવા જેવું કે ડરવા જેવું કાંઈ છેજ નહિ. જે કાંઇ સત્ય છે તેનો સર્વજન સમક્ષ, ધોળે દિવસે અને જાહેરમાંજ પ્રચાર થવો જોઇએ. અમુક ક્રિયાઓને ભેદભરેલી રીતે પડદા પાછળ રાખવા જતાંજ વિપત્તિ આવી પડે છે.

યોગવિદ્યા વિષે વધારે વિવેચન કરવા પહેલાં સાંખ્યદર્શન વિષે હું તમને કાંઇક કહેવા માગું છું; કેમકે સાંખ્યદર્શનનાજ આધાર પર આખું યોગશાસ્ત્ર રચાયલું છે. એ સાંખ્યદર્શનમાં

વિષયજ્ઞાનનો ક્રમ આ પ્રમાણે બતાવેલો છે. પ્રથમ બાહ્યવિષયની સાથે ચક્ષુ ઇત્યાદિ ઇંદ્રિયોનાં યંત્રોનો સંયોગ થાય છે. તેમની મારફતે વિષયનું જ્ઞાન ઇંદ્રિયો સુધી પહોંચે છે. ઇંદ્રિયો દ્વારા મનને અને મનદ્વારા નિશ્ચયાત્મિકા બુદ્ધિને વિષયનું જ્ઞાન થાય છે અને ત્યાર પછી છેવટે પુરુષ અથવા જીવાત્મા એ જ્ઞાનને ગ્રહણ કરે છે પછી એનાં એજ સાધનોદ્વારા વિષયજ્ઞાનની લાગણીને જીવાત્મા ફરી પાછી ઇંદ્રિયો સુધી પહોંચાડે છે. આટલી ક્રિયાઓ થવાથી આપણને કોઈ પણ પદાર્થનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. મન, બુદ્ધિ વગેરે આત્માને મુકાબલે જડ મનાય છે; પણ નેત્ર, ત્વચા વગેરે બાહ્યઇંદ્રિયોને મુકાબલે મન વધારે સૂક્ષ્મ દ્રવ્યનું બનેલું છે. જે પદાર્થોનું મન બનેલું છે તે ક્રમે ક્રમે વધારે સ્થૂળતાને પામતાં તેમાંથી તન્માત્રાની ઉત્પત્તિ થાય છે. એ તન્માત્રા વિશેષ સ્થૂળ થતાં તેમાંથી બાહ્ય જડ ઇંદ્રિયોની રચના થાય છે. સાંખ્યદર્શન મનોવિજ્ઞાનની આવી રૂપરેખા બતાવે છે. સારાંશમાં, બુદ્ધિ અને સ્થૂળ પદાર્થ એ બેની વચ્ચે માત્ર પરિમાણોનોજ ભેદ છે. બેઉ જડ તો છેજ, પણ બુદ્ધિના કરતાં બાહ્ય પદાર્થ વિશેષ જડ છે. ચેતન તો માત્ર એક આત્માજ છે. મન જાણે આત્માને અધીન એક યંત્ર છે. એની મદદથી આત્મા બાહ્ય વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. આ મન હમેશાં ચંચળ અને પરિવર્તનશીલ છે. એક પદાર્થમાંથી બીજા પદાર્થમાં દોડે છે; કોઈ વાર એકી વખતે બધી ઇંદ્રિયો સાથે વળગેલું રહે છે; કોઈ વાર માત્ર એકજ ઇંદ્રિયમાં ભરાઇ રહે છે અને કોઈ વાર બધી ઇંદ્રિયોથી અલગ થઈ જાય છે. દાખલા તરીકે. જ્યારે ઘણીજ એકાગ્રતાપૂર્વક હું ઘડિયાળના ટકોરા સાંભળતો હોઉં, ત્યારે મારી આંખો ઉઘાડી હોય, છતાં હું કાંઇજ જોઇ શકતો નથી. આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજી શકાશે કે, મન શ્રવણેંદ્રિય સાથેજ જોડા-

યેલું હતું અને દર્શનેંદ્રિયમાં હતું નહિ. એવીજ રીતે મન એકી વખતે બધી ઇંદ્રિયો સાથે જોડાયેલું રહી શકે છે. વળી મનમાં અંતરદૃષ્ટિ કરવાનું પણ સામર્થ્ય રહેલું છે એ શક્તિને પ્રતાપે મનુષ્ય પોતાની અંદરના ઊંડામાં ઊંડા પ્રદેશનું દર્શન કરી શકે છે. આ અંતરદૃષ્ટિ કરવાની શક્તિનો વિકાસ કરવો એજ યોગશાસ્ત્રનો ઉદ્દેશ છે. મનની તમામ શક્તિઓને એક કેંદ્રમાં સ્થિર કરીને તેમને બહારથી અંતરમાં વાળીને, પોતાની અંદર શું શું થાય છે તે જોવાનો યોગી પ્રયત્ન કરે છે. આમાં માત્ર શ્રદ્ધાથીજ સાચું માની લેવા જેવું કશું નથી. એ તો જ્ઞાની પુરુષોના પ્રત્યક્ષ અનુભવની વાત છે. હાલના શરીરવિજ્ઞાનશાસ્ત્રીઓ પણ માને છે કે, નેત્ર એ વાસ્તવિક રીતે દર્શનેંદ્રિય નથી; પણ મગજની અંદર રહેલા જ્ઞાનતંતુના એક કેંદ્રમાંથી દર્શનેંદ્રિયની પરિચાલનક્રિયા ઉત્પન્ન થાય છે. બીજી ઇંદ્રિયોનો પણ એજ નિયમ છે. તેઓ એમ પણ કહે છે કે, મગજ જે પદાર્થનું બનેલું છે તેજ પદાર્થનાં એ કેંદ્રો પણ બનેલાં છે. સાંખ્યદર્શનનો પણ આવોજ અભિપ્રાય છે. પણ એકજ વાતનો તફાવત છે કે, જડસૃષ્ટિનો અભ્યાસ કરતાં કરતાં પાશ્ચાત્ય વિદ્વાનોએ જે શોધ કરી છે, તેજ વાત યોગીઓ અંતઃસૃષ્ટિનું અવલોકન કરતાં જાણી શકયા છે. આટલો તફાવત બાદ કરતા બેઉનું કથન બરાબર મળતું આવે છે. આપણે તો આ પ્રદેશને ઓળંગીને પણ વધારે આગળ જવાનું છે.

પોતાના શરીરની અંદર શું શું થાય છે તે પોતે નજરે જોઇ શકે એવી સ્થિતિ પ્રાપ્ત કરવા યોગી ઇચ્છે છે. મનની પ્રત્યેક ક્રિયા તેની માનસિક દૃષ્ટિ આગળ ખડી થવી જોઈએ. બાહ્યવિષયો ઇંદ્રિયોનાં યંત્રો સાથે સમાગમમાં આવતાં જે લાગણી ઉત્પન્ન થાય છે, તે લાગણી જ્ઞાનતંતુઓની મારફતે કેવી રીતે મન સુધી પહોંચે છે અને મનની મારફતે તે લાગણીને બુદ્ધિ કેવી રીતે

ગ્રહણ કરે છે; અને પછી છેવટે તેનું પુરુષ અથવા આત્માને કેવી રીતે ભાન થાય છે એ આપણે પ્રથમ સમજી લેવું પડશે. દરેક વિદ્યાનો અભ્યાસ કરવાની પદ્ધતિ નિયત કરેલી હોય છે. કોઇ પણ વિદ્યાનો અભ્યાસ કરવો હોય, તો પ્રથમ તેને માટે તૈયારી કરવી પડે છે અને પછી બતાવેલે માર્ગે ધીરજથી પ્રયત્ન કરવો પડે છે; એ સિવાય જ્ઞાન મેળવવાનો બીજો કોઇ ઉપાય નથી. રાજયોગના અભ્યાસ માટે પણ એવોજ નિયમ છે.

શરૂઆતમાં સાધકને ખોરાકની બાબતમાં પણ કેટલાક નિયમોનું પાલન કરવું પડે છે. જેનાથી મનની પવિત્રતા સચવાય એવોજ ખોરાક લેવો જોઇએ. ખોરાક અને મનનો કેવો નિકટ સંબંધ છે, તે પશુશાળામાં જઇને જુદાંજુદાં પશુઓનો આહાર અને તેમના સ્વભાવની સરખામણી કર્યાથી સમજાઈ જશે. હાથી એક પ્રચંડ જાનવર છે, તોપણ તેનો સ્વભાવ ઘણોજ શાંત છે; પણ તમે સિંહ કે વાઘના પાંજરા આગળ જઇને ઊભા રહેશો તો તે કેવા ચંચળ વૃત્તિના છે, તે તરત જણાઇ આવશે. ખોરાકની સ્વભાવ ઉપર કેવી પ્રબળ અસર થાય છે, તેનું મેં તમને આ એક દૃષ્ટાંત આપ્યું. આપણા શરીરમાં જે જે શક્તિઓ કામ કરી રહી છે, તેની ઉત્પત્તિ આહારમાંથી થાય છે એ તો આપણે દરરોજ જોઇ શકીએ છીએ; એટલા માટે સાધક અવસ્થામાં ખોરાકની બાબતમાં બહુજ કાળજી રાખવાની જરૂર છે, યોગાભ્યાસમાં ઘણા આગળ વધી ગયા પછી બહુ સાવધાનતા ન રાખીએ તો કદાચ ચાલી શકે. ઝાડ નાનું હોય ત્યાંસુધી તો તેને આસપાસ વાડ કરીને જાળવી રાખવું પડે છે; નહિ તો ઢોર ઉખેડી નાખીને ખાઇ જાય. મોટું થયા પછી તો એવા અનેક ઉપદ્રવ સહન કરવાની તેનામાં શક્તિ આવે છે.

અત્યંત વિલાસ અને અત્યંત દેહદમન એ બેઉનો યોગા-

અભ્યાસીએ ત્યાગ કરવો જોઇએ યોગીને ભગવદ્‌ગીતામા ઉપદેશ આપ્યો છે કે શરીરને વિના કારણ દુ ખ ઊપજે એવું કામ તેણે કદી કરવું નહિ

> नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
> न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥
> युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
> युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥
>
> ગીતા–અધ્યાય ૬, શ્લો ૧૬, ૧૭

અર્થાત્–અતિ આહાર કરનાર, અતિ ઉપવાસ કરનાર, અતિ નિદ્રા કરનાર, અતિ ઉજાગરો કરનાર, અત્યત શ્રમ કરનાર અને અત્યત નિરુદ્યમી–એમાનો કોઈ યોગાભ્યાસમા પ્રગતિ કરી શકશે નહિ



# અધ્યાય ૨ જો–સાધનનું પહેલું પગથિયું

રાજયોગનાં આઠ અંગ મનાય છે. (૧) યમ–એમાં અહિંસા., સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહનો સમાવેશ થાય છે. (૨) નિયમ–એમાં શૌચ, સંતોષ, તપશ્ચર્યા, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન અથવા ઇશ્વરને આત્મસમર્પણ. (૩) આસન એટલે ધ્યાન ધરવા માટે યોગ્ય બેઠક (૪) પ્રાણાયામ એટલે પ્રાણો ઉપર કાબૂ બેસાડવો. (૫) પ્રત્યાહાર એટલે મનને અંતર્મુખ કરવાની ક્રિયા. (૬) ધારણા એટલે ચિત્તની એકાગ્રતા. (૭) ધ્યાન. (૮) સમાધિ એટલે જ્ઞાનાતીત અવસ્થા. યોગનાં ઉપર ગણાવેલાં આઠ અંગો પૈકી પહેલા બે અંગ ઉત્તમ પ્રકારનું ચારિત્ર ઘડવાનાં સાધન છે. ચારિત્રરૂપી પાયો સુદૃઢ કર્યા વગર યોગસાધનાની સિદ્ધિ થઇ શકતી નથી. યમ અને નિયમ એ બે અંગ સિદ્ધ કર્યા વગર યોગાભ્યાસનું લેશમાત્ર પણ ફળ મળી શકતું નથી. મન, વચન અને કર્મથી યોગીએ સંપૂર્ણ અહિંસાનું પાલન કરવું જરૂરનું છે આ અહિંસાભાવ એકલા મનુષ્યપ્રતિજ નહિ, પણ પ્રાણીમાત્ર તરફ હોવો જોઇએ. યોગીએ સંપૂર્ણ નિર્વૈર અને નિર્દ્વંધ રહેવું જોઇએ. તેની દયા માત્ર મનુષ્યનેજ નહિ, પણ આખા જગતને પોતાની અંદર સમાવી લે એવી વિશ્વવ્યાપી થવી જોઇએ.

યમ નિયમ પછી યોગીએ આસનનો વિચાર કરવાનો છે.

કોઈ પ્રશ્ન કરશે કે, આસન સિદ્ધ કરવાનો શો ઉદ્દેશ હશે? જયાં-સુધી જોઈએ તેવી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત ન થાય ત્યાંસુધી નિયમિત રીતે સાધન કર્યાજ કરવું જોઇએ. આ સાધનમાં કેટલીક શારીરિક તેમજ માનસિક બેઉતરેહની ક્રિયાઓ જરૂરની મનાય છે. જયાંસુધી એકના એક આસનને વગરઅડચણે લાંબા વખત સુધી બેસી શકાય, ત્યાંસુધી આસન સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. જેને જે આસને બેસવાનું ફાવે તેને માટે તે આસન ઉત્તમ કહેવાય. કેટલાક અમુક આસને બેસીને વિનાકષ્ટે ધ્યાન ધરી શકે છે, તો બીજા કેટલાકને તે આસને બેસતાં શરીરને કષ્ટનો અનુભવ થાય છે. આસન લગાવીને ત્રણ કલાક સુધી સુખરૂપ બેસી શકાય અને જાણે શરીર છેજ નહિ, એવું ભાન થવા લાગે, ત્યારે આસન સિદ્ધ થયું જાણવું. યોગવિદ્યાના સાધનમાર્ગમાં કાંઈક પ્રગતિ થયા પછી શરીરમાં કેવી રીતે ક્રિયાઓ ચાલી રહે છે તેનો સાધકને અનુભવ થવા લાગશે. નાડી અને ચક્રોની અંદર રાતદિવસ જે શક્તિપ્રવાહ સંચાર કરી રહ્યો છે, તેની ગતિ ફેરવીને તેને જુદી દિશામાં વાળવી પડશે. એમ થતાંજ શરીરમાં તદ્દન નવા પ્રકારનાં કંપન અને ક્રિયાનો આરંભ થવા લાગશે; આખા શરીરની પુનર્ઘટના થવા માંડશે. મોટે ભાગે આ ક્રિયા કરોડની અંદર રહેલાં જ્ઞાનરજ્જુમાં ચાલવા લાગે છે; એટલા માટે આસન સંબંધી કેટલીક અગત્યની સમજ આપવાની જરૂર છે. બેસતી વખતે કરોડને તેની કુદરતી સ્થિતિમાં એટલે ટટાર રાખવી. છાતી, ડોક અને માથું ત્રણે અવયવ બરાબર સીધી લીટીમાં રહેવા જોઇએ. શરીરના ઉપલા ભાગનું બધું વજન પાંસળાં ઉપર આવે એ પ્રમાણે બેસવાથી આસન ઘણું સુગમ અને સ્વાભાવિક થઈ જશે અને કરોડ પણ સીધી રહેશે. છાતી અંદર વળી ગઇ હોય એવી સ્થિતિમાં બેસવાથી સારા

વિચાર કરી ન શકાય, એ વાત તો તમે સહેલાઇથી સમજી શકશે. રાજયોગનું આ અંગ કેટલીક રીતે હઠયોગને મળતું છે. હઠયોગનો કાર્યપ્રદેશ મુખ્યત્વે કરીને સ્થૂલદેહને સુદૃઢ અને નીરોગી રાખવાનો છે. અત્યારે આપણે તેના વિષેના વિવેચનમાં ઊતરી શકતા નથી. એક તો તેને લગતી ક્રિયાઓ ઘણી અઘરી અને એક દિવસમાં શીખવી શકાય એવી નથી અને તેના દ્વારા આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત થઈ શકતી નથી. એને લગતી ક્રિયાઓનો મોટો ભાગ તેમને દેલ્સાર્ત અથવા એવા બીજા વ્યાયામશિક્ષકોના ગ્રંથોમાંથી મળી આવશે. એ લોકોએ પણ શરીરને જુદી જુદી સ્થિતિમાં રાખવાની રીતો બતાવી છે, પણ હઠયોગની માફક એમનો ઉદ્દેશ પણ શરીરને બળવાન અને નીરોગી કરવાનો છે, આધ્યાત્મિક ઉન્નતિ સાધવાનો નથી હઠયોગીના કાબૂમાં શરીરની એકેએક માંસપેશી આવી ગયેલી હોય છે. તે પોતાના હૃદયની ગતિને પણ મરજી પ્રમાણે ધીમી અથવા ત્વરાથી ચલાવી શકે છે. સારાંશમાં શરીરના આખા યંત્ર ઉપર તેનો એવો સંપૂર્ણ અધિકાર હોય છે કે, તે પોતાની મરજી મુજબ શરીરના કોઈ પણ અવયવની પરિચાલના કરી શકે છે.

શું કરીએ તો દીર્ઘાયુષી થવાય, એજ હઠયોગનો મુખ્ય ઉદ્દેશ છે. શરીર કેવી રીતે સંપૂર્ણ આરોગ્ય ભોગવે એ તરફજ હઠયોગીનું લક્ષ્ય હોય છે. પોતાના શરીરને લેશમાત્ર પણ પીડા ન થાય, એવો તેનો દૃઢ સંકલ્પ હોય છે અને તે ઘણુંજ લાંબું આયુષ્ય ભોગવે છે. સો વર્ષ સુધી જીવવું એ તો તેને મન રમત જેવું છે. દોઢસો વર્ષની ઉંમર થઇ હોય, તોપણ હઠયોગી ભરજુવાન અને તેજસ્વી દેખાય છે. તેના માથાનો એક પણ વાળ સફેદ થતો નથી; પણ આટલામાંજ હઠયોગનું બધું ફળ આવી જાય છે. વડનાં ઝાડ પણ ઘણી વાર પાંચપાંચ હજાર વર્ષ

સુધી જીવતા રહે છે, પણ તે ઝાડનું ઝાડજ રહે છે આટલા બધા વર્ષ જીવીને તેણે કયા અર્થની સિદ્ધિ કરી ? તેવીજ રીતે મનુષ્ય પણ સોબસો વર્ષ જીવે તેથી શું થયું ? માત્ર એક નિરોગી પ્રાણી તરીકેજ તેની ગણના થઇ શકે હઠયોગની એકબે સામાન્ય ક્રિયાઓ ઘણી ઉપયોગી હોવાથી હું બતાવું છું કોઈનું માથું દુખ્યા કરતું હોય તો પથારીમાંથી ઊઠીને તરતજ નાક વડે થોડું ઠંડું પાણી પીવાથી આખો દિવસ મગજ ઠંડું રહે છે અને સળેખમ થવાનો ભય રહેતો નથી નાક વાટે પાણી પીવામાં કશું અઘરૂં નથી—ઘણુંજ સહેલું છે પાણીમાં નાકનું છિદ્ર રાખીને (અથવા ટોટીવાળા પાત્રની ટોટી નાકમાં ઘાલીને) નસકોરા દ્વારા પાણીને અંદર ખેંચતા જવું સ્થિર મન રાખીને ગભરાયા વગર આ ક્રિયા કરવાથી પાણી આપોઆપ ગળામાં ઊતરતું જશે

આસન સિદ્ધ કર્યા પછી નાડીઓ અને ચક્રોને શુદ્ધ કરવા જોઇએ, એવો પણ કેટલાક યોગીઓનો અભિપ્રાય છે કેટલાક એને રાજયોગની બહારનો વિષય ગણીને રાજયોગના અભ્યાસ ક્રમમાં એને સ્થાન આપતા નથી પણ શંકરાચાર્ય જેવા ભાષ્યકારે એની અગત્ય સ્વીકારી છે, એટલે તત્સંબંધી ઉલ્લેખ કરવાની મને પણ જરૂર લાગે છે હું શ્વેતાશ્વતર ઉપનિષદના ભાષ્યમાંથી એ સંબંધી શંકરાચાર્યનો અભિપ્રાય ટાંકું છું "પ્રાણાયામની ક્રિયા વડે જે મન મળરહિત થયું હોય, તેજ બ્રહ્મમાં સંલગ્ન થઈ શકે છે એટલા માટેજ શાસ્ત્રમાં પ્રાણાયામની ક્રિયા બતાવવામાં આવી છે પ્રથમ નાડી શુદ્ધ કર્યા પછી પ્રાણાયામ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે અંગૂઠાવડે જમણું નસકોરૂં બંધ કરીને ડાબા નસકોરાદ્વારા વાયુનું યથાશક્તિ શોષણ કરવું પછી વગર વિલંબે ડાબું નસકોરું બંધ કરીને જમણા નસકોરાદ્વારા વાયુને યથાશક્તિ ધીરજથી બહાર કાઢી નાખવો

પછી પાછો જમણા નસકોરાદ્વારા વાયુને અંદર ખેંચીને ડાબા નસકોરાદ્વારા તેનું રેચન કરવું ઉપરોક્ત ક્રિયા સવારે, બપોરે સાંજે અને મધ્યરાત્રિએ કરવાથી પખવાડિયામાં કે મહિનામાં નાડીઓની શુદ્ધિ થાય છે પછી પ્રાણાયામ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે ”

અભ્યાસ તો હંમેશાં જરૂરનો છે તમે રોજ કલાકોના કલાકો સુધી બેસીને મારૂં ભાષણ સાંભળ્યા કરો અને અભ્યાસ ન કરો, તો લેશમાત્ર પણ ઉન્નતિ કરી શકશો નહિ સિદ્ધિનો આધારજ સાધન ઉપર છે તમને પોતાને જ્યાંસુધી અપરોક્ષ અનુભવ ન થાય, ત્યાંસુધી તમે આ યોગવિદ્યાનું રહસ્ય સમજી શકોજ નહિ અહીં તો અનુભવ જાતેજ મેળવી લેવાનો છે બીજાનું વ્યાખ્યાન સાંભળ્યાથી કે બીજાઓના અભિપ્રાયને સાચા માનીને સ્વીકારી લીધાથી કશું ફળ પ્રાપ્ત થતું નથી

યોગાભ્યાસના સાધનમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડે છે પહેલું અને સૌથી મોટું વિઘ્ન તો શરીરની અસ્વસ્થતા છે શરીર સ્વસ્થ ન હોય તો સાધન અટકી પડે છે, એટલા માટે શરીરરૂપી યંત્રને સારી હાલતમાં રાખવાની જરૂર છે સાધકે ખાનપાનમાં ઘણીજ કાળજી રાખવી જોઇએ તેમજ બીજી રીતે પણ પોતે કેવા પ્રકારનું જીવન ગાળે છે, તેની ખૂબ કાળજી રાખવી જોઇએ મારા શરીરમાં વ્યાધિ પ્રવેશ કરી શકેજ નહિ, મારૂં શરીર સુદૃઢ અને બળવાન છે એવી ભાવના નિત્ય કરવી અને તેમાં થોડી વાર સુધી તલ્લીન બની જવું અમેરિકાના લોકો જેને ‘ ક્રિશ્ચિયન સાયન્સ×” કહે છે, તેનું આજ તારતમ્ય છે શરીરને

× ‘ક્રિશ્ચિયન સાયન્સ’ એ એક પાશ્ચાત્ય સંપ્રદાય છે મિસિસ એડિ નામની અમેરિકન સ્ત્રી તેની મૂળ પ્રવર્તક છે એ મત પ્રમાણે જગતમાં જડ જેવો કોઈ પદાર્થ જ નથી જડ પદાર્થ એ તો મનનો

માટે આથી વધારે કરવાની જરૂર નથી. આપણે એક વાત તે કદી પણ ભૂલવી ન જોઈએ કે, સ્વસ્થ શરીર એ મુક્તિ મેળવવાનું એટલે આપણા એક પરમ પુરુષાર્થની સિદ્ધિનું કેવળ સાધનજ છે. શરીરનું આરોગ્ય એ કાંઇ અંતિમ સાધ્ય નથી; તેમ હોય તો પછી આપણામાં અને પશુઓમાં ફેર શો? કેમકે પશુઓ ઘણુંજ સારૂં આરોગ્ય ભોગવે છે અને ભાગ્યેજ માંદાં પડે છે.

બીજું વિઘ્ન સંદેહ છે. આપણે જે કાંઈ નજરે જોઈ શકતા નથી, તેને વિષે સંદિગ્ધ રહીએ એ બનવાજોગ છે. માણસ ગમે તેવો શ્રદ્ધાળુ હોય, તોપણ તે કેવળ શબ્દોના ઉપરજ લાંબા વખત સુધી વિશ્વાસ રાખી શકતો નથી; એટલાજ માટે યોગ-શાસ્ત્રમાં જણાવેલી બાબતોની સત્યતા વિષે શંકા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. સારા સારા માણસોના મનમાં પણ એ વિષે વારંવાર સંદેહ આવ્યા કરે છે, પણ સાધનનો આરંભ કર્યા પછી થોડાજ વખતમાં કાંઈક કાંઈક અલૌકિક ઘટનાઓ તમે જોઈ શકશો અને તેટલાથી તમને આગળ વધવાનું પ્રોત્સાહન મળશે. દાખલા તરીકે થોડાક મહિના સાધન કરતાં તમને અનુભવ થશે કે, તમે બીજાના મનના વિચારો જાણી શકો છો. તેના વિચારો તમારી આગળ સાકાર મૂર્તિરૂપે પ્રત્યક્ષ થયેલા લાગશે. મનને એકાગ્ર કરીને સાંભળવાનો પ્રયત્ન કરશો, તો કોઇ કોઈવાર ઘણે દૂર થતી વાતો તમે સાંભળી શકશો. શરૂઆતમાં આ અનુભવ તમને અતિ અલ્પ પ્રમાણમાં મળવા લાગશે; પરંતુ તે પછી તમારી

---

ભ્રમ છે. આપણામાં રોગ નથી એવી ભાવના કરીએ કે તરત આપણે રોગમુક્ત થઇએ, એ મતને માનનારા કહે છે કે, "અમે ક્રાઇસ્ટનું અનુકરણ કરીએ છીએ. તેણે જે જે ચમત્કારો કર્યા હતા, તે અમે પણ કરી શકીએ અને સર્વ રીતે નિર્દોષ જીવન ગાળવું, એ અમારો ઉદ્દેશ છે." તે ઉપરથી આ સંપ્રદાયનું નામ ક્રિશ્ચિયન સાયન્સ પાડેલું છે.

શ્રદ્ધા, મનોબળ અને આશામાં ઘણો વધારો થઈ જશે. વળી જો તમે તમારી નાસિકાના અગ્રભાગ ઉપર ચિત્ત સ્થિર કરવાનો અભ્યાસ પાડશો, તો થોડાજ દિવસમાં તમે કોઈ દિવ્ય સુગંધની સોડમ લેતા હો, એવો અનુભવ થવા માંડશે. એટલા ઉપરથી તમને સમજાશે કે, આપણું મન કોઈ કોઈ વાર જે પદાર્થની સાથે સમાગમમાં આવ્યું ન હોય, તોપણ તે પદાર્થનો અનુભવ થઇ શકે છે. છતાં એક વાત તો હમેશાં સ્મરણમાં રાખવી જોઇએ કે, આ સર્વ પ્રકારની સિદ્ધિઓની કશી કિંમત નથી. માત્ર આપણા મૂળ ઉદ્દેશની સિદ્ધિમાં તેઓ ફક્ત સાધનભૂત છે. આપણી સર્વ પ્રકારની સાધનાનો એકજ ઉદ્દેશ હોવો જોઇએ અને તે આત્માની મુક્તિજ છે, એ વાત સાધકે કદી પણ ભૂલવી નહિ. પ્રકૃતિને વશ કરવા તરફજ તેણે પોતાનું બધું લક્ષ પરોવવું. સાધારણ સિદ્ધિઓની પ્રાપ્તિ થઇ એટલે સંતોષ માનીને બેસી રહેવાથી આગળ વધી શકાતું નથી. આપણે પ્રકૃતિને તાબે ફરવી અને પ્રકૃતિ આપણને તાબે ન કરે; શરીર કે મન એમાંથી કોઇની પણ આપણા ઉપર સત્તા ન ચાલે, એવી સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. "શરીર આપણું છે" અને "આપણે શરીરના નથી" એ વાત પ્રત્યેક સાધકે પોતાની નજર આગળ રાખ્યા કરવી જોઇએ.

એક વાર એક દેવ અને એક અસુર બેઉ જણ આત્મજ્ઞાન લેવા માટે કોઈ મહાત્મા પુરુષ પાસે ગયા. તેઓએ તેની પાસે ઘણા દિવસો સુધી રહીને તેનો ઉપદેશ સાંભળ્યો. ત્યાર પછી તે મહાત્માએ તેમને કહ્યું કે, "તમે જેની શોધમાં છો તે તમે પોતે જ છો." આ ઉપરથી તેઓ એમ સમજ્યા કે, "દેહ એજ અમારૂં ખરૂં સ્વરૂપ છે." પછી બેઉ જણા ખુશી થતા થતા ઘેર ગયા. તેઓ પોતપોતાનાં સગાંસંબધીઓને કહેવા લાગ્યા કે, "જે કાંઇ જાણવાનું છે તે બધું જાણીને અમે આવ્યા છીએ. આવો, ખાઓ,

પીઓ અને ચેનબાજી ઉડાવો. આપણે પોતેજ આત્મા છીએ." પેલા અસુરની બુદ્ધિ ઉપર તો અજ્ઞાનનું કાળું વાદળ ફરી વળ્યું હતું, તેથી તેણે તો આ બાબતનો ઊંડો વિચાર કર્યોજ નહિ. હું પોતેજ ઇશ્વર છું, એવું માની લઇને તે ખૂબ સંતુષ્ટ રહેવા લાગ્યો. "આત્મા" શબ્દનો અર્થ તે દેહજ સમજતો હતો, પણ દેવતાની બુદ્ધિ અસુરના કરતાં વધારે નિર્મળ હતી. પ્રથમ તો તે પણ ભ્રમમાં પડી ગયો હતો કે, "આ દેહ એજ મારૂં સત્યસ્વરૂપ છે. હું દેહજ છું અને દેહજ બ્રહ્મ છે; માટે તેને બળવાન અને સ્વસ્થ રાખવું, સારાં સારાં વસ્ત્રાભૂષણથી તેને શણગારવું અને સર્વ પ્રકારના દૈનિક વિલાસ ભોગવવા એજ મારૂં કર્તવ્ય છે."

આવી સ્થિતિમાં થોડા દિવસ ગયા હશે, એટલામાં તેને મનમાં એમ સમજાવા લાગ્યું કે, ગુરુજીના ઉપદેશનો અર્થ "દેહ એજ આત્મા" છે, એવો તો ન હોય! દેહના કરતાં કોઇ શ્રેષ્ઠ પદાર્થ હશે. આવું વિચારીને તે ગુરુ પાસે ગયો અને બોલ્યોઃ "ગુરુદેવ! શરીર એજ આત્મા છે, એવું શું આપના ઉપદેશનું તાત્પર્ય છે? એમ હોઈજ કેમ શકે? શરીર તો બધાંએ નાશ પામે છે અને આત્મા તો અવિનાશી કહેવાય છે." ગુરુએ કહ્યું: "तत्त्वमसि" (તુંજ તે છે) એનું રહસ્ય તારી મેળેજ શોધી કાઢ. વળી તે શિષ્ય ઘેર જઇને વિચાર કરવા લાગ્યો કે, "શરીરની અંદર જે પ્રાણ રહેલો છે તેને ઉદ્દેશીને ગુરુજીએ ઉપરોક્ત બોધ આપ્યો હશે; પણ અવલોકન અને વિચારથી તેને સમજાઈ ગયું કે, આહાર લેવાથી પ્રાણ બળવાન થાય છે અને ઉપવાસ કરવાથી તે દુર્બળ થઈ જાય છે વળી પાછો તે ગુરુ પાસે ગયો અને પૂછવા લાગ્યો કે, "ગુરુદેવ! આપ શું પ્રાણને આત્મા માનો છો?" ગુરુજીએ જવાબ આપ્યોઃ "तत्त्वमसि—એનું રહસ્ય તારી મેળેજ શોધી કાઢ." પછી તે વિચારશીલ શિષ્ય ઘેર ગયો

અને વિચાર કરવા લાગ્યો કે "મન એજ આત્મા હશે ' પણ થોડાજ દિવસમા તેને ખબર પડી ગઇ કે, મનોવૃત્તિ તો અનેક પ્રકારની છે કોઈ વાર મનમા પવિત્ર વિચારો ઉદ્દ્ભવે છે, તો કોઇ વાર અપવિત્ર વિચારો પણ આવી જાય છે આટલુ બધુ અસ્થિર વૃત્તિવાળુ મન તે કદી આત્મા હોઇ શકેજ નહિ તે ત્રીજી વાર ગુરુ પાસે જઇને પૂછવા લાગ્યો કે, " મન એજ આત્મા છે, એ વાત તો મારાથી માની શકાતી નથી શુ આપનો ઉપદેશ એવો છે?" ગુરુએ જવાબ દીધો "तत्त्वमसि-એનુ રહસ્ય તારી મેળેજ શોધી કાઢ " વળી પાછો તે શિષ્ય ઘેર ગયો અને વિચાર કરતા તેને સત્યજ્ઞાનની પ્રાપ્તિ થઇ ગઇ કે, " હુ તમામ મનોવૃત્તિથી પર આત્મા છુ, હુ એક અદ્વિતીય છુ, મારે જન્મ મરણ નથી, મને શસ્ત્રો છેદી શકતા નથી, મને વાયુ શોષી શકતો નથી, મને પાણી ભીજવી શકતું નથી હુ અનાદિ, જન્મરહિત અચળ, અસ્પૃશ્ય, સર્વજ્ઞ અને સર્વશકિતમાન પુરુષ-આત્મા છુ આત્મા શરીર નથી, મન નથી પ્રાણ નથી આત્મા એ સર્વથી પર છે " આ પ્રમાણે તે દેવને જ્ઞાનની પ્રાપ્તિ થઇ અને જ્ઞાનમાથી ઉદ્દ્ભવતા આનદનો ઉપભોગ કરી તે પોતાને કૃતાર્થ માનવા લાગ્યો પેલા અસુરને લેશમાત્ર પણ જ્ઞાન થયુ નહિ, કારણ કે તેને પોતાના દેહમા અત્યત આસક્તિ બધાઇ ગઇ હતી એ અસુરના જેવીજ પ્રકૃતિના ઘણા માણુસો જોવામા આવે છે પણ દેવતાના જેવી પ્રકૃતિવાળા મનુષ્યો નથી એમ તો નથીજ જો કોઇ એમ કહેવા તૈયાર થાય કે, " આવો, હુ તમને એવો ઇલમ શીખવી દઉ કે ઇન્દ્રિયસુખ ભોગવવાના તમારા સાધન અને શક્તિ અનતગણા વધી જાય," તો હજારો લોકો તેની પાસેથી ઇલમ શીખી લેવાને પડાપડી કરશે, પણ આત્મજ્ઞાન જે મનુષ્યજીવનનુ પરમ લક્ષ્ય છે, તે વિષેનો ઉપદેશ સાભળવા

ભાગ્યેજ કોઇ આવશે. ઉચ્ચ તત્ત્વજ્ઞાનને બુદ્ધિથી સમજી લેવા જેટલી શક્તિ ઘણા થોડા માણસોમાં હોય છે અને તેનો સાક્ષાત્કાર કરવાની યોગ્યતા તો તેથીયે થોડા માણસોમાં હોય છે. આમ છતાં દુનિયામાં એવા પણ ઉચ્ચ કોટીના આત્માઓ છે કે જેઓ નિશ્ચયપૂર્વક માને છે કે, મનુષ્યજીવન હજાર વર્ષનું હોય કે લાખ વર્ષ સુધી લંબાય, તોપણ અંતમાં તો તેનું એકજ પરિણામ આવે છે. જે જે શક્તિઓને આધારે દેહ ટકી રહ્યો છે તે ખસી જતાં તેનું પતન થયા વગર રહેવાનુંજ નથી. પોતાના શરીરને પરિવર્તન પામતું એક ક્ષણ પણ અટકાવી શકે એવો કોઇ મનુષ્ય આજ સુધી પેદા થયો નથી. શરીર એટલે ચોક્કસ નિયમ પ્રમાણે ફેરફારને પામતા પરમાણુઓનો સમૂહ. નદીના દૃષ્ટાંતથી આ બાબત ઘણીજ સારી રીતે સમજાઇ જાય છે. તમે તમારી સામે એક નદીનો વિસ્તૃત જળસમૂહ જોઇ રહ્યા છો. એ જળસમૂહ એક પળ વારમાં ચાલ્યો જાય છે અને તેની જગ્યાએ બીજો જળસમૂહ આવીને ઊભો રહે છે. તેજ પ્રમાણે શરીરમાં પણ ક્રમે ક્રમે પરિવર્તન થયાજ કરે છે આ પ્રમાણે શરીર એ જો કે પરિવર્તનશીલ છે, તોપણ તેને સ્વસ્થ અને બળવાન રાખવું એ મનુષ્યનો ધર્મ છે, કારણકે એની મદદથીજ આપણે જ્ઞાનની પ્રાપ્તિ કરવાની છે. એ સિવાય બીજો કોઇ ઉપાય નથી.

અખિલ વિશ્વમાં અન્ય સર્વ દેહો કરતાં માનવદેહ સર્વોત્કૃષ્ટ છે સમગ્ર પ્રાણીઓમાં મનુષ્ય શ્રેષ્ઠ છે. મનુષ્ય આખી સૃષ્ટિના મુગટ તુલ્ય છે. દેવો કરતાં પણ તેની પદવી ઊંચી છે. દેવતાઓને પણ આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે માનવશરીર ધારણ કરવું પડે છે. મનુષ્ય એકલોજ જ્ઞાનનો અધિકારી છે. દેવતાઓ પણ એ અધિકાર–રહિત ગણાય છે. યહુદી અને મુસલમાન વગેરેનાં શાસ્ત્રમાં તો એવી કથા છે કે, ઇશ્વરે ફિરસ્તાઓની અને આખી

સૃષ્ટિની રચના કર્યા પછી છેવટે મનુષ્યને પેદા કર્યો. પછી ફિરસ્તાઓને આજ્ઞા કરી કે, "તમે બધા એ મનુષ્યને વંદન કરો." બધા ફિરસ્તાઓએ મનુષ્યને વંદન કર્યું; એકલા ઇબ્લિસે ના પાડી, તેથી તેને ઇશ્વરે શાપિત કર્યો અને સ્વર્ગમાંથી બહિષ્કૃત કર્યો. તે ઉપરથી તે શયતાન કહેવાયો. આ દંતકથાની અંદર એક ગૂઢ સત્ય રહેલું છે. તે એ છે કે, આખી સૃષ્ટિમાં મનુષ્યજન્મ સૌથી શ્રેષ્ઠ છે. પશુપક્ષી આદિ પ્રાણીઓની રચના તમોગુણમાંથી થયેલી હોવાથી તેમની બુદ્ધિ અતિ સ્થૂળ છે. તેઓ કદી પણ ઉચ્ચ વિચાર કરી શકતાં નથી. મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિનો સામાન્ય રીતે વિચાર કરતાં અતિશય સમૃદ્ધિ અને અતિશય દારિદ્રય એ બેઉ ઉન્નતિના માર્ગમાં બાધક છે. જગતમાં જે જે મહાત્માપુરુષો થઇ ગયા છે, તેમાંના ઘણાખરા મધ્યમ વર્ગમાં જન્મ્યા હોય છે; કેમકે મધ્યમ વર્ગમાં સર્વશક્તિઓ સમતોલપણે વહેંચાયેલી હોય છે.

હવે પાછા આપણે મૂળ વિષય ઉપર આવી જઇએ. નાડીઓની શુદ્ધિ કર્યા પછી સાધકને પ્રાણાયામ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. પ્રાણાયામ સંબંધી હવે આપણે કાંઇક વિચાર કરીએ. ચિત્તવૃત્તિના નિરોધ સાથે પ્રાણાયામનો કેવો સંબંધ છે તે સમજી લેજો. દરેક એન્જિનમાં એક મોટું ચક્ર હોય છે. તે પ્રથમ ગતિમાં આવે છે અને તે પછી તે બીજાં બધાં ચક્રોને ગતિમાં મૂકી તેમનું નિયમન કરે છે. એ ચક્રને ચાલકચક્ર કહે છે. શ્વાસપ્રશ્વાસ એ દેહયંત્રમાંનું ચાલકચક્ર છે. શ્વાસપ્રશ્વાસ વડે શરીરનાં તમામ સ્થાનોમાં જ્યાં જેટલી શક્તિ જોઇએ ત્યાં તેટલી શક્તિ કામે લાગે છે અને તેનું નિયમન થાય છે. એ ઉપરથી હવે તમને સમજાશે કે, એ શ્વાસપ્રશ્વાસને કાબૂમાં લાવવાથી શરીરનાં બીજાં યંત્રો પણ આપોઆપ કાબૂમાં આવી જાય છે.

કોઈ એક રાજાનો પ્રધાન હતો. અમુક કારણસર રાજાની તેના ઉપર ઇતરાજી થઇ. રાજાએ તેને કિલ્લાની ઊંચામાં ઊંચી ઓરડીમાં કેદ રાખવાનો હુકમ કર્યો. તે હુકમનું તત્કાળ પાલન થયું અને પ્રધાન બિચારો બંદીવાન બનીને મૃત્યુની વાટ જોવા લાગ્યો. તેની સ્ત્રી ઘણીજ પતિપરાયણ હતી. તે પોતાના ધણીની વિપત્તિની વાત સાંભળીને રાત્રે પેલા ઓરડાની દીવાલ આગળ આવી ઊભી અને બોલીઃ "હું તમને કેદખાનામાંથી શી રીતે છોડાવું, તે મને બતાવો" પ્રધાને બારી બહાર ડોકું કાઢી કહ્યું: "તું કાલે રાત્રે પાછી અહીં આવજે અને સાથે લાંબું મજબૂત દોરડું, સૂતળીનો દડો, રેશમી દોરો, થોડો સીવવાનો ઝીણો દોરો, એક વાંદો અને થોડુંક મધ લેતી આવજે." આ વાત સાંભળી તે સ્ત્રીને બહુ નવાઈ લાગી. તોપણ પોતાના પતિએ મંગાવેલી બધી વસ્તુઓ સહિત બીજે દિવસે તે ત્યાં હાજર થઈ. પ્રધાને કહ્યું: "રેશમી દોરો વાંદાના શરીર સાથે બાંધ; તેના કપાળ પર મધનું એક ટપકું કર અને તેનું મોં બારી તરફ રાખીને તેને ભીંત પર છૂટો મૂકી દે" તેણે એ પ્રમાણે કર્યું એટલે મધની વાસથી લલચાઇને પેલું જીવડું ઉપર ને ઉપર જવા લાગ્યું બારી આગળ આવી પહોંચતાંજ પ્રધાને તે વાંદાને પકડી લીધો એટલે તેના હાથમાં રેશમનો દોરો આવી ગયો. પછી તેણે પોતાની સ્ત્રીને કહ્યું: "રેશમના દોરાને નીચલે છેડે હવે સૂતળીનો દોરો બાંધ." તેણે તેમ કર્યું એટલે પ્રધાને તેને ખેંચીને એક છેડો પોતાના હાથમાં પકડી રાખ્યો. તે સૂતળી વડે પછી મજબૂત દોરડાનો છેડો પણ તેના હાથમાં આવ્યો, જે પકડીને તે ધણી સહેલાઈથી નીચે ઊતરીને નાસી ગયો.

આપણા શરીરની અંદર શ્વાસપ્રશ્વાસની ગતિ એ ઝીણા રેશમના દોરાની જગ્યાએ છે. એ હાથમાં આવતાં તેની મદદથી

નાડીઓની મારફતે વહન કરતો સૂતળીરૂપી એક પ્રકારનો શક્તિ-પ્રવાહ આપણા કાબૂમા આવી જાય છે અને તેના વડે મનરૂપી મજબૂત દોરડુ પકડીને તેની સહાયતા વડે આપણે મુક્તિની પ્રાપ્તિ કરી શકીએ છીએ

આપણે આપણા શરીરય ત્રની રચના વિષે બહુજ અલ્પ જ્ઞાન ધરાવીએ છીએ અને જ્ઞાન મેળવવાની જે પદ્ધતિ અત્યારે ચાલુ છે, તે જોતા એ જ્ઞાન મેળવવાનો સ ભવ પણ નથી બહુ તો આપણે એકાદ શબને ચીરી જોઇને તેની અ દર રહેલા જડ અવયવોનુ અવલોકન કરી શકીએ કેટલાક જીવતા પ્રાણીને ચીરીને પણ તેના અવયવોની રચનાનું નિરીક્ષણ કરે છે, તેથી કાઈ આપણા શરીરની અ દરની રચનાનુ ખરૂ જ્ઞાન મળતુ નથી આપણા શરીરમા ચાલતા ય ત્રો વિષે આપણને કાઈજ જ્ઞાન નથી, તેનુ કારણ એ છે કે, શરીરની અ દર ચા ની રહેલી અતિ સૂક્ષ્મ હિલચાલોનો આપણે અનુભવ કરી શકીએ તેટલા પૂરતી મનની એકાગ્રતા આપણે કરી શકતા નથી આ કાર્યમા માનસિક નિરીક્ષણશક્તિની બહુ જરૂર છે મનને એવી તાલીમ આપ્યા વગર શરીરના અત્ય ત ગૂઢ અવયવોમા તે પેસી શકતું નથી, માત્ર જડ પદાર્થોનોજ લાબા વખત સુધી અભ્યાસ કરવાની આપણને ટેવ પડેલી હોવાથી આપણા મનમા પણ ઘણી જડતા આવી ગયેલી છે તેને ફરીથી ચૈતન્યરૂપ બનાવી દેવુ, એ આપણુ પહેલુ કામ છે સૂક્ષ્મ અનુભવો ઝીલવાની યોગ્યતા મેળવવા માટે પ્રથમ સ્થૂળ લાગણીઓના અનુભવથી શરૂઆત કરવી ઘટે છે જે બળવાન ચાલનચક્રના જોરથી આપણા શરીરરૂપી આખુ એન્જિન ગતિમા આવી જાય છે, તે પ્રાણને કાબૂમા લાવવો એ આપણુ અ તિમ લક્ષ્ય હોવું જોઇએ પ્રાણ તો અત્ય ત સૂક્ષ્મ પદાર્થ છે શ્વાસપ્રશ્વાસ તો તેનુ પ્રત્યક્ષ અથવા જડ સ્વરૂપજ છે એ જડ શ્વાસપ્રશ્વાસનું નિયમન

કરવાથી પ્રાણને કાબૂમાં લાવવાનું કામ પણ ઘણું સહેલુ થઈ જાય છે. શ્વાસનું યોગ્ય રીતે નિયમન કરવાથી મનને ચેતના મળે છે અને તેથી કરીને તે શરીરના અત્યંત ગૂઢ ભાગમાં પ્રવેશ કરવાને માટે યોગ્ય બનવાને લીધે શરીરની અંદર ચાલી રહેલી સૂક્ષ્મ ક્રિયાઓ તથા જ્ઞાનતંતુઓ મારફતે વહન કરતા શક્તિપ્રવાહ વિષે જ્ઞાન મેળવવાનું તેનામાં સામર્થ્ય આવી જાય છે. આપણે એ શક્તિપ્રવાહને જોઈએ અને અનુભવી શકીએ એટલે તેને કાબૂમાં લાવવાનું કાર્ય પણ સરળ થતું જાય છે. એ શક્તિપ્રવાહ આપણા કાબૂમાં આવી જતાં મન અને શરીર બેઉ આપણને સર્વાંશે આધીન બની જાય છે—આપણી દરેક આજ્ઞા પ્રમાણે અમલ કરે છે. જ્ઞાન એ શક્તિસ્વરૂપ છે. એ શક્તિ પ્રાપ્ત કરવી એ આપણો ઉદ્દેશ છે. અત્યારે તો આપણે મન અને શરીરના તાબેદાર છીએ; પણ શ્વાસદ્વારા નાડીઓ, નાડીઓદ્વારા મન અને મનદ્વારા શરીર આપણા તાબામાં આવી જતાં આપણે નોકર મટીને માલિક બનીએ છીએ અને જે આપણા માલિક હતા તે નોકર બની જાય છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે આપણે પહેલા પગથિયાથીજ શરૂઆત કરવી જોઇએ. <u>પ્રાણાયામ એ પહેલું પગથિયું છે.</u> એ બહુ લંબાણથી ચર્ચવા જેવો વિષય છે. એ સંપૂર્ણ રીતે સમજાવવા માટે એના ઉપરજ થોડાંક વ્યાખ્યાન આપવાં પડશે સરળતા માટે હું એ વિષયનાં પ્રત્યેક અંગ છૂટાંછૂટાં સમજાવવાનો પ્રયત્ન કરીશ.

પ્રાણાયામમાં જે જે ક્રિયાઓનો સમાવેશ થાય છે, તે પ્રત્યેકનું સ્વરૂપ, હેતુ તથા અંતઃસૃષ્ટિમાં તે શી શી અસર નિપજાવે છે, તે કઈ કઈ શક્તિઓને ગતિ આપે છે, તે બધાનો વિચાર કરવાની જરૂર છે. એ બધું ધીમે ધીમે સમજાઈ જશે, પણ સમજ્યા પછીથી નિરંતર સાધના કરવાની આવશ્યકતા રહે છે. હું જે કાંઈ તમને કહું છું, તેની સત્યાસત્યતાની સાબિ-

તી માત્ર સાધનાદ્વારાજ તમને મળી આવી રહ્યાં છે. ત્યાં દાખલ
જ્યાંસુધી તેની પ્રતીતિ ન થાય, ત્યાંસુધી જાય છે. પણ ઘણેખરે
દૃઢ નજ હોય. તમને અપરોક્ષ અનુભવ નથી થઈ ગયું છે. આવો
તમને ગમે તેટલું યુક્તિપ્રયુક્તિથી સમજાવું, તોપણ નાહિંમત
છે. જ્યારે તમને દેહની અંદરના શક્તિપ્રવાહની ગોપમાણે મર-
અનુભવ થશે, ત્યારે તમારા સંશયમાત્ર ટળી જશે; પણ
અનુભવ કરવાની યોગ્યતા મેળવવા માટે રોજ સખ્ત અભ્યાસની
અને સાધનાની જરૂર છે. ઓછામાં ઓછો રોજ બે વાર તો આ
ક્રિયાનો અભ્યાસ થવોજ જોઇએ; અને તેને માટે યોગ્ય સમય
પ્રાતઃકાળ અને સાયંકાળનો છે. રાત્રિનું અવસાન થઈ દિવસના
પ્રકાશની શરૂઆત થતી હોય અને દિવસ પૂરો થતાં જગતના
ઉપર રાત્રિનો પડદો પડતો હોય, એ બેઉ પ્રસંગે સમસ્ત
પ્રકૃતિ હમેશના કરતાં વિશેષ શાંતભાવ ધારણ કરે છે.
સવારમાં અરુણોદય વેળા તથા સૂર્યાસ્ત થવાની તૈયારી
હોય-સૂર્યની રાતી પ્રભા પશ્ચિમાકાશમાંથી અદૃશ્ય ન થઈ હોય,
તે વખતે આ ક્રિયાનો અભ્યાસ કરવાની જરૂર છે એ સમયે
આખી સૃષ્ટિમાં શાંતિ પથરાઇ ગયેલી હોવાથી તમારા શરીર
અને મન ઉપર પણ એ શાંતિની અસર થયેલી હોય છે
જે વખતે શાંતિ વિનાપ્રયાસે મળી શકે છે, કુદરત જે
વખતે આ ક્રિયાના સાધન માટે અનુકૂળ હોય છે, તે વખતે
તેનો લાભ લઈ લેવો જોઇએ. સાધન કર્યા વગર ભોજન
ન લેવું, એવો નિયમ રાખવાથી ક્ષુધા પોતેજ તમારી આળ-
સને હાંકી કાઢશે. અમારા દેશમાં તો એવો રિવાજજ છે
કે, સ્નાન, સંધ્યા વગેરે કર્યા વગર ખવાયજ નહિ. બાળકોને
પહેલેથીજ તેમનાં માબાપ એ બાબતની શિખામણ અને
કેળવણી આપતાં રહે છે; એટલે પછી તેમને એ સ્વાભાવિકજ

કરવાથી પ્રાણને કાબૂમાં
જાય છે. શ્વાસનું યોગ્ય
છે અને તેથી કરીને
વાને માટે યોગ્ય
સૂક્ષ્મ ક્રિયા
વિષે



યા વગેરે સાધન
થતી નથી.
ણે સાધન કરવા
અને તે જગ્યા
નહિજ. તે ઓર-
કામ કરવું નહિ.
ાટે તેનો ઉપયોગ
વગર તથા મનને
વેશ પણ ન કરવો.
ુષ્પો મૂકી રાખવાં,

યોગાભ્યાસને માટે પુષ્પ બહુજ ઉપકારક વસ્તુ છે. દેવોનાં તથા સાધુપુરુષોનાં ચિત્રો ભીંત પર ટાંગી રાખવાં. સવારસાંજ બેઉ વખત ત્યાં ધૂપ કરવો. ત્યાં કદી ગાળાગાળી કરવી નહિ, એટલુંજ નહિ પણ અપવિત્ર વિચાર સરખો પણ મનમાં આવવા દેવો નહિ. આપણા વિચાર સાથે જેમનું સામ્ય હોય એવાં માણસો સિવાય બીજા કોઇને એ ઓરડામાં દાખલ કરવાં નહિ. ખાસ કરીને જેઓ યોગાભ્યાસની મશ્કરી કરતા હોય તેવાઓનો તો ત્યાં પગ પણ જોઇએ નહિ. આ નિયમોનું પાલન કર્યાથી થોડાજ દિવસમાં તે ઓરડાનું વાતાવરણ એવું તો પવિત્ર થઇ જશે કે, તમને પોતાને તેની ખાતરી થયા વિના નહિ રહે. તમારૂં મન કોઇ વેળા ક્લેશથી વ્યાકુળ બની ગયું હોય, મગજ ઊકળી ગયું હોય, હૃદય વ્યગ્ર થઇ ગયું હોય, મનમાં કોઈ સંશય ગૂંચવાયા કરતો હોય, પણ તે ઓરડાના પવિત્ર, શાંતિદાયક વાતાવરણમાં દાખલ થતાંજ તમને ચિત્તની પ્રસન્નતા અને શાંતિનો અનુભવ થવા માંડશે. દેવળની રચના કરવાનો મૂળ હેતુ આજ છે. કેટલાંક દેવળો

હજી પણ અમલની પવિત્રતા જાળવી રહ્યાં છે ત્યાં દાખલ થતાંજ તમારા મનની વ્યગ્રતા ટળી જાય છે. પણ ઘણેખરે ઠેકાણે તો આ ઉદ્દેશનું લોકોને વિસ્મરણ થઈ ગયું છે. આવો ઓરડો રાખવાનું જેમનાથી ન બની શકે, તેમણે નાહિંમત થવાનું કાંઇ કારણ નથી તેમણે પોતાની સગવડ પ્રમાણે મરજીમાં આવે ત્યાં બેસીને સાધન કરવું.

આવા પ્રકારની બને તેટલી તૈયારી કર્યા પછી સાધન કરવાની જગ્યાએ એક આસન પર હમણાં કહેવામા આવ્યુ તે પ્રમાણે કરોડ ટટાર રાખી, માથુ, ડોક અને છાતી સીધી લીટીમાં રાખી, સ્વસ્થ ચિત્તે બેસવું પછી મનને શાંત કરીને આખી સૃષ્ટિમાં સર્વત્ર શાંતિ અને આનંદ પ્રવર્તી રહો, એવા પવિત્ર વિચારનો પ્રવાહ તમારા મગજમાંથી વહેવડાવવો બધા માણસો સુખી થાઓ, સર્વને શાંતિ મળો, સૌની આપદાઓ ટળી જાઓ એવી મનમાં ભાવના કરો અને તેને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એમ ચારે દિશાએ પ્રેરો. આ ભાવનામા તમે જેમ જેમ તરબોળ થતા જશો, તેમ તેમ તમને સુખનો વિશેષ અનુભવ થવા લાગશે. બીજા સુખી થાઓ એવી ભાવના કેવી કલ્યાણકારક છે, તેનો તમને અનુભવ થશે બધા શરીરે બળવાન થાઓ એવી ભાવના તમારા પોતાના શરીરને સ્વસ્થ રાખશે બધા સુખી થાઓ એવી દૃઢ ઇચ્છાથી તમે પોતે સુખી થશો

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात्॥

એવી પ્રાર્થના સાધુપુરુષો હમેશાં કરતા રહે છે તેનુ આજ કારણ છે જેઓ ઇશ્વરના અસ્તિત્વને માનતા હોય, તેમણે જ્ઞાન અને સત્યના પ્રકાશને માટે તેની પ્રાર્થના કરવી. પ્રાર્થનામાં કોઈ

પણ વિનાશી પદાર્થને માટે માગણી કદી પણ ન કરવી; કેમકે તેવી માગણી અજ્ઞાનમૂલક અને સ્વાર્થી છે. આટલું કર્યા પછી તમારા પોતાના દેહનો વિચાર કરો. તે નીરોગી છે, બળવાન છે, વજ્ર જેવો દઢ છે, એવી કલ્પના કરો. તમે કલ્પો છો તેવો તે થતો જાય છે એવી દઢ ભાવના કરો. તેવા શરીરની મૂર્તિ તમારા મન આગળ ખડી કરો અને તેમાં થોડી વાર સુધી તન્મય થઈ જાઓ. સંસાર-સાગરને તરી જવાને માટે શરીર એ અગત્યનું સાધન છે, એવો વિચાર કરો અને તમારી નિર્બળતાને ફેંકી દો. નિર્બળ મનુષ્ય કદી પણ મુક્તિ નહિ મેળવી શકે. શરીરને કહો કે, "તું બળવાન છે" તમારા મનને કહો કે, "તું દઢ છે. મારા શરીર અને મન ઉપર કોઈ પણ વ્યાધિ કે નિર્બળતાનો અધિકાર નથી." એવી ભાવના કરશો એટલે તમારો આત્મવિશ્વાસ સતેજ થશે.



# अध्याय ३ जो–प्राण

ઘણા લોકોના મનમાં એવો ભૂલભરેલો ખ્યાલ છે કે, પ્રાણાયામ એટલે શ્વાસોચ્છ્વાસને લગતી અમુક ક્રિયા; પરંતુ શ્વાસોચ્છ્વાસને પ્રાણાયામ સાથે ઘણોજ થોડો સંબંધ છે. ખરેખરો પ્રાણાયામ કરવાની યોગ્યતા મેળવવા માટે જે વિવિધ પ્રકારની ક્રિયાઓનો અભ્યાસ કરવો પડે છે, તેમાંની એક શ્વાસપ્રશ્વાસની ક્રિયા છે. એમ હોવાથી ખરા પ્રાણાયામ સાથે તેનો અધિક સંબંધ નથી. પ્રાણાયામ એટલે પ્રાણનુ નિયમન.

આર્યતત્ત્વજ્ઞ પંડિતોનો એવો અભિપ્રાય છે કે, આખા વિશ્વમાં માત્ર બેજ મૂળતત્ત્વો છે અને તે બેનુંજ જગત બનેલું છે: એમાંનું એક મૂળતત્ત્વ આકાશ છે. આકાશ સર્વવ્યાપી અને સર્વ પદાર્થાન્તર્ગત છે. જ્યાં આકાશ ન હોય એવું કોઇ સ્થળ જગતમાં નથી. જે જે સાકાર પદાર્થો જગતમાં છે અને જે અનેક પદાર્થોના મિશ્રણથી અથવા પુનર્મિશ્રણથી જે જે પદાર્થો બનેલા છે, તે સર્વે આકાશતત્ત્વમાથીજ આવિર્ભાવ પામ્યા છે. હવા, સૂર્ય, ચંદ્ર, તારા અને ધૂમકેતુ એ સર્વ આકાશમાંથીજ પેદા થયા છે. એજ આકાશમાંથી વાયુ બને છે, તેમાંથીજ પ્રવાહી પદાર્થો બને છે અને તેમાંથીજ ઘન પદાર્થો પણ ઉત્પન્ન થાય છે. આકાશેજ પ્રત્યેક પદાર્થનું રૂપ ધારણ કરેલું છે. મનુષ્ય, પશુ, પક્ષી, વનસ્પતિ તથા જે જે સાકાર પદાર્થો આપણે નેત્ર વડે

જોઈ શકીએ છીએ અથવા ઇદ્રિયોદ્વારા જેમનુ આપણને જ્ઞાન થાય છે, સારાશમા જેમને અસ્તિત્વ છે એમ આપણે માનીએ છીએ, તે સર્વ આકાશનાજ રૂપાતરો છે આકાશની વ્યાપકતા આટલી મોટી હોવા છતા ઇદ્રિયગોચર નથી તે એવો વિરલ અને સૂક્ષ્મ પદાર્થ છે કે, કોઇ પણ પ્રકારના સાધનથી તે જોઈ શકાતો નથી જ્યારે તે વ્યક્ત થાય છે એટલે જડરૂપ ધારણ કરે છે, ત્યારેજ તે નજરે પડે છે 'કલ્પ' ના આરભમા એક માત્ર આકાશ હતુ, 'કલ્પ'ના અતમા જ્યારે સર્વ દૃશ્ય પદાર્થો તેમના મૂળરૂપમા લય પામી જશે ત્યારે પાછુ એકલુ આકાશજ અવ શિષ્ટ રહેશે અને વળી પાછો જ્યારે નવો 'કલ્પ' શરૂ થશે, ત્યારે એજ આકાશ અગાઉના ક્રમમા વ્યક્ત થશે

આ પ્રમાણે આકાશ અત્યત વિરલ અને અદૃશ્ય પદાર્થ હોવા છતા તે પણ જડ છે હવે ત્યારે કયી શક્તિના પ્રભાવે કરીને એ આકાશ જગતરૂપે પરિણામ પામ્યુ હશે ? એ કાર્ય કરનાર એક બીજુ મૂળતત્ત્વ છે અને તેને 'પ્રાણ' કહે છે પ્રાણનો આકાશ સાથે સ યોગ થવાથી આકાશે વ્યક્ત રૂપ ધારણ કર્યું એટલે દૃશ્ય સૃષ્ટિની ઉત્પત્તિ થઈ જેવી રીતે આકાશ જગતનો કારણભૂત, અનત, સર્વવ્યાપી મૂળ પદાર્થ છે, તેવીજ રીતે પ્રાણ પણ જગ તની ઉત્પત્તિમા કારણભૂત, અનત, સર્વવ્યાપી અને વિકાસ શક્તિ છે 'કલ્પ'ના અતમા તેમજ નવા 'કલ્પ'ના આરભ પહેલા સર્વ દૃશ્ય પદાર્થો જેમ આકાશતત્ત્વમા લય પામી જાય છે, તેમ જગતમા દૃશ્યમાન થતી સર્વ શક્તિઓ તે સમયે તેના મૂળ સ્વરૂપમા એટલે પ્રાણમા લીન થઇ જાય છે નવો 'કલ્પ' શરૂ થતા જેનેજેને આપણે શક્તિ કહીએ છીએ, તે પાછી એ પ્રાણના અનત ભડા રમાથી વ્યક્ત થવા માંડે છે પદાર્થમાત્રમા રહેલી ગુરુત્વાકર્ષણ શક્તિ, લોહચુબકમા રહેલી ચુબકાકર્ષણશક્તિ એ બધી શક્તિઓ

પ્રાણનાજ વ્યક્ત સ્વરૂપ છે, તેજ પ્રમાણે શરીરની નાડીઓ તથા ચક્રોમા વ્યાપી રહેલો શક્તિપ્રવાહ, તેમજ સંકલ્પમા રહેલું બળ એ પણ પ્રાણનાજ વ્યક્ત સ્વરૂપ છે આપણા પગની આંગળીએ કોઇ પણ પ્રાણી કરડે, તેની આપણા મગજને તરતજ ખબર થઈ જાય છે આખા શરીરમા જ્ઞાનતંતુઓની જાળ પથરાયેલી છે. મગજને ખબર પહોચાડવી અને મગજનો હુકમ શરીરના અવયવોને પહોચાડવો, એ કામ જ્ઞાનતંતુનું છે જ્ઞાનતંતુ આકાશી તત્ત્વના બનેલા હોવાથી તેમા વ્યાપી રહેલી શક્તિ પ્રાણમાથી ઉત્પન્ન થયેલી હોવી જોઇએ જેવી રીતે આકાશે અનેકવિધ સર્વ દૃશ્ય પદાર્થોનુ રૂપ ધારણ કર્યું છે, તેવી રીતે પ્રાણે અનેક પ્રકારની સર્વ શક્તિઓના રૂપ ધારણ કર્યા છે વિચારશક્તિથી માડીને જગતમા જણાતી અતિ સામાન્ય દૈહિકશક્તિ પર્યંતની તમામ શક્તિઓ એ કેવળ પ્રાણનોજ વિકાસ છે આખા જગતની માનસિક, સૂક્ષ્મ અને સ્થૂળ શક્તિઓનો સમૂહ તેના જે અસલ અવ્યક્ત સ્વરૂપમાથી ઉદ્ભવે છે અને પ્રલયકાળે જેમા લય પામી જાય છે, તેનુ નામ પ્રાણ કહેવાય છે "જે વખતે અસ્તિ-ભાતિ એટલે સૃષ્ટિનુ દૃશ્ય સ્વરૂપ ન હતુ, જે વેળા સર્વત્ર ગાઢ અંધકાર પથરાયેલો હતો, તે વખતે એકલુ આકાશજ અસ્તિત્વમા હતુ અને તે આકાશ ગતિરહિત હતુ" તે વખતે પ્રાણની બાહ્યગતિનો અવરોધ થયેલો હોવાથી તે અવ્યક્ત હતો, પણ તેનુ અસ્તિત્વ તો હતુ જ આધુનિક વિજ્ઞાન પણ એમજ કહે છે કે, જગતમા જે જે શક્તિઓ છે તેનો કુલ સરવાળો તો તેનો તેજ રહે છે માત્ર સૃષ્ટિના અંત વખતે તે નિષ્ક્રિયરૂપે રહે છે, અવ્યક્ત થાય છે અને ફરીથી સૃષ્ટિનો આરંભ થતા એની એજ શક્તિ પાછી સક્રિય-વ્યક્ત બની જાય છે શક્તિ વ્યક્ત થતાજ આકાશ ઉપર કામ કરવા લાગે છે શક્તિ અને આકાશનો સંયોગ થતા આખી સૃષ્ટિ પાછી પોતાના

અનંત રૂપમાં વિલસવા લાગે છે. ટૂંકમાં કહેવાનું એજ છે કે, પદાર્થમાત્રમાં જે જડ ભાગ છે તે આકાશ છે. અને શક્તિનો ભાગ છે તે પ્રાણ છે એ પ્રાણનું ખરૂં તત્ત્વ જાણીને તેની તમામ હિલચાલોને કાબૂમાં લાવવી એનું નામ પ્રાણાયામ છે.

પ્રાણ સર્વ પ્રકારના સામર્થ્યનું અધિષ્ઠાન હોવાથી પ્રાણાયામ સિદ્ધ થતાંની સાથે અનંતશક્તિના ભંડારના દરવાજા ઊઘડી જાય છે. ધારો કે, કોઇ માણસને પ્રાણતત્ત્વનું સંપૂર્ણ જ્ઞાન થઇ જાય અને તે તેના ઉપર પોતાની સત્તા સંપૂર્ણ રીતે સ્થાપિત કરે, તો પછી જગતમાં એવી કોઇ શક્તિ નથી કે જે તેના હાથમાં ન હોય. તેની મરજીમાં આવે તો ચંદ્ર અને સૂર્યને પણ લખોટાની માફક તેમની કક્ષામાંથી ખેંચી પાડે. અણુથી માંડીને મોટામાં મોટા સૂર્ય જેવા પ્રચંડ ગોળા સુધીની જગતની તમામ વસ્તુઓને તે પોતાની મરજી પ્રમાણે હલાવીચલાવી શકે. આમાં કશું આશ્ચર્ય નથી; કારણકે તેણે પ્રાણાયામ સિદ્ધ કરીને પ્રાણને તાબે કર્યો છે. યોગાભ્યાસ પૂર્ણ થાય એટલે યોગી આખા જગત ઉપર પોતાનું પ્રભુત્વ ચલાવી શકે છે. તેના સંકલ્પના બળથી મરેલાં જીવતાં થઇ શકે; દેવતાઓ અને પિતૃલોકવાસી જીવાત્માઓ તેનો હુકમ થતાંજ હાથ જોડીને તેની આગળ ખડા થઇ જાય. તમામ રિદ્ધિસિદ્ધિઓ તેની દાસીઓ બની જાય. પ્રકૃતિની સમગ્ર શક્તિઓનો તે સ્વામી થઇ જાય યોગસિદ્ધિનો એકાદ દાખલો જ્યારે દુનિયામાં જોવામાં આવે છે, ત્યારે અજ્ઞાન માણસો તેને ચમત્કાર કહે છે; પરંતુ એમાં ચમત્કાર જેવું કાંઇ છેજ નહિ. એ ચમત્કાર સામાન્ય કોટીનાં મનુષ્યોની સમજમાં ન આવે, એવી કોઇ કુદરતની શક્તિ ઉપર મેળવેલા કાબૂનુંજ પરિણામ છે.

કોઇ પણ બાબતનું અંતિમ સારરૂપ તત્ત્વ શું છે, તે પ્રથમથીજ જાણી લેવાની ઉત્કટ ઇચ્છા, એ હિંદુ તત્ત્વજ્ઞોનું વિશિષ્ટ લક્ષણ મનાઇ ચૂક્યું છે. તે ઝીણી ઝીણી વિગતની ઝાઝી પરવા રાખતા નથી, પણ એકદમ છેલ્લામાં છેલ્લા મૂળતત્ત્વનેજ શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. તે તત્ત્વ જ્યાંસુધી પ્રાપ્ત ન થાય, ત્યાંસુધી વચગાળાના તબક્કાઓ ઉપર તેઓ થોભતા નથી. એક વાર છેવટનો સિદ્ધાંત જાણી લીધા પછીજ તેની વિગતો તરફ લક્ષ દોડાવે છે. વેદમાં એકનો એક પ્રશ્ન વારંવાર પૂછવામાં આવ્યો છે કે, "એવી કયી વસ્તુ છે કે જેને જાણ્યા પછી કશુંજ જાણવાનું બાકી રહે નહિ?" આ પ્રમાણે આપણા દેશનાં તમામ શાસ્ત્રો, તમામ દર્શનો તે એકજ વસ્તુને શોધવાનો પ્રયત્ન કરી રહ્યાં છે કે જેને જાણ્યા પછી બીજું કાંઇ પણ જાણવાનું બાકી રહે નહિ. જગત અનંત પદાર્થોથી ભરેલું છે. દરેક પદાર્થનો જુદોજુદો અભ્યાસ કરીને આખા જગતનું જ્ઞાન મેળવવાનો કોઇ પ્રયત્ન કરે, તો અનંત જન્મે પણ પાર આવે નહિ. એટલે એ રીતે તો જ્ઞાન મેળવવુંજ અશક્ય છે. ત્યારે શું સર્વજ્ઞ થવાનો કોઇ ઉપાયજ નહિ હોય? આ પ્રશ્નનો યોગવિદ્યા સંતોષકારક જવાબ આપે છે કે, અનંત-વિશેષરૂપે દૃશ્યમાન થતા જગતની અંદર એક સામાન્ય-નિર્વિશેષ તત્ત્વ રહેલું છે. અનંતરૂપે દેખાતી સમસ્ત શક્તિઓની અંદર, તેમજ અનંત વિચાર-પરંપરાઓની અંદર સર્વત્ર એકજ સામાન્ય શક્તિ, એકજ સામાન્ય તત્ત્વ રહેલું છે. એ એકને ઓળખવાની તજવીજ કરો. એ એકને જેણે ઓળખ્યો તેણે બધું જાણવાનું જાણી લીધું. દૃશ્યવિશ્વમાં અને કાર્યકારણની પરંપરાની અંદર જે એક કેવળ તત્ત્વ અથવા અસ્તિત્વ રહેલું છે, તે વેદોએ શોધી

કાઢયું છે. જેણે એ અસ્તિત્વના સ્વરૂપને જાણી લીધું, તેને આખા જગતનું જ્ઞાન થયું સમજવું. આ રીતે વિચાર કરતાં જગતમાં દેખાતી તમામ શક્તિઓને પ્રાણરૂપી સામાન્ય શક્તિમાં ફેરવી શકાય. એટલે જેણે પ્રાણને પોતાના કાબૂમાં આણ્યો, તેણે જગતની તમામ ભૌતિક અને આધ્યાત્મિક શક્તિઓને પોતાની કરી કહેવાય. તેણે પોતાનું મન અને પોતાનું શરીર તાબે કર્યું છે, એટલુંજ નહિ પણ સર્વનાં મન અને સર્વનાં શરીર આપોઆપ તેને તાબે થયાં છે; કારણકે પ્રાણ એજ સમગ્ર શક્તિઓની સમષ્ટિ છે.

હવે એ પ્રાણનું નિયમન કેવી રીતે કરવું, એ પ્રાણાયામના વિધિમાં બતાવવું રહ્યું. પ્રાણાયામમાં અનેક પ્રકારની ક્રિયાઓ અને સાધનપ્રણાલિઓનો સમાવેશ થાય છે, પણ તે સર્વનો ઉદ્દેશ તો એકજ છે કે, પ્રાણનું નિયમન કરવું. એનો આરંભ ક્યાંથી કરવો જોઈએ ? દરેક જણે જે પદાર્થ પોતાની પાસેમાં પાસે હોય તેના ઉપર જય મેળવતાં શીખવું–એ તેના સાધન માર્ગનું પહેલું પગથિયું છે. બાહ્યજગતના બીજા કોઇ પણ પદાર્થો કરતાં આપણું પોતાનું શરીર ઘણુંજ નિકટનું કહેવાય અને આપણું મન તો વળી શરીરના કરતાં પણ વધારે નિકટનું છે. જે પ્રાણ આખા વિશ્વમાં વ્યાપી રહ્યો છે, તેજ પ્રાણ આપણા શરીરમાં પ્રવેશ કરીને શરીર અને મન બેઉની પાસે તેમનાં કાર્યો કરાવે છે. તે પ્રાણ તો મનના કરતાં પણ વિશેષ નિકટનો ગણાય. વિશ્વવ્યાપી પ્રાણનો ભંડાર એક અનંત સમુદ્ર તુલ્ય છે અને તેનો એક નાનો સરખો તરંગજ આપણા શરીરમાં દાખલ થયેલો છે. આ નાનકડા તરંગને જો આપણે તાબે કરી શકીએ, તો તેની મારફતે પ્રાણનો અનંત સમુદ્ર આપણા કાબૂમાં આવી શકે. જે યોગી પોતાના શરીરની અંદર રહેલા પ્રાણને જીતી લે તેની

યોગસિદ્ધિ પૂર્ણ થઈ સમજવી. તે સર્વશક્તિમાન બની ગયો એમાં કાંઈજ શક નથી. તેના ઉપર સત્તા ચલાવી શકે એવી કોઈ શક્તિ જગતમાં શોધી જડે એમ નથી. તે સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ છે, એમ કહીએ તો ચાલે. દરેક દેશમાં પ્રાણને વશ કરવાનો જેમણે પ્રયત્ન કર્યો હોય; એવા અનેક સંપ્રદાયો જોવામાં આવે છે. તમારા દેશમાં (અમેરિકામાં) મનોબળથી વ્યાધિ મટાડનારા, શ્રદ્ધાથી આરોગ્યપ્રદાન કરનારા, પ્રેત-તત્ત્વની શોધ કરનારા, ખ્રિસ્તી વૈજ્ઞાનિકો, વશીકરણવિદ્યાને જાણનારાઓ વગેરે અનેક સંપ્રદાયો પોતપોતાની દિશામાં કામ કરી રહ્યા છે. એ દરેક સંપ્રદાયનાં મંતવ્ય અને ક્રિયાઓનું આપણે પૃથક્કરણ કરીએ, તો એ સર્વના મંતવ્યના મૂળમાં, જાણ્યેઅજાણ્યે પણ પ્રાણાયામનુંજ બળ રહેલું છે. તેઓ બધા અમુક શક્તિને આધારેજ પોતાનુ ધારેલું કામ કરી શકે છે, પણ તેમને સફળતા અપાવનાર કયી શક્તિ છે, તે તેઓ જાણતા નથી. તેમના બધા સિદ્ધાંતોનો આપણે અર્ક નિચોવી કાઢીશું, તો તેમાં પ્રાણાયામનુંજ અસ્તિત્વ માલૂમ પડશે; પણ કોઈને ઠોકર વાગતાં અકસ્માત એકાદ રત્ન હાથ આવી જાય, તેમ તેઓને અકસ્માત્ રીતે આ શક્તિનો કાંઈક ઉપયોગ આવડી ગયો છે અને તેનું ખરૂં તત્ત્વ જાણ્યા વગરજ તેની પરિચાલના કરીને તેઓ કેટલેક અંશે સફળતા મેળવે છે. યોગવિદ્યામાં જે ક્રિયા પ્રાણાયામની સંજ્ઞાથી ઓળખાય છે, તેના એક અંગનો આ ક્રિયાઓમાં ઉપયોગ થાય છે અને તેમાં ચમત્કારમાત્ર પ્રાણની શક્તિનોજ છે.

પ્રત્યેક પ્રાણીની અંદર રહેલી જીવનશક્તિ એ પ્રાણનું વ્યક્ત સ્વરૂપ છે વિચારશક્તિ એ પ્રાણનું અતિ સૂક્ષ્મ અને સર્વશ્રેષ્ઠ કાર્ય છે. જેને આપણે સાધારણ ભાષામાં "વિચાર" કહીએ છીએ તે "વિચાર"ની અંદર પ્રકૃત વિચારશક્તિનાં સઘળાં અંગોનો

સમાવેશ થતો નથી. જેને આપણે "સહજાતજ્ઞાન" અથવા કુદરતી પ્રેરણા કહીએ છીએ, તે તો વિચારશક્તિનાં અનેક અંગોમાંનું નીચામાં નીચું એક અંગ છે. એને કેટલાક જ્ઞાનરહિત માણસો "ચિત્તવૃત્તિ" એવું નામ પણ આપે છે. એ વૃત્તિ વડેજ દરેક પ્રાણી પોતાનું રક્ષણ કરે છે. એ ક્રિયા કરતી વખતે હું અમુક ક્રિયા કરૂં છું, એવું જ્ઞાન તે પ્રાણીને હોતું નથી; પણ સ્વાભાવિક રીતે તેનાથી તે ક્રિયા થઇ જાય છે. જેમકે આપણને મચ્છર કરડે તો આપણો હાથ પોતાની મેળેજ તેને મારવા ઊંચો થાય છે. આપણને તે વાતની ખબર પણ હોતી નથી; પરંતુ આ પણ વિચારશક્તિનુંજ એક અંગ છે. શરીરની અંદર જ્ઞાનરહિત ચાલતી પ્રતિક્રિયાઓનો પણ એમાંજ સમાવેશ થાય છે.

એના કરતાં વધારે ઉચ્ચ શ્રેણીની એક બીજી ચિત્તવૃત્તિ છે, જેને જ્ઞાનપૂર્વકની વૃત્તિ કહે છે. આપણે વિચાર કરીએ, તુલના કરીએ, કાર્યકારણ શોધી કાઢીએ અને દરેક બાબતનું બધી બાજુએથી અવલોકન કરીને વિચાર કરીએ, તેટલાથીજ કાંઇ સમગ્ર વિચારશક્તિ પર્યાપ્ત થતી નથી. વિચારશક્તિનો પ્રદેશ આથી પણ વધારે વિસ્તીર્ણ છે તર્કશક્તિ અને તુલનાશક્તિની સીમા કેટલી સાંકડી છે, તે તો સૌ જાણે છે. એ શક્તિઓ તો અમુક હદ સુધીજ કામ કરી શકે છે અને ત્યાં જઇને તે અટકી પડે છે. સૃષ્ટિના અનંતતત્વનો વિચાર કરવા જતાં આપણી સ્થૂળ બુદ્ધિનું કાર્યક્ષેત્ર કેટલું સાંકડું છે, તે તરતજ સમજાઇ જશે. તે ઘણુંજ સાંકડું હોવા છતાં કોઇ કોઇ વાર એવો પણ અનુભવ થાય છે કે, જે કેટલાક આપણી બુદ્ધિની સીમાની બહારના વિચારો પણ સૂર્યમંડળમાં એકાએક ધસી આવતા ધૂમકેતુની માફક બુદ્ધિના તે સાંકડા પ્રદેશમાં ધસી આવે છે. તે બુદ્ધિની બહારના પ્રદેશમાંથી આવે છે એ વાત નિર્વિવાદ છે અને બુદ્ધિ તેની ગુકરર

કરેલી સીમા ઓળંગી શકતી નથી, એ પણ તેટલુંજ નિર્વિવાદ છે. આ પ્રમાણે આ સાંકડા પ્રદેશની અંદર જે વિચારો પ્રવેશ કરે છે, તેનાં કારણો પણ બુદ્ધિ શોધી શકતી નથી; પરંતુ એ પ્રાપ્ત બુદ્ધિ (પ્રાપ્ત લૌકિક નિશ્ચયો)ના કરતાં પણ અંતઃકરણનો પ્રદેશ વિશેષ વિસ્તીર્ણ છે. તેથી કરીને જ્યાં બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી, ત્યાં પણ અંતઃકરણ જઈ શકે છે એ પ્રદેશ તે જ્ઞાનાતીત અથવા પૂર્ણ ચૈતન્યનો પ્રદેશ કહેવાય છે અંતઃકરણની પૂર્ણ એકાગ્ર અને જ્ઞાનાતીત અવસ્થા જેને સમાધિ કહે છે, તે સિદ્ધ થાય છે, ત્યારે અંતઃકરણ બુદ્ધિના પ્રદેશથી બહુજ આગળ નીકળી ગયેલું હોય છે અને જે વિષયો "સહજાતજ્ઞાન" થી અને બુદ્ધિથી અગમ્ય છે તેને તે અનુભવી શકે છે. શરીરની અંદર કામ કરતી અત્યંત સૂક્ષ્મ શક્તિઓ, જે વાસ્તવમાં પ્રાણનીજ જુદીજુદી અવસ્થાઓ છે, તેની યોગ્ય રીતે પરિચાલના કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થતાં તેઓ અંતઃકરણના ઉપર વિશેષરૂપે કાર્ય કરે છે અને તેને વધારે ઉચ્ચતર અવસ્થામાં એટલે જ્ઞાનાતીત અથવા પૂર્ણચૈતન્યની ભૂમિકામાં પ્રવેશ કરાવી દે છે; એટલે ત્યા રહીને તે પોતાનું કાર્ય સિદ્ધ કરે છે.

બાહ્યજગતમાં તેમજ આંતરજગતમાં, સર્વ સ્થળે તથા સર્વ પ્રકારની પરિસ્થિતિઓમાં તે તે સ્થળો તથા સ્થિતિઓરૂપે એકજ અખંડ વસ્તુ રહેલી છે. અર્થાત્ આખી જડસૃષ્ટિ એજ વસ્તુની બનેલી છે; અથવા તો એ એકજ પદાર્થ નાના પ્રકારનાં રૂપ ધારણ કરી રહ્યો છે. વાસ્તવિક રીતે તમે અને સૂર્ય બેઉ એકજ છો. તેની અને તમારી વચ્ચે વાસ્તવમાં કશોજ ભેદ નથી. કોઇ પણ વૈજ્ઞાનિકને પૂછશો તો તે પણ તમને એમજ કહેશે કે, બે વસ્તુઓની વચ્ચે જે ભેદ આપણે કલ્પીએ છીએ, તે માત્ર કહેવાનોજ છે. આ મેજ અને હું એ બેઉની વચ્ચે વસ્તુતઃ કશુંજ

જુદાપણું નથી. અનંત જડપદાર્થરાશિનું જ મેજ પણ એક બિંદુ છે અને હું પણ એક બિંદુ છું. પ્રત્યેક સાકાર વસ્તુ તે અનંત જડપદાર્થોના સમુદ્રનું એક વમળ છે. નદી કે સમુદ્રનાં વહેતાં પાણીમાં વારંવાર જે વમળ અથવા ભમરા થયાજ કરે છે, તેઓ હમેશાં એકના એક હોતા નથી. ધારો કે, એક વિશાળ નદી છે, તેમાં હજારો વમળ થયા કરે છે. દરેક પળે પ્રત્યેક વમળમાં નવુંજ પાણી આવતું હોય છે, પળવાર તે તેમાં ઘૂમે છે અને પાછું આગળ વહી જાય છે અને તેની જગ્યાએ પેલા વમળમાં નવું માણી દાખલ થાય છે; આમ છતાં વમળ તો તેનું તેજ હોય એમ દેખાય છે. તેવીજ રીતે સમગ્ર વિશ્વ મુકરર કરેલા ક્રમ પ્રમાણે પરિવર્તન પામતા જડપદાર્થના અનંત સમુદ્રતુલ્ય છે. આપણે તેમજ તમામ દૃશ્યસ્વરૂપો તેના નાના નાના વમળને ઠેકાણે છીએ. જડપદાર્થનો અમુક સમૂહ એક વમળમાં એટલે એક મનુષ્યદેહમાં દાખલ થાય છે; ત્યાં અમુક કાળ રહે છે; ત્યાં થોડાં વર્ષ રહી કોઈ બીજા વમળમાં પ્રવેશ કરે છે, તેમ કરતાં તેની આકૃતિ બદલાય છે અને તે અમુક શરીરનું રૂપ ધારણ કરે છે; વળી કેટલાંક વર્ષ પછી તે કોઇ ત્રીજાજ પદાર્થરૂપી વમળમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે ક્રમવાર પરિવર્તન ચાલ્યુંજ આવે છે. કોઇ વસ્તુ સ્થિર તો છેજ નહિ. આ મારૂં શરીર અને આ તમારૂં શરીર એમ માનવા જેવું વાસ્તવમાં કાંઇ છેજ નહિ. માત્ર સત્ય વસ્તુ તો એક અખંડ પદાર્થનો જે અનંત ભંડાર જુદાંજુદાં નામરૂપોમાં જગતમાં સચરાચર પથરાઇ રહ્યો છે, તેજ છે. તેના એક બિંદુને આપણે ચંદ્ર કહીએ છીએ; બીજા બિંદુને સૂર્ય કહીએ છીએ. કોઇ બિંદુ મનુષ્ય કહેવાય છે, તો કોઇ બિંદુ પૃથ્વી કહેવાય છે. કોઈ બિંદુ વનસ્પતિ તો કોઈ ખનિજ પદાર્થરૂપે દેખાય છે. આમાંની કોઇ પણ વસ્તુ હમેશાં એકરૂપે રહેતી નથી.

બધાંની સ્થિતિમાં, નામમાં અને આકૃતિમાં પરિવર્તન થયાજ કરે છે. કોઇ વાર તે પદાર્થરાશિ સ્થૂળતાને પામે છે તો કોઈ વાર સૂક્ષ્મ અવસ્થામાં પરિણામ પામે છે. સૂક્ષ્મ સૃષ્ટિમાં પણ બાહ્યસૃષ્ટિની માફકજ નિરંતર પરિવર્તન થયા કરે છે. જગતની તમામ વસ્તુઓ આકાશ (ઇથર) માંથી પેદા થયેલી છે, એટલે આપણે એ "ઇથર"–આકાશનેજ જડપદાર્થના પ્રતિનિધિરૂપ માની લઇએ. પ્રાણની અત્યંત સૂક્ષ્મ આંદોલનયુક્ત અવસ્થામાં એજ આકાશ અથવા "ઇથર" મનનું સ્વરૂપ ધારણ કરે છે, એટલે મન પણ સ્થૂળજગતની પેઠે એક અખંડ પદાર્થરાશિમાંનોજ એક પદાર્થ છે આકાશનાં જે આંદોલનો મનનું સ્વરૂપ ધારણ કરે છે, તે એટલાં બધાં સૂક્ષ્મ હોય છે કે, જડ નેત્રો તેમને જોવા સમર્થ નથી. પવન એકદમ પડી ગયો હોય એવે વખતે આપણે એકાદ તળાવને કાંઠે ઊભા રહીને જોઇશું, તો આપણને પાણી તદ્દન સ્થિર દેખાશે; કેમકે તેની અંદર ચાલી રહેલા સૂક્ષ્મતર તરંગોને આપણી દૃષ્ટિ જોઈ શકતી નથી. આપણને તળાવનું પાણી તરંગ રહિત દેખાય છે તે ખરું; પણ ખરી રીતે તેમાં હજારો સૂક્ષ્મ તરંગો ઊપજ્યાજ કરે છે. આકાશતત્ત્વમાં જે સૂક્ષ્મ આંદોલનો નિરંતર કંપી રહે છે, તેને જોઇ શકાય એવી દિવ્યદૃષ્ટિ કોઈ પ્રાપ્ત કરે, તો તેને પ્રત્યક્ષ જણાઇ રહે કે, જગતના તમામ પદાર્થો કેવળ સૂક્ષ્મ આંદોલનોજ માત્ર છે. તેમાં સ્થૂળતા જેવું કાંઇ છેજ નહિ. જગતમાં આપણે જે જે પદાર્થો જોઇએ છીએ તેમાં તેમની કંપમય સ્થિતિથી ઉત્પન્ન થતી આકૃતિજ માત્ર જોઇએ છીએ. દાખલા તરીકે કોઇ માણસ એકાદ સોટીને એક છેડેથી સળગાવીને તેને જોરથી વીંઝે, તો જોનારને સોટીનું અસલ સ્વરૂપ નહિ દેખાય, પણ પ્રકાશનું એક કુંડાળું દેખાશે. એવુંજ અખિલ વિશ્વના તમામ પદાર્થોનું દેખાવું સમજવું. આપણને

વસ્તુની સ્થૂળતા અને આકૃતિનો આભાસ થાય છે, તે તેની કંપમય સ્થિતિને લઈને જે આકૃતિ બને છે તેજ હોય છે. કેટલીક ઔષધિઓની અસરથી બેશુદ્ધ થયા વગર ઇંદ્રિયાતીત ભૂમિકામાં અમુક કાળપર્યંત ગતિ કરી શકાય છે. એવી અવસ્થામાં સૂક્ષ્મ આંદોલનોનો સ્પષ્ટ અનુભવ મળે છે. તમારામાંના ઘણાને સર હંફ્રી ડેવીએ કરેલા વિખ્યાત પ્રયોગની વાત યાદ હશે. એ રસાયનશાસ્ત્રી કોલસાની ખાણોમાં સળગી ઊઠે એવા વાયુથી થતા અકસ્માતો અટકાવવાને માટે પ્રયોગો કરી રહ્યો હતો. એક વેળા તે સપ્રયોગ વ્યાખ્યાન આપતો હતો, તે દરમ્યાન "લાફિંગ ગૅસ"—હાસ્યજનક વાયુની અસરથી તે એકદમ નિશ્ચેષ્ટ અવસ્થામાં થોડી વાર સુધી પડ્યો રહ્યો. એ સ્થિતિમાંથી જાગૃત થતાંજ તેણે કહ્યું કે, "આખું જગત કલ્પનાની જાળ છે અને એ કલ્પનાનાંજ અનેક વ્યક્તસ્વરૂપો દૃષ્ટિએ પડે છે." આવો અનુભવ થવાનું કારણ એ હતું કે, પેલા વાયુની અસરથી જગતનાં સ્થૂળ આંદોલનો તેનાથી ગ્રહણ થઈ શક્યાં નહિ, તેથી સ્થૂળ પદાર્થો તેની નજર આગળથી અદૃશ્ય થઇ ગયા. પોતાની આસપાસ સૂક્ષ્મ આંદોલનોજ માત્ર જોઈ શકતો હતો, તેથી કરીને તેને સમસ્ત વિશ્વ વિચાર અને કલ્પનાની સમષ્ટિરૂપજ દેખાયું. વિચારના સમુદ્રરૂપ જગતમાં દરેક પદાર્થ જાણે વિચારનો સૂક્ષ્મ વમળજ હોય, એવો તેને અનુભવ થયો.

જેમ જડસૃષ્ટિ એક અખંડ પદાર્થથી પરિવ્યાપ્ત થયેલી છે, તેવીજ રીતે સૂક્ષ્મસૃષ્ટિ પણ એક અખંડ પદાર્થથી વ્યાપ્ત છે, એ તમને હવે સમજાઈ ગયું હશે. એજ પ્રમાણે જ્યારે આપણે સ્થૂળસૃષ્ટિ અને સૂક્ષ્મસૃષ્ટિ બેઉના પ્રદેશની પેલી પાર પહોંચીએ છીએ, ત્યારે પણ એમજ સમજાય છે કે, ત્યાં પણ એક અખંડ આત્મતત્ત્વ સિવાય બીજું કાંઈ છેજ નહિ.

આ સત્યની સામે શંકા લાવી શકાય એમ છેજ નહિ. વર્તમાન સમયના વિજ્ઞાનશાસ્ત્રે પણ એજ સત્યનું પ્રતિપાદન કરેલું છે. પદાર્થવિજ્ઞાને સિદ્ધ કરી બતાવ્યું છે કે, જગતની તમામ શક્તિઓનો કુલ સરવાળો હમેશાં એકનો એકજ રહે છે. વળી એમ પણ સિદ્ધ થઇ ચૂક્યું છે કે, શક્તિસમૂહ બે પ્રકારનાં રૂપ ધારણ કરે છે. કોઈ વાર તે અવ્યક્ત અવસ્થામાં રહે છે, તો કોઇ વાર વ્યક્ત થઇ વિવિધ શક્તિરૂપે પ્રકટ થાય છે. એ પ્રમાણે અનંતકાળ પર્યંત કોઈ વાર વ્યક્ત તો કોઇ વાર અવ્યક્ત ભાવ ધારણ કર્યોજ કરે છે. આ શક્તિરૂપી પ્રાણનો સંયમ કરવો એનુંજ નામ પ્રાણાયામ.

મનુષ્યના શરીરમાં વ્યાપી રહેલો પ્રાણ ફેફસાંની નિરંતર ચાલુ રહેતી ગતિમાં બહુજ સ્પષ્ટ સ્વરૂપે જણાય છે. ખરેખરો પ્રાણાયામ કરવાની યોગ્યતા મેળવવા માટે શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઉપર પણ લક્ષ આપવું પડે છે. એ ક્રિયાદ્વારાજ પ્રાણશક્તિ મનુષ્યદેહને ટકાવી રાખે છે. જો શ્વાસોચ્છ્વાસ અર્થાત્ ફેફસાંની ગતિ બંધ થાય, તો શરીરની બીજી ક્રિયાઓ થોડીજ વારમાં આપોઆપ બંધ પડી જાય છે, પરંતુ એવા પણ કેટલાક માણસો જોવામાં આવે છે કે, જેઓ શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ કર્યા પછી પણ જીવતા રહી શકે છે. અભ્યાસ વડે એવું સામર્થ્ય પણ મેળવી શકાય છે. એથી આગળ વધીને કહું તો એવા પણ કોઇ કોઇ યોગીઓ છે કે જેઓ શ્વાસપ્રશ્વાસની ક્રિયા અટકાવીને, જમીનમાં દટાઇને પડ્યા રહે; તોપણ પાછા ખોદી કાઢો ત્યારે જીવતાને જીવતાજ! પરંતુ સાધારણ માણસોને માટે તો એમ કહી શકાય કે. શરીરની તમામ હિલચાલોમાં શ્વસનક્રિયાજ મુખ્ય છે, સૂક્ષ્મ શક્તિના મૂળ સુધી પહોંચી જવા માટે આ સ્થળ શક્તિની પણ મદદ લેવી પડે છે, અને એમ કરતાંજ સૂક્ષ્મથી પણ

સૂક્ષ્મ શક્તિઓની ચાવી હાથ લાગે છે; અને અંતમાં આપણું પરમ લક્ષ્ય જે આત્મા છે, ત્યાંસુધી આપણે ગતિ કરી શકીએ છીએ. શરીરની અંદરની અનેક ગતિઓમાં ફેફસાંની હિલચાલ ઘણીજ સહજ અને પ્રત્યક્ષ છે. જેમ ચાલકચક્ર એન્જિનને ગતિમાં મૂકે છે, તેવીજ રીતે ફેફસાંની ગતિ શરીરની સર્વ ક્રિયાઓને ગતિ આપે છે એ ગતિની સાથે શ્વાસનો સંબંધ ઘણો નિકટનો છે શ્વાસપ્રશ્વાસથી એ ગતિ ઉત્પન્ન થતી નથી, પણ ફેફસાંની હિલચાલ થવાથી શ્વાસપ્રશ્વાસ ચાલુ થાય છે. ફેફસાં ફૂલે છે એટલે બંબામાં જેમ પાણી ચડે તેમ તેમાં વાયુ ભરાય છે અને તે દબાય એટલે પાછો વાયુ નીકળી જાય છે. ફેફસાંની આ ગતિનો ઉત્પાદક પ્રાણ છે. એ ઉપરથી સમજાશે કે, પ્રાણાયામનો શ્વસનક્રિયા સાથે સંબંધ છે. પ્રાણાયામ એટલે શ્વસનક્રિયાનું નિયમન નહિ, પણ જે શક્તિ વડે ફેફસાંની આકુંચન અને સંકુચન ગતિ ચાલુ થાય છે, તે મૂળ ગતિનું નિયમન, એવો પ્રાણાયામનો ખરો અર્થ છે જ્ઞાનતંતુઓની મારફતે ફેફસાંની સાથે સંબંધ ધરાવતી માંસપેશીઓને પણ એ ગતિ મળે છે અને તેથી તેમનું હલનચલન થાય છે. એ શક્તિ શરીરમાં રહેલા પ્રાણમાંથી ઉદ્ભવે છે; માટે જો પ્રાણ આપણા કાબૂમાં આવે, તો ધીમે ધીમે શરીરમાં ચાલતી દરેક ક્રિયા અને દરેક સ્નાયુ આપણા કાબૂમાં આવી જાય. પોતાના શરીરની દરેક માંસપેશીને પોતાની મરજી મુજબ હલાવી ચલાવી શકે એવા માણસો મેં જાતે જોયા છે. એમાં કશુયે આશ્ચર્ય પામવા જેવું નથી. જ્યારે હું મારા શરીરની અમુક માંસપેશીને મરજી પ્રમાણે હલાવી શકું છું, ત્યારે બધી માંસપેશીને કેમ ન હલાવી શકું? દરેક માંસપેશી અને દરેક નાડી મારો હુકમ કેમ ન માને? એનું કારણ એજ કે, હું મારું સ્વામીત્વ ગુમાવી બેઠો છું. એથી કરીને કેટલાક સ્નાયુ અને જ્ઞાનતંતુ પોતાની મરજી

સુજ્જણ કારભાર કરતા થઇ ગયા છે. હું મારી મરજી પ્રમાણે મારો કાન હલાવી શકતો નથી, કારણકે કાનના સ્નાયુઓ ઉપરથી મારો અધિકાર મેં ખોયો છે; પણ પશુઓ તેમના કાનને મરજીમાં આવે તેમ હલાવી શકે છે. આપણે મનુષ્યજાતિએ તે સ્નાયુઓનો અત્યંત લાંબા કાળથી ઉપયોગ છોડી દીધો, તેથી કરીને એટલી શક્તિનો ક્ષય થઇ ગયો.

વળી જે ક્રિયાશકિત આપણે ગુમાવી બેઠા છીએ અથવા અવ્યક્ત સ્થિતિમાં આવી પડી છે, તે શક્તિને પાછા આપણે પ્રકટ કરી શકીએ તેમ છીએ. એને માટે માત્ર કુશળતાપૂર્વક પરિશ્રમ કરવાની જરૂર છે. એમ કર્યાથી આપણા શરીરની અંદરની અનેક ક્રિયાઓ જે અત્યારે આપણા કાબૂમા નથી, તે ફરીથી આપણી ઇચ્છાને અધીન થઈ રહે એ સંભવિત છે; સંભવિત છે, એટલુંજ નહિ પણ તેમ થવુંજ જોઇએ, એમ નિશ્ચયપૂર્વક કહી શકાય. આ રીતે વિચાર કરતાં સમજાશે કે, શરીરના પ્રત્યેક સ્નાયુને અને પ્રત્યેક નાડીને આપણે તાબે કરી શકીએ છીએ. આ બધું કામ યોગી પ્રાણાયામના અભ્યાસથી કરે છે. તમારામાંના કેટલાકે યોગશાસ્ત્રના અંગ્રેજી અનુવાદ વાંચ્યા હશે, તેમને યાદજ હશે કે, "શ્વાસ લેતી વખતે આખા શરીરને પ્રાણથી ભરી દો" એવો તેમાં ઉપદેશ આપેલો છે. અંગ્રેજી અનુવાદકે એમાં "પ્રાણ" શબ્દનો અર્થ "શ્વાસ" એવો કરેલો છે. આ ઉપરથી તમને સ્વાભાવિક રીતે સંદેહ ઉત્પન્ન થશે કે, આખા શરીરને વળી શ્વાસ વડે કેવી રીતે ભરી શકાય? ખરૂં જોતાં એમાં અનુવાદકનો દોષ છે. શરીરનો દરેક ભાગ પ્રાણ એટલે જીવનશક્તિથી ભરી શકાય છે અને તમે તેમ કરી શકો એટલે તમારા શરીર ઉપર તમારો અધિકાર આવી ગયોજ જાણવો. તમારા પોતાના

શરીર ઉપરજ નહિ, પણ જગતમાં જેટલા પ્રકારનાં શરીર છે તે સર્વના ઉપર તમારી સત્તા જામી જશે. દેહના તમામ વ્યાધિ, તમામ દુઃખો તમારા એક સંકલ્પથી હઠાવી શકશો; એટલુંજ નહિ પણ તમારા મનોબળથી અન્ય મનુષ્યોનાં દુઃખ, વ્યાધિ વગેરેનું નિવારણ કરવાનું સામર્થ્ય તમારામાં પ્રકટી નીકળશે જગતમાં જે કાંઇ સારૂંનરસું છે તે બધુંએ સાંસર્ગિક છે. જેવી રીતે ઊંચી સપાટી પર આવેલા પાણીના સમૂહનું નીચી સપાટી પર આવેલા જળસમૂહ સાથે જોડાણ થતાં પહેલામાંથી બીજામાં જળનું વહન થવા માંડે છે; જેમ ઓછીવત્તી ઉષ્ણતાવાળા બે પદાર્થો સમાગમમાં આવતાં બેઉ ગરમી સરખી થતાં સુધી વધારે ઉષ્ણ પદાર્થમાંની ગરમી થોડા ઉષ્ણ પદાર્થમાં દાખલ થાય છે; તેજ નિયમ માનવસૃષ્ટિને પણ લાગુ પડે છે. જેટલે અંશે તમારૂં શરીર પ્રાણશક્તિનાં આંદોલનથી કંપી રહ્યું હોય, તેટલે અંશે તમારા શરીરની સાથે સમાગમમાં આવતા બીજાના શરીરને પણ તમે કંપાવી શકશો. જોતમે બળવાન અને સ્વસ્થ હો તો તમારી સાથે સમાગમમાં આવનારાઓને પણ ધીમે ધીમે તમારા ઓજસની અસર થશે અને તે પણ તમારા જેવીજ સ્થિતિમાં આવવા લાગશે. એથી ઊલટું જો તમે નિર્બળ, નિર્માલ્ય જેવા અને માંદા હો તો તમારી સાથે લાંબો વખત રહેનાર વ્યક્તિ જો સાવધ નહિ રહે, તમારા શરીરમાંથી ઝરતાં પ્રાણનાં મંદ આંદોલનોથી પોતાને સુરક્ષિત રાખવાની કળા જો તે નહિ જાણતો હોય, તો તે પણ થોડાજ વખતમાં તમારાજ જેવો માંદો અને દુર્બળ થઇ જવાનો. એક માણસ જ્યારે ઔષધિનો ઉપયોગ કર્યા વગર કેવળ મનોબળથીજ બીજાનો વ્યાધિ મટાડવાનો પ્રયત્ન કરે છે; ત્યારે તે પોતાના શરીરના સ્વાસ્થ્યનો બીજાના શરીરમાં

સંચાર કરવાનો પ્રયત્ન કરે છે. માનવસમાજની છેક શરૂઆતની સ્થિતિમાં રોગ મટાડવાની આજ પદ્ધતિ ચાલતી હતી. ઘણી વાર આપણે અજાણપણેજ એકબીજાના શરીરમાં આરોગ્યનો સંચાર કરી દઇએ છીએ. કોઈ ઘણોજ બળવાન માણસ એકાદ નિર્બળ માણસની સાથેનો સાથે રહે, તો પેલો નિર્બળ માણસ કેટલેક અંશે બળવાન બનતોજ ચાલવાનો.

પોતાના બળનો અને આરોગ્યનો બીજાના શરીરમાં સંચાર કરવાની ક્રિયા બે રીતે થઇ શકે છે. એક તો ઇરાદાપૂર્વક અને બીજી અજાણપણે જ્યારે આ ક્રિયા ઇરાદાપૂર્વક કરવામાં આવે છે. ત્યારે તેનું પરિણામ વધારે ત્વરાથી અને ઉત્તમ પ્રકારનું આવે છે. આવી જાતની ચિકિત્સાનો એક બીજો પણ પ્રકાર છે. તેમાં ચિકિત્સક પોતે ઝાઝો બળવાન અને તંદુરસ્ત ન હોય, તોપણ તે બીજાના શરીરમાં આરોગ્યનો સંચાર કરી શકે છે. જ્યાં જ્યાં તમે આવા પ્રયોગ જુઓ ત્યાં ત્યાં તમારે સમજીજ લેવું કે, જે એવી રીતે આરોગ્યનો સંચાર કરે છે, તેણે કેટલાક પ્રમાણમાં પ્રાણ ઉપર કાબૂ મેળવ્યોજ હોવો જોઇએ. તે થોડા વખતને માટે પોતાના પ્રાણમાં એક પ્રકારની વિશેષ ગતિ ઉત્પન્ન કરીને તેનો બીજાના શરીરમાં સંચાર કરી શકે છે.

ઘણી વાર ચિકિત્સક અને રોગી બેઉ એકબીજાથી દૂર રહેતા હોય, તોપણ આ કાર્ય થઈ શકે છે; પણ ખરૂં જોતાં તેમની વચ્ચે કશું અંતર છેજ નહિ. "દૂર" શબ્દનો ખરો અર્થ જો સંબંધ-રહિતપણું એવો કરીએ, તો સર્વત્ર એક અખંડ પદાર્થરાશિથી અવિચ્છિન્ન રીતે ભરેલા આ જગતમાં દૂર જેવું કાંઇ છેજ નહિ. બેઉ વચ્ચે લાખો યોજનનું અંતર હોય, તોપણ જ્યાંસુધી સંબંધ તૂટ્યો નથી ત્યાંસુધી તે અંતરનો કશો હિસાબ નથી. વીજળીના તારનો સંદેશો જો એક માઈલ જઇ શકે તો દસહજાર

માઇલ જવાને પણ શી હરકત છે? માત્ર બેઉ જગ્યાને જોડનાર તાર અખંડ હોવો જોઇએ. તમે પણ આ જગતરૂપી વિશાળ સમુદ્રમાંના એક બિંદુરૂપ છો અને સૂર્ય પણ તેવુંજ એક બિંદુ છે. બેઉની વચ્ચે પદાર્થોનો અખંડ સમુદ્ર પડેલો છે, તો પછી અંતર કેવું? નદીના એક ભાગનો બીજા ભાગની સાથેનો સબંધ જેમ અખંડ છે, તેમ જગતના દરેક પદાર્થનું સમજવું. આમ હોવાથી પ્રાણની શક્તિ એક સ્થાનથી બીજે સ્થાન કેમ ન પ્રેરી શકાય? આની સામે કોઇનાથી કશી દલીલ કરી શકાય એમ નથી. દૂરથી વ્યાધિ મટાડવાની ક્રિયા વિષે તમે જે હકીકત સાંભળો છો તે પૂરેપૂરી સાચી છે. પ્રાણની શક્તિને ઘણે દૂર સુધી પ્રેરી શકાય છે; માત્ર પ્રેરનારમાં તેટલું બળ જોઇએ. પણ એક વાત ભૂલશો નહિ. દૂરથી વ્યાધિ મટાડવાની વાતોમાં સેંકડે એક ટકા જેટલીજ વાતો સાચી હોય છે. બાકીની નવ્વાણુંમાં દગો અને ઢોંગ હોય છે. દૂરથી વ્યાધિ મટાડવાનું કામ લોકો ધારે છે તેટલું સહેલું નથી. સેંકડે એકાદ દાખલામાંજ પ્રાણની શક્તિને દૂર મોકલવાની ક્રિયા કદાચ થઇ હોય. બાકીના ઘણાખરા દાખલામાં તો એવું બને છે કે ચિકિત્સકો દરદીઓનાં શરીરમાં સ્વાભાવિક રીતે રહેલી સ્વાસ્થ્યસંચારક-શક્તિનોજ લાભ લઇને જશ ખાટી જાય છે. રોગી માત્ર આરામ લે અને કોઈ વૈદ્ય કે ડૉકટર તેને ઓસડિયાં પાઇને હેરાન ન કરે, તો તે ઘણી વાર સ્વાભાવિક રીતેજ સાજો થઇ જાય છે. કુદરતે શરીરમાં એવી શક્તિ મૂકેલી છે. એ શક્તિને મદદ કરવી અને તેના માર્ગમાં જો કોઇ અડચણ આવેલી હોય તો તે અડચણને આરામ વડે કે બીજા કોઈ દવા વગરના અથવા દવાવાળા ઉપાયવડે દૂર કરવી એટલુંજ માત્ર શાણા વૈદ્ય કે ડૉકટરનું કામ છે. ધારો કે, કોઇ ગામમાં વિષૂચિકા (કોગળિયું) નો રોગ ફેલાયો, ડાકટરે દવા આપવા માંડી, પણ તેની દવા ઘણી

વાર એવી વિચિત્ર હોય છે કે રોગીના શરીરની કુદરતી શક્તિ તેનાથી દબાઇ જાય છે. પછી એક હોમિયોપેથિક ચિકિત્સક આવ્યો. તેણે પોતાની એકાદ દવા અત્યંત અલ્પ પ્રમાણમાં આપી અને ડૉક્ટરના કરતાં વધારે દરદીઓને સારા કર્યા; કારણકે તેણે રોગીની કુદરતી શક્તિનો અવરોધ કર્યો નહિ; ઊલટું તેને તેનું કામ કરવા દીધું. વળી શ્રદ્ધાના બળથી ચિકિત્સા કરનાર એથી વધારે રોગીને સાજા કરી શકે; કારણકે તે પોતાની ઇચ્છાશક્તિના બળથી અથવા તો દરદીને જ્ઞાન અને ઉત્સાહ આપીને તેની પ્રાણશક્તિને ઉત્તેજિત કરે છે અને પછી બાકીનું કામ એ શક્તિ પોતેજ કરી લે છે.

પરંતુ શ્રદ્ધાના બળથી વ્યાધિ મટાડનારાઓ હમેશાં એક જાતની ભૂલ કરતા આવ્યા છે. તેઓ એમ સમજે છે કે, કેવળ શ્રદ્ધાથીજ લોકો સાજા થઈ જાય છે; પણ તેમ નથી. વાસ્તવમાં એકલી શ્રદ્ધાથીજ કાંઇ બધું કાર્ય થઈ શકતું નથી. એવા પણ કેટલાક રોગ છે કે, જેની ખરાબમાં ખરાબ અસર રોગી ઉપર એ થાય છે કે મને રોગ થયો છે, એ વાત તે માનતોજ નથી– સમજતોજ નથી. "હું રોગમુક્ત છું" એવી શ્રદ્ધાપૂર્વકની ભાવનાથીજ બધા રોગ મટતા હોય તો આવા યોગી આપોઆપ સાજા થવા જોઇએ. ખરું જોતા રોગને મટાડનાર તો પ્રાણની શક્તિજ છે. શ્રદ્ધા તો તેને માત્ર મદદ કરે છે જેણે પ્રાણનો જય કર્યો હોય એવો પવિત્ર પુરુષ પોતાના શરીરના પ્રાણને અમુક વેગથી કંપાયમાન કરે છે અને પોતાની ઇચ્છાશક્તિથી તે આંદોલનો બીજાના શરીરમાં દાખલ કરીને તેના શરીરના પ્રાણને પોતાના જેવીજ સ્થિતિમાં લાવી દે છે. આપણા રોજના બનાવોમાંથી પણ આ બાબતની સાબિતી મળી જાય છે.

હું તમારી આગળ ભાષણ આપું છું ત્યારે શું કરું છું? હું

મારા મનની અંદર અમુક પ્રકારનાં આંદોલનો ઉત્પન્ન કરવા પ્રયત્ન કરૂં છું અને એ આંદોલનો ઉત્પન્ન કરવામાં જેટલે અંશે હું સફળ થયો હોઉં છું, તેટલે અંશે હું મારા વ્યાખ્યાનને અસરકારક કરી શકું છું. તમે સૌ અનુભવથી જાણો છો કે, જે દહાડે હું ઉત્સાહથી ભરપૂર હોઉં છું તે દહાડે મારા ભાષણમાં તમને ખૂબ રસ પડે છે અને જે દહાડે મારો ઉત્સાહ મંદ હોય છે, તે દહાડે તમને તેટલો રસ પડતો નથી. જેઓ અદ્ભુત શકિતનો સંચાર કરીને માનવસમાજને ઘણી ઉન્નત સ્થિતિએ દોરી જાય છે, એવા પ્રતિભાવાન યુગપ્રવર્તકો પોતાના પ્રાણમાં એવાં ઊંચાં અને સૂક્ષ્મ આંદોલનો ઉત્પન્ન કરી શકે છે અને પ્રાણનો વેગ એટલો તો બળથી પ્રેરી શકે છે કે બીજા માણસોનાં મન ઉપર તેની જબ્બર અસર થાય છે. હજારો મનુષ્યોનાં હૃદય તેમના તરફ આકર્ષાય છે અને લાખોકરોડો મનુષ્યો તેમના વિચાર ગ્રહણ કરી લે છે. દુનિયામાં જેટલા જેટલા મહાપુરુષો થઇ ગયા છે તે બધાએ કોઇ પણ રીતે પ્રાણશકિત ઉપર અસાધારણ કાબૂ મેળવેલો હોય છે અને એ શકિતના બળથી તેમણે અલૌકિક માનસિક શકિત પ્રાપ્ત કરી હોય છે. તેઓ પોતાના પ્રાણસમૂહમાંથી અત્યંત ઊંચા પ્રકારનાં કંપન ઉત્પન્ન કરી શકે છે અને તેના પ્રતાપથી આખા જગત ઉપર તેમનો પ્રભાવ પડે છે. ધર્મના પ્રદેશમાં અથવા બીજા કોઇ પણ પ્રકારના કાર્યપ્રદેશમાં જ્યારે જ્યારે એક મહાસમર્થ વ્યકિતને જનસમૂહ ઉપર પ્રભાવ પાડતી જુઓ, ત્યારે તમારે નક્કી સમજવું કે, એ શકિત પ્રાણના સંયમમાથીજ ઉત્પન્ન થયેલી છે. આ રહસ્ય તેઓના જાણવામાં હોય યા ન હોય, તોપણ તેમના અસાધારણ સામર્થ્યનો આ સિવાય બીજો ખુલાસો બુદ્ધિપૂર્વક આપી શકાય એમ નથી. એ પ્રાણ તમારા શરીરમાં કોઇ ઠેકાણે વધી પડે છે તો કોઇ ઠેકાણે જોઇએ તે

કરતાં ઓછો થઈ જાય છે. આવી રીતે પ્રાણની ન્યૂનાધિકતા થવી તેનું નામ વ્યાધિ. પ્રાણનું પ્રમાણ જે ઠેકાણે વધી પડયું હોય ત્યાંથી કમી કરી નાખવું અને જ્યાં કમી થઇ ગયું હોય ત્યાં પ્રાણનો સંચાર કરવો. આટલું જો કોઇ કરી શકે, તો વ્યાધિનું નિવારણ આપોઆપ થઇ જાય. કયે ઠેકાણે પ્રાણ વધારે છે અને ક્યાં પ્રાણ ઓછો છે તે જાણી લેવું, એ પણ પ્રાણાયામની ક્રિયાનું એક અંગ છે. અભ્યાસથી ગ્રહણશકિત એવી સૂક્ષ્મ થઈ જાય છે કે પગના અંગૂઠામાં કે આંગળીમા જોઇએ તે કરતાં પ્રાણ કમી થઈ ગયો હોય તો તે પણ મન જાણી જાય છે અને તે ઠેકાણે પ્રાણનું વહન કરાવવાની તેનામાં શકિત આવી જાય છે. પ્રાણાયામની અંદર આવી આવી અનેક ક્રિયાઓનો સમાવેશ થાય છે. એ બધી ક્રિયાઓ તમે ધીમે ધીમે ક્રમવાર શીખી શકશો. આગળ ઉપર તમને સમજાઈ જશે કે, જુદી શકિતઓરૂપે વ્યકત થતા પ્રાણનો સંયમ કરવો અને તેનો જુદીજુદી ભૂમિકાઓમાં ઉપયોગ કરવો એ રાજયોગનુ મુખ્ય લક્ષ્ય છે. દેહની તમામ શક્તિઓને એકાગ્ર કરવાથી શરીરમાંના પ્રાણ ઉપર જય મેળવાય છે, જ્યારે કોઇ માણસ ધ્યાનસ્થ થાય છે ત્યારે પણ તે પ્રાણને એકાગ્ર કરે છે.

મહાસાગર તરફ દૃષ્ટિપાત કરશો તો તમે જોઇ શકશો કે, તેમાં પર્વત જેવા ઊંચા અને પહોળા તરંગ કોઇ કોઇ વાર ઉત્પન્ન થાય છે; વળી કોઇ ઠેકાણે તેથી નાના તરંગો, કોઇ ઠેકાણે તેનાથીયે નાના તરંગો અને છેક નાના નાના પરપોટા પણ તેમાં પેદા થતા જોવામા આવે છે; પણ એ સૌની પાછળ તેમના મૂળ આધારરૂપ અનંત મહાસાગર આવેલો છે એ મહાસાગરની સાથે નાનોસરખો પરપોટો તેમજ પર્વત જેવડો મોટો તરંગ બંને એકસરખી રીતે જોડાયેલા છે. એવીજ રીતે સંસારમાં વિવિધ

પ્રકારના સામર્થ્યવાળા માણસો જોવામા આવે છે કોઇ મહા સાગરના પર્વત જેવા મહામોજાની માફક સામર્થ્યવાન છે, તો કોઈ ક્ષુદ્ર પરપોટા જેવી સામાન્ય વ્યક્તિઓ છે, પણ સૌના અસ્તિત્વનો આધાર તેઓ જેની સાથે સબધ રાખે છે, તે શક્તિના વિશાળ સમુદ્રની સાથે છે એ મહાશક્તિની સાથે જીવમાત્ર જન્મથીજ જોડાયેલા છે જ્યા જ્યા જીવનશક્તિનો પ્રકાશ છે, ત્યા ત્યા તેની પાછળ અનતશક્તિનો ભડાર રહેલોજ છે અને તેમાથીજ એ શક્તિનો પ્રવાહ ચાલ્યો આવે છે એમ સમજવુ પ્રાણી માત્ર એ શક્તિના વહનને માટે નાનીમોટી નીકોને ઠેકાણે છે. ખેતરોમા પાણી વાળવા માટે નીકો કરેલી હોય છે તેમા કોઇ નાની તો કોઇ મોટી હોય છે, પણ તે બધામા પાણી તો એકજ જળાશયમાથી ચાલ્યુ આવે છે એવુ જ આ અનત પ્રાણશક્તિનુ પણ સમજવું ચોમાસામા કોઈ કોઈ ભેજવાળી જગ્યાએ એક ક્ષુદ્ર વનસ્પતિ ઊગે છે જગતમા વ્યાપી રહેલા અનત ચૈતન્યસાગરનો આ એક અત્યત ક્ષુદ્ર પરપોટો છે તે એટલો સૂક્ષ્મ છે કે સૂક્ષ્મદર્શકની મદદ વગર જોઈ પણ શકાય નહિ, પણ ક્રમે ક્રમે ઉપરોક્ત શક્તિના ભડારમાથી તે ચૈતન્યનુ શોષણ કરે છે અને ઘણે કાળે પશુનુ રૂપ પણ ધારણ કરે છે ત્યાર પછી ઉત્ક્રાંતિક્રમના પગથિયા ચડતા ચડતા તે પશુમાથી મનુષ્ય અને મનુષ્યમાથી દેવની સ્થિતિ પ્રાપ્ત કરે છે કુદરતનુ કામ એટલી ધીમી ગતિથી ચાલે છે કે, વનસ્પતિમાથી દેવની કોટિએ પહોચતા કરોડો-અગણો વર્ષો વ્યતીત થઇ જાય છે

પરતુ આપણે તો મનુષ્યદશાએ પહોચેલા છીએ આપણે શા માટે એટલો બધો વખત થોભવુ જોઇએ? સાધનનો વેગ વધારીને આપણે લાખ વર્ષનુ કામ થોડાજ વર્ષમા કેમ સિદ્ધ ન કરી શકીએ? યોગશાસ્ત્ર કહે છે કે, સાધારણ પ્રયત્નથી જે કામમા

ઘણોજ લાંબો સમય લાગે છે, તેજ કામ કાર્યકારિણી શકિતનો વેગ વધારીને બહુજ થોડા સમયમાં પણ પૂર્ણ કરી શકાય છે. સર્વવ્યાપી અખૂટ શકિતભંડારમાંથી મનુષ્યો બહુજ અલ્પ પ્રમાણમાં શકિતનું શોષણ કરતા કરતા આગળ વધે છે; પરંતુ એવી રીતે પ્રગતિ કરવાથી તો કદાચ એક મનુષ્યને ઉચ્ચ અવસ્થાએ પહોંચતાં પાંચ લાખ વર્ષ પણ લાગે અને પૂર્ણ સિદ્ધ થતાં બીજાં પણ પાંચ લાખ વર્ષ વીતી જાય! ઉન્નતિના વેગમાં વધારો કર્યાથી આ સમયને અવશ્ય ટુંકાવી શકાય છે. રીતસર સાધન કરવાથી છ વર્ષમાં તો શું, પણ છ મહિનામાં પણ સિદ્ધિ કેમ ન મળે? વિચાર કરતાં સમજાશે કે, આ સ્થિતિએ પહોંચવા માટે અમુક સમય તો લાગવોજ જોઇએ, એવો કોઇ નિયમ નથી. જેમકે એક એન્જિનમાં અમુક રતલ કોલસા નાખીએ તો તે કલાકે બે માઇલના વેગથી ચાલી શકે છે તેને જો આપણે વધારે મોટું, મજબૂત બનાવી તેમાં વધારે કોલસા પૂરીએ તો વધારે ઝડપથી ચાલે. એવી રીતે આપણે પણ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તીવ્ર ઇચ્છાથી સખ્ત પરિશ્રમ કરીએ, તો આ જન્મમાં મુકત થઇ શકીએ અલબત, આખરે વહેલીમોડી તો મનુષ્યમાત્રને મુકિત મળવાની છેજ; પણ ત્યાંસુધી આપણે થોભવુંજ શા માટે? હાલનાજ મનુષ્યદેહમાં આપણે મુકત કેમ ન થવું? અનંત જ્ઞાન અને અનંત સામર્થ્યના ભોકતા આપણે અત્યારેજ શા માટે ન થઇએ?

આત્માની ઉન્નતિનો વેગ વધારીને કેવી રીતે ઘણા થોડાજ સમયમાં મુકિતના અધિકારી થઇ જવું, એ રાજયોગનાં મુખ્ય લક્ષ્ય અને ઉદ્દેશ છે. શક્તિના અનંત ભંડારમાંથી શક્તિનું આકર્ષણ કરવાની શક્તિ કેમ કેળવવી અને વધારવી, તથા એકેએક માણસ મુકત થઇ જાય ત્યાંસુધી રાહ જોયા વગર ઝપાટાબંધ કેવી રીતે આગળ ચાલ્યા જવું, એ શીખવવા માટે યોગવિદ્યાએ

ઉપાય બતાવ્યા છે મહાપુરુષો, સંતો, સિદ્ધપુરુષો, પયગંબરો એમણે શું કર્યું છે? માત્ર એકજ જન્મમાં તેઓ માનવજાતિનો આખો જીવનક્રમ પસાર કરી ગયા છે. સાધારણ મનુષ્યો કરોડો વર્ષો સુધી અનેક જન્મ ગ્રહણ કરતે કરતે જે જે અવસ્થાઓમાંથી પસાર થઇ થઇને મુક્ત થાય, તે સઘળું તેઓ એકજ જન્મમાં કરીને પાર ઊતરી ગયા છે. બળદના રગશિયા ગાડામાં ન બેસતાં કોઈ માણસ વીજળીની ગાડીમાં બેસીને મહિનાઓની મુસાફરી એક કલાકમાં કરી નાખે; તેની પેઠે તેઓ સમયને પી ગયા અને એકજ જન્મમાં મુક્ત બનીને ઊભા રહ્યા. બસ, મુક્ત થવું છે. એ એકજ ઇચ્છાથી તેમનું હૃદય ધગી ઊઠ્યું હતું. બીજો વિચાર તેમના મનમાં પેસી શકતોજ નહિ. હૃદયના આવેગના ધક્કાથી તેઓ આગળ વધ્યેજ જતા હતા. વિશ્રામ લેવાની તેમને પરવા ન હતી. જીવનની એક પળ પણ તેમણે ફોકટ બરબાદ કરી નથી. એકાગ્રતાનો આજ અર્થ છે કે શક્તિનો સંચય કરવાની ઝડપમાં અત્યંત વૃદ્ધિ કરીને ઘણા વખતનું કામ થોડા વખતમાં કરી નાખવું. એ એકાગ્રતા શીખવનાર વિજ્ઞાન તેજ આપણો રાજયોગ.

કેટલાક તરફથી એક પ્રશ્ન પુછાય છે કે, પ્રાણાયામ અને પ્રેતતત્ત્વવિદ્યા (સ્પિરિચ્યુઆલિઝમ) વચ્ચે કાંઇ સંબંધ છે ખરો? એ વિદ્યા પણ પ્રાણાયામનું એક ચોક્કસ અંગ છે. પરલોકમાં વસતા આત્માઓ અસ્તિત્વ ભોગવે છે, એ વાત જો સાચી હોય અને માત્ર આપણે તેમને જોઇ શકતા નથી એટલોજ આપણી અને તેમની વચ્ચે અંતરાય હોય; તો અત્યારે, આજ ઓરડામાં, સેંકડો, હજારો આત્માઓ હાજર હોય એ ઘણું જ બનવાજોગ છે. કદાચ આપણે તેમનાં સૂક્ષ્મ તત્ત્વોનાં બનેલાં શરીરમાં થઇને દિવસમાં સેંકડો વાર પસાર થતા હોઇશું તેઓ પણ કદાચ આપણને જોઈ શકતા ન હોય, અડકી શકતા ન હોય, એ પણ

માની શકાય એવું છે જેમ એક વર્તુળની અંદર બીજું વર્તુળ સમાઇ શકે, તેમ એક દુનિયાની અંદર બીજી દુનિયા આવી ગયેલી છે. એકજ ભૂમિકામાં વસનારા જીવો એકબીજાને જોઈ શકે છે. આપણે પંચેંદ્રિયયુક્ત પ્રાણીઓ છીએ અને આપણા શરીરમાંનો પ્રાણ અમુક વેગથી કંપી શકે એવા ધોરણ ઉપર આપણાં શરીર રચાયાં છે. જેમનાં શરીરમાંનો પ્રાણ આપણાં શરીરના પ્રાણના જેટલા વેગે કંપાયમાન થતો હોય, તેમનેજ આપણે જોઇ શકીએ, પણ જેમનાં શરીરમાંનો પ્રાણ આપણા પ્રાણ કરતાં વધારે ઊંચા પ્રકારનાં આંદોલનોથી કંપાયમાન થતો હોય, તેમને આપણે નજ જોઇ શકીએ. પ્રકાશ પણ એક વિશેષ પ્રકારના આંદોલનમય આકાશનુંજ સ્વરૂપ છે. એક સેકંડમાં આકાશમાં અમુક સંખ્યાનાં આંદોલન થાય ત્યાંસુધીજ તેનો પ્રકાશ ઝીલવાની આપણાં નેત્રોમાં શક્તિ છે. તે કરતાં આંદોલનની સંખ્યા વધી જાય એટલે પ્રકાશની ઉજ્જ્વલતા અમુક હદ કરતાં વધી જાય છે અને તેથી તે પ્રકાશને આપણે જોઈ શકતા નથી; પણ જો એવાં પણ પ્રાણીઓ હોય કે, જેમનાં ચક્ષુઓમાં એ પ્રકાશને ઝીલવા જેટલું સામર્થ્ય હોય, તો તેઓ તેને જરૂર જોઇ શકે. વળી એથી ઊલટું તેજનાં આંદોલન અમુક સંખ્યા કરતાં ઓછાં હોય, તો તેમાથી ઉત્પન્ન થતો પ્રકાશ એટલો મંદ થઈ જાય છે કે, તેને પણ આપણે જોઇ નથી શકતા. આમ છતાં ઘુવડ, બિલાડી વગેરે નિશાચર પ્રાણીઓ એ મંદ પ્રકાશને પણ જોઇ શકે છે. માત્ર જેટલા પ્રદેશમા પ્રાણ અમુક વેગથી કંપાયમાન થતો હોય, તેટલાજ પ્રદેશને આપણી દૃષ્ટિ વીંધી શકે છે. વાયુનો દાખલો લઇએ. પૃથ્વીની સપાટીથી આશરે સો માઇલ સુધી ઓછીવત્તી ઘટનાવાળા વાયુના થર એક ઉપર એક આવી રહેલા છે. વાયુનો જે થર પૃથ્વીની નજીક છે તે તેનાથી ઉપરના

થર કરતાં વધારે ઘટ્ટ છે અને જેમ જેમ આપણે ઉપર ચડતા જઇએ તેમ તેમ હવા વધારે ને વધારે પાતળી થતી જોવામાં આવે છે. સમુદ્રમાં પણ એજ નિયમ છે. તેમાં આપણે જેમ જેમ ઊંડા જતા જઇએ, તેમ તેમ તેનું પાણી વધારે ને વધારે ઘટ્ટ હોય છે. જે પ્રાણીઓ સમુદ્રને તળિયે રહે છે તેઓ કદી તેની સપાટી ઉપર આવી શકતાં નથી અને જો આવે તો આવતાં વારજ તેઓ મરી જાય. તેમનાં શરીર પાણીના થરનું દબાણ ખમવાનેજ ટેવાઇ ગયેલાં હોય છે. પાણીની સપાટી પર આવે તો એ દબાણ જતું રહે એટલે તેમનાં શરીર આપોઆપજ ફાટીને કકડેકકડા થઇ જાય.

એજ રીતે આખું વિશ્વ જાણે "ઇથર"-આકાશનો એક અનંત સમુદ્ર છે, એવી કલ્પના કરો. સમુદ્રની માફક અહીં પણ ચઢતીઊતરતી ઘટ્ટતાવાળા અને પ્રાણશક્તિના જુદાજુદા વેગથી કંપાયમાન થવાવાળા આકાશના અનેક થર એક ઉપર એક આવી રહેલા છે. આકાશ-સમુદ્રના કેંદ્ર આગળ આકાશનાં આંદોલનનો વેગ સૌથી વિશેષ પ્રબળ હોય છે. ત્યાંથી જેમ દૂર જતા જઇએ તેમ તેમ એ આંદોલનનો વેગ ધીમો પડતો જાય છે. હવે એમ ધારો કે, એક સરખા વેગવાળાં આંદોલનના પ્રદેશના જુદાજુદા થર બનેલા છે. અમુક વેગવાળાં આંદોલનના પ્રદેશનો વિસ્તાર ધારો કે પચાસ લાખ માઇલ સુધીનો હોય, તેના પછી બીજા પચાસ લાખ માઇલ સુધીના પ્રદેશમાં એથી વધારે વેગવાળાં આંદોલનો થતાં હોય; એ પ્રમાણે લાખો કરોડો-માઇલના વિસ્તારની કલ્પના કરો. સિદ્ધ દશાને વિશ્વસમુદ્રનું મધ્યબિંદુ કલ્પી લો. એ સ્થિતિથી આપણે જેટલા દૂર, તેટલા પ્રમાણમાં આંદોલનનો વેગ ધીમો. જડ પદાર્થોનો થર સૌથી આઘેનો છે; મનનો થર તેના કરતાં વધારે નજીકનો છે અને આત્મા તો બરાબર મધ્યબિંદુને ઠેકાણે છે. હવે તમને સમજાશે કે, જેઓ એક થરમાં રહેલાં છે તેઓ એકબીજાને

ઓળખી શકે છે; પણ તેઓ તેમનાથી ઉપલા કે નીચલા થરમાં રહેનારા જીવોને જોઈ શકે નહિ, પરંતુ જેવી રીતે સૂક્ષ્મદર્શકયંત્રની મદદથી આપણાં નેત્રોની કુદરતી શક્તિમાં વધારો કરીને ઘણાજ સૂક્ષ્મ અથવા દૂરના પદાર્થોને પણ આપણે જોઇ શકીએ છીએ; તેવી રીતે આપણા મનમાં યોગવિદ્યાની મદદથી વધારે વેગવાળાં આંદોલનો ઉત્પન્ન કરીને બીજા થરોમાં અર્થાત્ ભૂમિકાઓમાં વસનારા જીવોને પણ આપણે જોઈ શકીએ. આ રીતે યોગી અહીં રહ્યો રહ્યો પણ સપ્તલોકમાં શું શું ચાલી રહ્યું છે, તે જોઇ શકે છે. જે ઓરડામાં આપણે બેઠા છીએ તેમાં જેમને આપણે ન જોઇ શકીએ, એવા જીવો પણ રહેલા છે; પરંતુ તેમના પ્રાણનાં આંદોલનો આપણા પ્રાણનાં આંદોલનથી જુદા પ્રકારનાં છે. કેટલાકનાં આંદોલનનો વેગ આપણાથી વધારે છે અને કેટલાકનો આપણાથી ધીમો છે. જે મૂળ પદાર્થ–પ્રાણનાં આપણાં શરીર બનેલાં છે, તેજ પ્રાણનાં તેમનાં શરીર પણ બનેલાં છે. એકજ અનંત પ્રાણ–સમુદ્રના આપણે અને તેઓ જુદીજુદી ઘનતાવાળા અંશો છીએ. ફરક માત્ર આંદોલનના વેગનો છે. હવે જો હું મારા મનને વધારે વેગવાળાં આંદોલનથી કંપાયમાન કરી શકું, તો પછી હાલ હું જે થરમાં છું, ત્યાં રહી શકું નહિ. હું તમને જોઇ ન શકું. તમે મારી નજર આગળથી અદૃશ્ય થઈ જાઓ અને જેમનાં આંદોલન મારા જેટલાંજ હોય તેઓજ મારી નજરે દેખાય. આવા બનાવનો તમારામાંના કોઇ કોઇને અનુભવ પણ થયો હશે. આ રીતે <u>પોતાના મનને ઊંચામાં ઊંચા આંદોલનવાળી સ્થિતિમાં લઇ જવાની ક્રિયાને યોગશાસ્ત્ર એકજ શબ્દમાં "સમાધિ"</u> કહે છે. એ સમાધિની અમુક કનિષ્ઠ પ્રકારની સ્થિતિએ પહોંચતાં, સામાન્ય મનુષ્યને અદૃશ્ય હોય એવા જીવોનું તથા તેમની સ્થિતિનું દર્શન થઇ શકે છે. એમાં માત્ર મનને ઊંચાં આંદોલન-

વાળી સ્થિતિએ-કે જે સ્થિતિને આપણે ઈંદ્રિયાતીત જ્ઞાનની અવસ્થા કહીએ છીએ-તે સ્થિતિએ મનને પહોંચાડવાથી અતીંદ્રિય જીવગણોને પણ આપણે જોઈ શકીએ; પરંતુ એ સ્થિતિ કાંઈ સમાધિની સર્વોત્તમ સ્થિતિ નથી. ઉંચામાં ઉંચી સમાધિમાં તો આપણને બ્રહ્મનું દર્શન થવું જોઈએ. જેમ માટીના એક ટુકડાને જાણ્યાથી માટીના બધા સમૂહનું જ્ઞાન થઇ રહે છે; તેમ બ્રહ્મને જાણ્યાથી આખા વિશ્વનું જ્ઞાન આપોઆપ થઇ રહે છે.

આટલા વિવેચન ઉપરથી તમને સમજાયું હશે કે, પ્રેતતત્ત્વવિદ્યામાં જેટલો અંશ સત્ય છે, તેટલા તમામ અંશનો પ્રાણાયામમાં સમાવેશ થઈ જાય છે. આ પ્રમાણે હોવાથી જ્યારે કોઇ પણ મંડળ કે સંપ્રદાયના અનુયાયીઓ અતીંદ્રિય અથવા ગુપ્ત તત્ત્વને જાણવાનો પ્રયાસ કરતા હોય, ત્યારે તમારે નક્કી સમજવું કે, તેઓ અમુક પ્રમાણમાં રાજયોગનુંજ પાલન કરે છે અને એક અથવા બીજા રૂપમાં પ્રાણાયામનોજ અભ્યાસ કરે છે. જ્યાં જ્યાં અસાધારણ શક્તિનો આવિર્ભાવ દેખાય ત્યાં ત્યાં એ સર્વશકિત પ્રાણના પરિચાલનમાંથીજ ઉત્પન્ન થઇ છે, એમ સમજી લેવું. હું એથી આગળ વધીને જણાવું છું કે, ભૌતિક પદાર્થવિજ્ઞાન પણ એક પ્રકારનો પ્રાણનોજ સંયમ છે. વરાળયંત્રને કોણ ગતિ આપે છે? વરાળદ્વારા તેમાં પ્રાણજ કામ કરી રહ્યો છે. વીજળીના અદ્ભુત સામર્થ્યમાં પણ હું તો પ્રાણનુંજ બળ જોઈ રહ્યો છું. પદાર્થવિજ્ઞાન એટલે શું? તે પણ બાહ્યપ્રક્રિયાઓ વડે પ્રાણશકિતનું નિયમન કરવાની વિદ્યા છે. પ્રાણ.માનસિક શકિતઓરૂપે પ્રકટ થાય છે, તેનુ નિયમન પણ માનસિક ક્રિયાઓ વડે થઇ શકે છે. પ્રાણના સ્થૂળ સ્વરૂપનું સ્થૂળ ક્રિયાઓ વડે નિયમન કરવાની વિદ્યા, તે સ્થૂળ પદાર્થવિજ્ઞાન અને તેના સૂક્ષ્મ રૂપનું સૂક્ષ્મ માનસિક ક્રિયા વડે નિયમન કરવાની વિદ્યા તેનુ નામ રાજયોગ.

# अध्याय ४ थो--प्राणनुं आध्यात्मिक रूप

યોગીઓના અભિપ્રાય પ્રમાણે કરોડની અંદર "ઇડા" અને "પિંગલા" નામની બે નાડીઓ રહેલી છે અને કરોડની અંદર રહેલી જ્ઞાનરજ્જુમાં "સુષુમ્ણા" નામની એક પોકળ નાડી છે. એ પોકળ નાડીના નીચલા ભાગમાં, જેને યોગીઓ "કુંડલિની" કહે છે, તેનું સ્થાન છે. એ કુંડલિની ચક્રની આકૃતિ ત્રિકોણાકાર છે. યોગવિદ્યાની રૂપક ભાષામાં કહીએ તો એ ઠેકાણે કુંડલિની-શક્તિ ગોળ કુંડાળું વળીને પડી રહેલી છે. જ્યારે તે જાગૃત થાય છે ત્યારે ઉપરોક્ત સુષુમ્ણા નામની પોકળ નાડીમાં થઇને જોરશેર ઊંચે ચડવા લાગે છે; અને જેમ જેમ તે એકએક પગથિયું ઊંચે ચડે છે, તેમ તેમ મનના આવરણો ભેદાતાં ચાલી મનનો વિકાસ થવા લાગે છે; નાના પ્રકારના અલૌકિક દૃશ્યો દેખાવા લાગે છે; અને યોગીને વિવિધ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. જ્યારે એ કુંડલિની ઊંચે ચડતાં ચડતાં ઠેઠ મસ્તક સુધી પહોંચી જાય છે, ત્યારે યોગી મન અને શરીરથી સંપૂર્ણ અંશે છુટો પડી જાય છે અને તેનો આત્મા મુક્ત દશા અનુભવે છે.

જ્ઞાનરજ્જુ એક પ્રકારના મગજને મળતા પદાર્થની બનેલી છે. ગોળ અંકોડા એકબીજા સાથે જોડીને બનાવેલી સાંકળના જેવી એ જ્ઞાનરજ્જુની આકૃતિ હોય છે, તેનો ડાબો ભાગ તે ઈડા, જમણો ભાગ તે પિંગલા અને એ જ્ઞાનરજ્જુના બરાબર મધ્ય-

ભાગમાં થઈને પસાર થતી પોકળ નાડી તે સુષુમ્ણા. જે ઠેકાણે કમરના નીચલા ભાગમાં કરોડની છેક નીચેની ગાંઠો આવેલી છે, ત્યાં આગળ અત્યંત સૂક્ષ્મ દોરી જેવો એક પદાર્થ ઠેઠ નીચે સુધી આવેલો છે. તેની અંદર પણ પેલી પોકળ સુષુમ્ણા નાડી રહેલી છે; પણ ઉપરના કરતાં એ સ્થળે તે વધારે ઝીણી બનેલી છે. નાભિ નીચે આવેલા જ્ઞાનતંતુના કેંદ્ર સુધી એ નાડી પહોંચી ગઈ છે. એ કેંદ્ર આધુનિક શરીરશાસ્ત્રના મત પ્રમાણે ત્રિકોણાકૃતિનું છે. સુષુમ્ણા નાડીનું મોં ત્યાં આગળ બંધ થઈ ગયેલું હોય છે. જ્ઞાનરજ્જુની અંદર એવાં અનેક ચક્રો છે, તેને યોગીઓ જુદાંજુદાં પદ્મોનાં નામથી ઓળખાવે છે.

યોગીઓ જણાવે છે કે, છેક નીચેના મૂળાધાર ચક્રથી આરંભીને માથાની ટોચ આગળ આવેલા સહસ્રદલપદ્મ સુધીમાં કેટલાંએક ચક્રો આવેલાં છે. એ ચક્રોને જ્ઞાનતંતુઓનાં જુદાંજુદાં કેંદ્રો માનીએ તો તેમના વિષે યોગવિદ્યામાં જે કહેલું છે, તે આધુનિક શરીરશાસ્ત્રની મદદથી ઘણું સહેલાઈથી સમજી શકાય છે. આપણે જાણીએ છીએ કે, શરીરમાં બે પ્રકારના જ્ઞાનતંતુના પ્રવાહ વહન કરે છે. એક આંતરમુખી અને બીજો બહિર્મુખી; એક જ્ઞાનાત્મક અને બીજો ગત્યાત્મક: એક કેંદ્રાભિમુખી અને બીજો કેંદ્રાપસારી––એવાં જુદાંજુદાં નામથી તે ઓળખાય છે. તેમાંના એકનું કામ મગજ સુધી લાગણીની અસર પહોંચાડવાનું છે અને બીજાનું કામ મગજના સંદેશાને બહારના અવયવ સુધી લઈ જવાનું છે એ બેઉ પ્રવાહ અંદરના છેડા આગળથી ભેગા થાય છે. હવે પછી એ સંબંધી જે હકીકત કહેવામાં આવશે તેને બરાબર સમજી લેવા સારૂ બીજી પણ કેટલીક વાતો લક્ષમાં રાખવાની જરૂર છે. જ્ઞાનરજ્જુનો જે ભાગ મગજ સુધી ગયેલો છે તે, છેડા આગળ એક ગાંઠનો આકાર ધારણ કરે છે. તે

મગજ સાથે જોડાયેલો નથી, પણ મગજના નરમ પદાર્થમાં જાણે તરતો હોય, એવી રીતે આવી રહેલો છે. આથી કરીને કદાચ મગજ ઉપર પ્રહાર થાય, તોપણ તેના આઘાતની અસર પેલા નરમ પદાર્થને લીધે ઘણી ઓછી થઈ જાય છે અને જ્ઞાનરજ્જુની ગાંઠ સુધી પહોંચતી નથી. આ વાત કેટલી ઉપયોગી છે તે તમને આગળ ઉપર સમજાશે. વળી બધાં ચક્રોમાં ખાસ કરીને ત્રણ ચક્રો ઘણાંજ અગત્યનાં છે. એક તો સૌથી નીચેનું મૂળાધારચક્ર; બીજું માથાની ટોચ આગળ આવેલું સહસ્રાર અથવા સહસ્રદલ-પદ્મ અને ત્રીજું મૂળાધારની જરાક ઉપર એટલે નાભિ આગળનું સ્વાધિષ્ઠાનચક્ર

વળી પદાર્થવિજ્ઞાનનો પણ એક સિદ્ધાંત અત્રે લક્ષમાં લેવા જેવો છે આપણે વિદ્યુત તથા તેને લગતી અનેક શક્તિઓ વિષે સાંભળીએ છીએ, પણ એ વિદ્યુતનું સ્વરૂપ શું છે તે કોઈ જાણતું નથી માત્ર તે એક પ્રકારની ગતિ છે એટલુંજ આપણને કહેવામાં આવે છે જગતમાં નાના પ્રકારની ગતિઓના વ્યાપાર આપણે જોઈએ છીએ ત્યારે તેમાં અને વિદ્યુતમાં શો તફાવત છે? ધારો કે, આ મેજ એવી રીતે હાલે કે જે પરમાણુઓનું તે બનેલું છે તે બધા જુદીજુદી દિશામાં ગતિ કરવા માંડે વિદ્યુતની અસર આથી ઊલટી છે. તેના વડે તમામ પરમાણુઓ એકજ દિશામાં હલનચલન કરવા લાગે છે બધા પરમાણુઓને એકજ દિશાએ ગતિવાળા કરવાનું કામ વિદ્યુતશક્તિનું છે આ ઓરડામાં જે હવા છે, તેના બધા પરમાણુ જો એકજ દિશામાં ગતિ કરવા માંડે તો એક મહાપ્રચંડ બૅટરી-વિદ્યુદુત્પાદક યંત્રની રચના થઈ જાય

શારીરશાસ્ત્રની એક બીજી વાત પણ આપણા યોગના અભ્યાસમાં જરૂરની છે તે એ છે કે, જ્ઞાનતંતુનું જે કેંદ્ર શ્વાસપ્રશ્વાસની ગતિનું નિયમન કરે છે, તેની સત્તા જ્ઞાનતંતુના સમગ્ર તંત્ર

ઉપર ઘણી પ્રબળ છે. તે ફેફસાંની ગતિને વ્યવસ્થિત રાખે છે અને તદુપરાંત જ્ઞાનતંતુનાં તમામ કેંદ્રો ઉપર કાબૂ ધરાવે છે.

પ્રાણાયામ કરતી વખતે શ્વાસપ્રશ્વાસનો શા માટે અભ્યાસ કરવાનું કહ્યું છે, તેનું કારણ હવે તમે કળી શકશો. પ્રથમ તો નિયમિત રીતે શ્વાસોચ્છ્વાસ લેવાનો અભ્યાસ પાડવો જોઇએ. તેમ થાય એટલે શરીરનાં તમામ પરમાણુઓની ગતિ પણ નિયમિત રીતે એક સરખી ચાલવા લાગે. આપણું મન પણ જ્યારે અનેક વિષયોમાં ન ભટકતાં એકાગ્ર થઇ જાય, ત્યારે તે દૃઢ ઇચ્છાશક્તિનું રૂપ ધારણ કરે છે. તેમ થતાં શરીરના સમગ્ર જ્ઞાનતંતુઓનો પ્રવાહ વિદ્યુતના પ્રવાહની માફક એકસરખી ગતિએ વહન કરવા લાગે છે. પદાર્થવિજ્ઞાનની પ્રયોગશાળામાં સાબિત થઇ ચૂક્યું છે કે, જ્ઞાનતંતુઓમાં વિદ્યુતપ્રવાહની અસરથી વિદ્યુતતત્ત્વ જાગૃત થવા લાગે છે. આ ઉપરથી ફલિત થાય છે કે, જ્યારે જ્ઞાનતંતુનો પ્રવાહ દૃઢ ઇચ્છાશક્તિના રૂપમાં પરિણામ પામે છે, ત્યારે તેનું સ્વરૂપ વીજળીથી ભરેલા કોઇ પદાર્થના જેવું થઈ જાય છે. શરીરની તમામ શક્તિઓ જ્યારે સંપૂર્ણ રીતે એકતાન થઇ જાય, એકજ વિષયાભિમુખ બની જાય, ત્યારે તેમાંથી ઇચ્છાશક્તિની એક પ્રચંડ બૅટરી ઉત્પન્ન થાય છે. આ બળવાન શક્તિભંડારને પેદા કરવા તરફ યોગીનું હમેશાં લક્ષ રહે છે. શ્વાસપ્રશ્વાસની ક્રિયા શા માટે આટલી બધી અગત્યની છે, તેનું પ્રયોજન આ રીતે શારીરશાસ્ત્રની મદદથી સમજાઇ જાય છે. એનું પ્રયોજન સારાંશમાં કહીએ તો શરીરમાં એક પ્રકારની એકાભિમુખી ગતિ ઉત્પન્ન કરવાનું અને શ્વાસપ્રશ્વાસને લગતા અવયવો સાથે સંબંધ ધરાવનાર જ્ઞાનતંતુના કેંદ્રની મારફતે બીજા કેંદ્રોને કાબૂમાં લાવવાનું છે. આટલું થયા પછી મૂળાધારચક્રની અંદર સુષુપ્તાવસ્થામાં પડી રહેલી કુંડલિનીશક્તિને જાગૃત કરવા તરફ

પ્રાણાયામના અભ્યાસીનું લક્ષ રહે છે.

આપણે કોઈ પણ પદાર્થ જોઈએ છીએ અથવા તેની કલ્પના કરીએ છીએ અથવા સ્વપ્નમાં કોઇ પદાર્થને જોતા હોઇએ છીએ ત્યારે આપણે તે સર્વને અમુક *દિશામાંજ જોઇએ છીએ. એવી સર્વ દિશાઓને આપણે મહાકાશ એવું નામ આપેલું છે. પણ યોગી જ્યારે બીજાના મનના વિચાર પ્રત્યક્ષ કરે છે અથવા કોઇ અતીંદ્રિય પદાર્થનું દર્શન કરે છે, ત્યારે જે આકાશમાં તે પદાર્થ અથવા વિચારને જુએ છે તેને ચિદાકાશ કહે છે. આપણું મન હમેશાં બાહ્યાભિમુખી હોવાથી આપણી દરેક કલ્પના મહાકાશની અંદરજ રચાય છે; પણ મન જ્યારે અંતર્મુખ થાય છે અને બહારના કોઈ પણ પદાર્થ તરફ તે ગયેલું હોતું નથી, ત્યારે તેનો વ્યાપાર ચિદાકાશમાં ચાલતો હોય છે. કુંડલિનીશક્તિ જાગૃત થતાં તે સુષુમ્ણા નાડીમાં પ્રવેશ કરે છે, ત્યારે જે જે અનુભવ થાય છે તે બધો ચિદાકાશમાંજ થાય છે. એમ કરતાં કરતાં જ્યારે કુંડલિનીશક્તિ સુષુમ્ણા નાડીના સૌથી ઉપરના છેડા સુધી એટલે છેક મસ્તિષ્ક સુધી પહોંચી જાય છે, ત્યારે તો ચિદાકાશમાં કેવળ વિષયશૂન્ય જ્ઞાનનોજ અનુભવ થાય છે. સ્થૂળવિદ્યુત સંબંધી આજ સુધીમાં આપણને જેટલું જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે જોતાં તેનું બળ યોગબળ આગળ કશાજ હિસાબમાં નથી. આપણે વીજળીના તારની મદદથી વીજળીનો પ્રવાહ એક

* દિશા અને કાલ એ તત્ત્વજ્ઞાનના પારિભાષિક શબ્દો છે. આપણો બધો અનુભવ દિશા અને કાળથી મર્યાદિત છે. કોઇ પણ પદાર્થ જેને આપણે જોયો, તેને અમુક સ્થળનો આધાર હોવો જોઇએ અને તે જગ્યાએ તે અમુક સમયે હોવો જોઇએ. મારી સામે ખડિયો છે તે મેજ પર છે. મેજ પર ન હોય તો જમીન પર હોય, પણ અધિષ્ઠાન વગર તે નજ રહી શકે. —ભા. ક.

ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલી શકીએ છીએ;* પરંતુ પ્રકૃતિને તો તારની પણ જરૂર પડતી નથી. તે પોતાનો અત્યંત બળવાન શક્તિ-પ્રવાહ તાર વિના પણ એકથી બીજે ઠેકાણે પ્રેરી શકે છે. આ ઉપરથી તમને સમજાશે કે, સંદેશો મોકલવામાં તારની ખરી રીતે જરૂર તો નથીજ; પણ તેની મદદ વગર આપણે કામ કરી શકતા નથી, માટેજ આપણને તેનો ઉપયોગ કર્યા વગર ચાલતું નથી.

આપણે કોઈ પણ બાહ્યપદાર્થ જોઈએ છીએ અથવા તેને વિષે સાંભળીએ છીએ ત્યારે જે અમુક લાગણી આપણને થાય છે, તે લાગણી પ્રથમ શરીરમાં અને ત્યાર પછી મગજ સુધી પ્રવેશ કરે છે. ત્યાર પછી શરીર જે ક્રિયા કરે છે તેની ઉત્પત્તિ પણ પ્રથમ મગજમાંથી શરૂ થઈ ક્રિયારૂપે શરીરના કોઈ અવયવદ્વારા બહાર આવે છે. આ રીતે લાગણીના સંદેશા લઈ જવા લાવવાનું કામ જ્ઞાનતંતુરૂપી તારનાં દોરડાં બજાવે છે. જ્ઞાનરજ્જુમાં આવેલા ×જ્ઞાનાત્મક અને કર્માત્મક જ્ઞાનતંતુઓની પોલી રેષાઓને યોગીઓની પરિભાષામાં ઇડા અને પિંગલા નાડી કહેવામાં આવી છે. એ બેઉ નાડીઓની મારફતે જ્ઞાનાત્મક અને કર્માત્મક શક્તિના પ્રવાહ વહન કરે છે, પણ સવાલ એ

* આ ગ્રંથ સ્વામીજીએ રચ્યો તે વખતે તાર વગરના સંદેશા મોકલવાનો પ્રયોગ સફળ થયો ન હતો. અત્યારે તો ભૌતિકવિજ્ઞાને તાર વગર સંદેશા મોકલવાના પ્રયોગમા પણ પ્રગતિ કરી છે અને સ્વામીજીની આગાહી સાચી પાડી છે. —ભા. ક.

× શરીરના અવયવમાંથી મગજને લાગણીનું ભાન કરાવનાર તે જ્ઞાનાત્મક જેમકે મચ્છર કરડે છે એવુ જ્ઞાન મગજને જેનાથી થાય છે તે. પછી મચ્છરને હાંકી મૂકો એવી મગજની આજ્ઞા હાથ સુધી પહોંચાડનાર તે કર્માત્મક. —ભા. ક.

ઊભો થાય છે કે, કોઇ પણ પ્રકારના મધ્યવર્તી પદાર્થની મદદ વગર મન પોતાના ભાવ બહાર ચારે દિશાએ કેમ પ્રેરી ન શકે? અને બહારની ખબરો પણ જ્ઞાનતંતુઓની મદદ વગર તે શા માટે ગ્રહણ ન કરી શકે? કુદરતમાં આવો વ્યાપાર નિરંતર ચાલ્યાજ કરે છે, તે આપણે જોઇએ છીએ. યોગીઓ કહે છે કે, જો તમે આટલી શક્તિ મેળવી લો તો તમે જડવસ્તુના બંધનમાંથી છૂટી ગયા જાણો; પણ હવે એ શક્તિ પ્રાપ્ત કરવી કેવી રીતે? કરોડના મધ્ય ભાગમાં આવેલી સુષુમ્ણા નાડીમાં થઇને જો તમે જ્ઞાનતંતુનો પ્રવાહ પ્રેરી શકો, તો આ કોયડો આપોઆપ ઊકલી જાય. માણસના મનેજ જ્ઞાનતંતુઓની જાળ પોતાની સગવડને ખાતર ઉત્પન્ન કરી છે, માટે મન જો ધારે તો તેને તોડી પણ શકે છે અને તેની મદદ વગર પણ પોતાનું કામ ચલાવી શકે છે. આ પ્રમાણે થાય તોજ આપણને સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત થાય અને દેહનાં બંધન છૂટી જાય. સુષુમ્ણા નાડીને તાબે કરવાના કાર્યને યોગીઓ એટલા માટેજ પ્રાધાન્ય આપે છે જો તમે બીજા જ્ઞાનતંતુઓનો ઉપયોગ કર્યા વગર ઉપરોક્ત પોકળ નાડીમાં થઇને વિચાર અથવા લાગણીના પ્રવાહને પ્રેરી શકો, તો તમારૂં કાર્ય સિદ્ધ થયું જાણવું. યોગવિદ્યા તો કહે છે કે, એમાં અસંભવિત જેવું કાંઈજ નથી.

સાધારણ માણસોની સુષુમ્ણા નાડીનું નીચલું છિદ્ર બંધ હોય છે; જેથી એની મારફતે તેઓ કશું કામ લઈ શકતા નથી. એ છિદ્ર ઉઘાડીને તેની મારફતે લાગણી અને ભાવનો પ્રવાહ ચલાવવાની ક્રિયા યોગશાસ્ત્રમાં બતાવેલી છે. એ ક્રિયાનો અભ્યાસ થયેથી બીજાં જ્ઞાનતંતુઓને બદલે સુષુમ્ણાની મારફતે જ્ઞાનનો પ્રવાહ ચાલવા માંડે છે. શરીરયંત્રની એવા પ્રકારની રચના છે કે, જ્યારે કોઇ પણ જ્ઞાનતંતુના કેંદ્રને બાહ્યપદાર્થનો

આઘાત લાગે છે, ત્યારે તે સામો પ્રત્યાઘાત કરે છે. આ પ્રત્યાઘાતની અસર શરીરનાં જુદાંજુદાં સ્થાનોમાં જુદાજુદા પ્રકારથી થાય છે. આપણા શરીરમાં જે જે શક્તિ-કેંદ્રો છે, તેમના બે વિભાગ કરી શકાય છે. એક તો જ્ઞાનરહિતગતિયુક્ત કેંદ્ર, એટલે આપણને ખબર ન પડે તેમ સ્વાભાવિક રીતે જે પોતાનું કાર્ય કર્યે જાય અને બીજાં ચૈતન્યમય કેંદ્ર, એવા બે પ્રકાર છે. પહેલા વર્ગનાં કેંદ્રોના પ્રત્યાઘાત વડે ગતિ ઉત્પન્ન થાય છે અને બીજા પ્રકારનાં કેંદ્રોના પ્રત્યાઘાત વડે પ્રથમ જ્ઞાન અને પછી ગતિ પેદા થાય છે. આપણને બહારના કોઇ પણ વિષયનું જે કાંઇ જ્ઞાન થાય છે, તે હમેશાં બાહ્યવિષયના આપણા જ્ઞાનકેંદ્ર ઉપર થતા આઘાતના જવાબમાં તે કેંદ્ર જે પ્રત્યાઘાત કરે છે, તેનું પરિણામ છે. ત્યારે કોઇ પૂછશે કે, સ્વપ્નમાં આપણે નાના પ્રકારના વિષયનો અનુભવ કરીએ છીએ, તે વખતે આપણા જ્ઞાન-કેંદ્ર ઉપર આઘાત કરનાર કોઇ ખરેખરો પદાર્થ તો હોતો નથી. આ ઉપર વિચાર કરી જોતાં સમજાશે કે, જેવી રીતે ગત્યાત્મક-ક્રિયા કરવાની શક્તિ શરીરનાં જુદાંજુદાં કેંદ્રોમાં રહેલી છે, તેવી-જ રીતે શરીરના અમુક અમુક ભાગમાં જ્ઞાનાત્મક ક્રિયા કરવા-ની શક્તિ પણ જરૂર અવ્યક્તભાવે રહેલી હોવી જોઇએ. દાખલા તરીકે ધારો કે, હું એક શહેર જોઉં છું. નગર નામનો જે બાહ્ય-પદાર્થ છે, તેનું સ્વરૂપ મારાં નેત્રો ઉપર પડતાં મારા મન ઉપર એક પ્રકારનો આઘાત થાય છે. તેના પ્રત્યાઘાતરૂપે મારા મનમાં એક ક્રિયા ઉત્પન્ન થાય છે તેના પરિણામે મને શહેરના અસ્તિત્વનું ભાન થાય છે. એનું તાત્પર્ય એ છે કે, બાહ્યવિષયદ્વારા આપણાં જ્ઞાનતંતુઓ ઉપર જે અસર પેદા થાય છે, તેના પરિણામે મગજ-ની અંદર એક ક્રિયા ચાલવા લાગે છે અને તેથી કરીને મગજનાં તમામ પરમાણુઓને ગતિ મળે છે. હવે આ વાતને ઘણા દિવસ

થઈ જાય, તોપણ એ શહેરનું ચિત્ર મારા સ્મરણ-પટ ઉપર આલેખાયેલું રહેશે. સ્મૃતિ અને સ્વપ્ન બેઉ ઉપર વર્ણવી તેવીજ માનસિક ક્રિયા-પ્રતિક્રિયાનું પરિણામ છે, પણ તેમાં જ્ઞાનતંતુની ક્રિયાની ગતિ કાંઇક મંદ છે એટલુંજ. તોપણ મગજની અંદર સાધારણ વેગથી આંદોલન ઉત્પન્ન કરનાર, આઘાત કરનાર કોણ? એ સવાલ તો હજી જેવો ને તેવોજ રહ્યો. બાહ્યપદાર્થનું પ્રથમ જ્ઞાન ઉત્પન્ન કરાવનાર લાગણીનું આ કામ છે, એમ તો કહી શકાયજ નહિ. ત્યારે આ ઉપરથી આપણે એવું અનુમાન બાંધી શકીએ કે, બાહ્યપદાર્થના જ્ઞાનથી ઉત્પન્ન થયેલા સંસ્કાર શરીરનાં કોઇ ને કોઇ સ્થાનમાં સંચિત થતા હોવા જોઇએ. તેમના દ્વારાજ શરીરનાં જુદાંજુદાં કેંદ્રો ઉપર પ્રતિક્રિયા થવાથી સ્મૃતિ અને સ્વપ્નનો અનુભવ, જે મૂળજ્ઞાન કરતાં ઓછો સ્પષ્ટ હોય છે તેની ઉત્પત્તિ થાય છે. જે સ્થાનમાં અનુભવના સચિત થયેલા સંસ્કાર પડી રહે છે તેને મૂળાધાર કહે છે અને ત્યાં આગળ જે ક્રિયાશક્તિ ગૂંચળું વળીને પડેલી છે તેને કુંડલિની કહેવામાં આવે છે. એવું પણ અનુમાન કરી શકાય કે, શરીરની અંદર સંચિત થયેલી શક્તિઓનો સમૂહ મૂળાધાર ચક્ર આગળજ દબાઇને પડી રહેલો હોવો જોઇએ; કારણકે કોઈ પણ બાહ્ય વિષયનો લાંબા વખત સુધી અભ્યાસ કે મનન કરી રહ્યા પછી આપણને એ ભાગ ગરમ થયેલો લાગે છે.

હવે જો એ કુંડલિનીશક્તિને જાગૃત કરીને, ઇરાદાપૂર્વક સુષુમ્ણા નાડીમાં પ્રવેશ કરાવીને એક પછી એક ચક્રોમાં થઇને પસાર કરાવી દેવાય તો તેમાંથી એક અતિ બળવાન પ્રતિક્રિયા પેદા થાય છે. કુંડલિનીશક્તિનો અતિ અલ્પ અંશ કોઈ જ્ઞાનતંતુમાં પ્રવેશ કરે છે ત્યારે તે જ્ઞાનતંતુની પ્રતિક્રિયાને પરિણામે સ્વપ્ન અને સતેજ થયેલી કલ્પનાશક્તિનો અનુભવ થાય છે.

પરંતુ લાંબા સમયના ધ્યાનના પ્રભાવથી સંચિત થયેલી કુંડલિનીશક્તિ જ્યારે સુષુમ્ણામાં વહન કરે છે, અને ષટ્ચક્રો ઉપર જોરથી આઘાત કરે છે, ત્યારે જે પ્રતિક્રિયા ઉત્પન્ન થાય છે તેનું બળ સ્વપ્ન, કલ્પના અને ઇંદ્રિયજન્ય પ્રતિક્રિયાના બળ કરતાં અનંતગણું વધારે હોય છે. જેને ઇંદ્રિયાતીત જ્ઞાન કહે છે, તે આજ સ્થિતિમાં પ્રાપ્ત થાય છે. એ અવસ્થામાંજ પૂર્ણ ચૈતન્યનો અનુભવ થાય છે. જ્યારે એ કુંડલિનીશક્તિ આખરે સર્વ પ્રકારના જ્ઞાનના અને સર્વ પ્રકારના અનુભવના કેંદ્રસ્વરૂપ મસ્તિષ્કમાં પ્રવેશ કરે છે, ત્યારે આખું મગજ અને તેના પ્રત્યેક અનુભવસંપન્ન પરમાણુઓમાં પ્રતિક્રિયા શરૂ થાય છે અને તેના પરિણામે જ્ઞાનસૂર્યનો સંપૂર્ણ પ્રકાશ ઝળહળી ઊઠીને આત્માનુભૂતિનું સુખ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે કુંડલિનીશક્તિ એક પછી એક ચક્રોને ભેદતી આગળ વધે છે, તેમ તેમ મનનાં આવરણો ચિરાતાં ચાલીને યોગીની દૃષ્ટિએ આખું વિશ્વ તેના સૂક્ષ્મ અને કારણસ્વરૂપમાં પ્રત્યક્ષ થાય છે; તથા જગતનું મૂળ કારણ અને ઇંદ્રિયજન્ય જ્ઞાન તથા તેની પ્રતિક્રિયાઓ તેમના ખરા સ્વરૂપમાં જોઇ શકાય છે અને તે પૂર્ણ જ્ઞાનનો માલિક બને છે. કારણ જાણ્યા પછી કાર્યનું જ્ઞાન તો આપોઆપજ થઇ જાય છે.

આ ઉપરથી તમને સમજાયું હશે કે, કુંડલિનીને જાગૃત કરવી એજ તત્ત્વજ્ઞાન, ઇંદ્રિયાતીતજ્ઞાન અને આત્માનુભૂતિને પ્રાપ્ત કરવાનો સાચો અને અમોઘ ઉપાય છે. તેને જાગૃત કરવાની અનેક ક્રિયાઓ છે. કેવળ ઈશ્વરભક્તિનાજ બળથી કેટલાકની કુંડલિની જાગૃત થઇ જાય છે, તો કેટલાકની સિદ્ધ મહાત્માઓની કૃપાથી કે માત્ર તત્ત્વવિચારથીજ એ સ્થિતિ આવી જાય છે. આ જગતમાં જ્યાં પણ અલૌકિક જ્ઞાન અને સામર્થ્યનો ચમત્કાર જોવામાં આવે, ત્યાં એ કુંડલિનીશક્તિ થોડા અથવા ઘણા પ્રમા-

ણમાં સુષુમ્ણામાં ગયેલી હોવીજ જોઇએ. એવા અલૌકિક ઘણા-
ખરા પુરુષોમાં તેમની જાણ વગર પણ તેમની અમુક જ્ઞાન કિંવા
અજ્ઞાત સાધનાના બળથી તેમની કુંડલિનીશક્તિ થોડે અંશે
પણ છૂટી થઇને સુષુમ્ણામાં પ્રવિષ્ટ થયેલી હોય છે. ભક્તિ કરતાં
કરતાં પણ જાણ્યેઅજાણ્યે કુંડલિનીની જાગૃતિ થઇ જાય છે.
જ્યારે ભક્તો કહે છે કે, અમારી પ્રાર્થનાનો જવાબ મળે છે,
ત્યારે તેઓને ખબર નથી હોતી કે,તેમણે પ્રાર્થનારૂપી મનોવૃત્તિના
બળથી પોતાનાજ શરીરમાં રહેલી અનંતશક્તિના એક બિંદુને
જાગૃત કરી દીધું છે, તેથીજ એ પરિણામ આવ્યું છે. માટે અજ્ઞાન
મનુષ્યો જેની ભય અને વ્યગ્રતાપૂર્વક આરાધના કરે છે, તે વર-
દાયિની સર્વ મનકામના પૂર્ણ કરનારી મહાશક્તિ તેમના શરીર-
માંજ રહેલી છે. એમ યોગવિદ્યા જાહેર કરે છે તેની નજીક કેવી
રીતે જવું એટલુંજ શીખી લેવાની જરૂર છે, એટલા માટે રાજ-
યોગ ધર્મનું ખરેખરૂં વિજ્ઞાન છે. ભક્તિ, ઉપાસના, પ્રાર્થના
અને અન્ય સર્વ પ્રકારના સાધનમાર્ગ અને ચમત્કારનું ખરેખરૂં
વૈજ્ઞાનિક તત્ત્વ તે પ્રકટ રીતે સમજાવી દે છે.



## अध्याय ५ मो–प्राणनो संयम

હવે આપણે પ્રાણાયામની જુદીજુદી ક્રિયાઓની સમાલોચના કરીએ. આપણે એટલું તો જાણી લીધું છે કે, યોગવિદ્યાના મત પ્રમાણે સાધનનું પહેલું પગથિયું તો ફેફસાંની ગતિને પોતાના કાબૂમાં લાવવાનું છે. શરીરની અંદર જે જે અતિસૂક્ષ્મ ક્રિયાઓ ચાલી રહી છે, તેનો અનુભવ કરવો એ આપણું અત્યારે લક્ષ્ય છે. આપણું મન તદ્દનજ બહિર્મુખ બની ગયું છે, તેથી અંદરની સૂક્ષ્મઅતિ સૂક્ષ્મ ક્રિયાઓને તો તે ગ્રહણજ કરી શકતું નથી. આપણે એ ક્રિયાઓનો એક વાર અનુભવ કરી લઇએ, એટલે પછી તેમને કાબૂમાં લાવવાનું કામ સહેલું થઈ જાય છે. આપણા શરીરમાં જ્ઞાનતંતુઓજ શક્તિનો પ્રવાહ બધાં અંગોને પહોંચાડે છે અને જો કે તેની આપણને ખબર નથી હોતી, તોપણ શરીરની પ્રત્યેક માંસપેશીને જ્ઞાનતંતુઓદ્વારાજ જીવનશક્તિ પહોંચે છે. યોગવિદ્યા કહે છે કે, જ્ઞાનતંતુઓની આ બધી ક્રિયાઓનો અનુભવ કરી લેવાની તથા તેના પર કાબૂ બેસાડવાની શક્તિ આપણામાં રહેલી છે. આપણે તેમ કરવાને ઇચ્છીએ એટલે માર્ગ ખુલ્લો થતો જાય છે પ્રથમ શ્વાસપ્રશ્વાસની ગતિથી આરંભીને અભ્યાસ કરતાં કરતાં પ્રાણની ભિન્નભિન્ન પ્રકારની ગતિઓ આપણા કાબૂમાં આવતી જાય છે અને પૂરતો વખત અભ્યાસ કર્યાથી શરીરની અંદરની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ગતિઓ ઉપર પણ આપણે કાબૂ મેળવી શકીએ છીએ.

હવે તમને પ્રાણાયામની ક્રિયાઓનું સ્વરૂપ બતાવું છું. શાંત મન રાખીને સીધા બેસવું. શરીરને બરાબર ટટાર રાખવું. જ્ઞાનરજ્જુ કરોડની સાથે વળગેલ નથી, તોપણ તેની અંદર તો રહેલી છેજ. ખૂંધા વળીને બેસવાથી એ જ્ઞાનરજ્જુને તમે ખલેલ જ પહોંચાડો છો; વાંકા બેસીને તમે જ્યારે પણ ધ્યાન કરવાનાં ફાંફાં મારો છો, ત્યારે તે કામ ન થતાં ઊલટા તમે પોતાની જાતને નુકસાનજ પહોંચાડો છો. છાતી, ડોક અને માથું એ ત્રણે ભાગ બરાબર સીધી લીટીમાં રહેવા જોઇએ. થોડાક અભ્યાસથી તમને આ ઢબે બેસવાનો મહાવરો પડી જતાં શ્વાસપ્રશ્વાસના જેવું એ સહેલું અને સ્વાભાવિક થઇ પડશે ત્યાર પછી તમારે જ્ઞાનતંતુઓને તમારા કાબૂમાં લાવવા પ્રયત્ન કરવાનો છે. શરૂઆતમાં કહ્યા મુજબ, જે જ્ઞાનતંતુ કેંદ્ર ફેફસાંની ગતિનું નિયમન કરે છે, તે શરીરના બીજા જ્ઞાનતંતુઓને પણ કાબૂમાં રાખે છે. એટલાજ માટે શ્વાસ અને ઉચ્છ્વાસની ક્રિયા કાળના મુકરર માપસરજ એટલે તાલબંધ થવી જોઇએ આપણે શ્વાસપ્રશ્વાસની ક્રિયા તો સદા કર્યાજ કરીએ છીએ; પરંતુ તે બિલકુલ બેતાલી અને અનિયમિત હોય છે. વળી એ પણ તમારે ધ્યાનમાં રાખવું જોઇએ કે, સ્ત્રી અને પુરુષની શ્વસનક્રિયામાં પણ સ્વાભાવિક રીતે ફેર છે.

પ્રાણાયામનો પહેલો પાઠ એ છે કે, અમુક પ્રમાણમાં અને અમુક વખતમાં શ્વાસ અંદર લેવો અને બહાર કાઢવો. એમ કરવાથી શરીરયંત્રમાં સઘળે એકતાનતા વ્યાપી જશે. આવા પ્રકારનો અભ્યાસ થોડા દિવસ ચાલુ રાખ્યા પછી શ્વાસ લેતાંમૂકતાં ૐકાર અથવા બીજો કોઇ ઇશ્વરવાચક પવિત્ર શબ્દનો ઉચ્ચાર કરતા જવું. એ શબ્દનો ધ્વનિ તમારા શ્વાસની સાથે શરીરની અંદર જાય અને પ્રશ્વાસની સાથે નિયમિત રીતે તાલસહિત બહાર નીકળી જાય એવો પ્રયત્ન કરવો એથી કરીને તમારા ...

શરીરમાં એકતાનતા અને સમતા વ્યાપી ગયાં હોય, એવો તમને અનુભવ થવા માંડશે. ખરેખરો આરામ કોને કહે છે, તેનો તમને ત્યારેજ ખ્યાલ આવશે. આ પ્રાણાયામમાંથી શરીરને જે આરામ અને તાજગી મળે છે. તેની આગળ ઊંઘ કશા હિસાબમાં નથી. આવા પ્રકારની વિશ્રાંતિ લીધાથી તમારા અત્યંત શ્રમિત થયેલા જ્ઞાનતંતુઓને અપૂર્વ રાહત મળશે અને તમને એમજ થશે કે, ખરેખરી વિશ્રાંતિનું સુખ તો આજેજ ભોગવ્યું. પ્રાણાયામ કરતી વખતે શ્વાસને લેવામાં તથા છોડવામાં કેટલો કાળ જવો જોઇએ, તેનું માપ કાઢવા માટે એક, બે, ત્રણ, ચાર એમ ન ગણતાં કેટલાક સાંકેતિક શબ્દોનો ઉપયોગ કરવાનો રિવાજ હિંદુસ્તાનમાં છે. એટલા માટે પ્રાણાયામની અંદર ૐકાર અથવા એવા કોઈ ઇશ્વરવાચક પવિત્ર શબ્દનો ઉપયોગ કરવામાં આવે છે.

આવા પ્રકારના અભ્યાસની સૌથી પહેલી અસર તો સાધકની કાંતિમાંજ પ્રત્યક્ષ થાય છે. મુખ ઉપરની શુષ્કતા અને કઠોરતાસૂચક રેખાઓ ચાલી જાય છે. મન શાંતિથી પરિપૂર્ણ થઈ જાય છે અને અંદરની શાંતિ તથા આનંદ બહાર પ્રકટી નીકળી સાધકના મુખની શોભામાં શાંતિ, આનંદ અને ગંભીરતાના ભાવ ઉભરાય છે ત્યાર પછી સાધકનો કંઠ પણ ઘણો મધુર થવા લાગે છે. જેનો કંઠ કર્કશ હોય એવો એક પણ યોગી મેં જોયો નથી. થોડાક માસના અભ્યાસ પછી આ બધાં ચિહ્નો પ્રકટતાં ચાલે છે.

પ્રાણાયામને લગતી ઉપર જણાવેલી શરૂઆતની ક્રિયાનો અભ્યાસ થોડા દિવસ કર્યા પછીજ તે કરતાં વધારે ઊંચા પ્રકારનો પ્રાણાયામ આ પ્રમાણે કરવા માંડવો. ઇડા એટલે ડાબા નસકોરાદ્વારા ફેફસાંને વાયુ વડે ધીરે ધીરે ભરવાં. તેમ કરતી વખતે જ્ઞાનતંતુના પ્રવાહ ઉપર મનને એકાગ્ર કરો. ત્યાર પછી એવી ભાવના કરો કે, તમે જ્ઞાનતંતુના પ્રવાહને ઇડા નાડીની

મારફતે નીચે મોકલો છો અને કુંડલિનીશક્તિના આધારરૂપ મૂળાધાર ચક્રની નજીકમાં આવેલા ત્રિકોણાકૃતિવાળા પદ્મ ઉપર તમે જોરથી આઘાત કરો છો. ત્યાર પછી એ પ્રવાહને થોડી વાર સુધી એજ જગ્યાએ સ્થિર કરો. તેમ કર્યા પછી એ શક્તિપ્રવાહને જાણે તમે શ્વાસની જોડેજ બીજી બાજુએ લઇ જતા હો એવી ભાવના કરો. પછી જમણા નસકોરાદ્વારા વાયુને ધીરે ધીરે બહાર કાઢો. આ ક્રિયા તમને જરા અઘરી લાગશે ખરી. પ્રથમ અંગૂઠા વડે જમણું નસકોરૂં બંધ કરી ડાબા નસકોરાદ્વારા ધીરે ધીરે વાયુનું શોષણ કરવું. ત્યાર પછી અંગૂઠા અને તર્જની વડે બેઉ નસકોરાં બંધ કરી દેવાં અને ભાવના કરવી કે, આપણે જ્ઞાનતંતુના પ્રવાહને નીચે મોકલીએ છીએ અને સુષુમ્ણાના મૂળ આગળ ધક્કો મારીએ છીએ. પછી અંગૂઠો ઉપાડી લઇને તે વાયુનું રેચન કરવું. ત્યાર પછી ફરીથી તર્જની વડે ડાબું નસકોરૂં બંધ કરીને જમણા નસકોરાદ્વારા ધીરે ધીરે શ્વાસ લેવો અને પછી પહેલાં કહ્યું તે પ્રમાણે બેઉ નસકોરાં બંધ કરવાં. હિંદુ લોકોની માફક પ્રાણાયામ કરવાનું આ દેશના ( અમેરિકાના ) લોકોને ઘણું અઘરૂં લાગે છે; કારણકે હિંદુ લોકોને તો બાળપણથીજ પ્રાણાયામ કરવાનો અભ્યાસ હોય છે અને તેમનાં ફેફસાં ટેવાઇ ગયેલાં હોય છે; માટે આ દેશના લોકોએ ચાર સેકંડથી આરંભ કરવો અને ધીમે ધીમે સમયને વધારતા જવું. ચાર સેકંડ સુધી પૂરક કર્યા પછી સોળ સેકંડ સુધી કુંભક કરવો અને રેચકની ક્રિયામાં આઠ સેકંડ લેવી. આટલું કરીએ એટલે એક પ્રાણાયામ થયો કહેવાય. હમેશાં મૂળાધાર ચક્ર આગળ રહેલા ત્રિકોણાકાર પદ્મ ઉપર મનને એકાગ્ર કરવાનું ભૂલતા નહિ. આવી રીતે ભાવના કરવાથી સાધનમાર્ગમાં અનેક પ્રકારની સરળતા થઇ જાય છે. હવે તમને ત્રીજી જાતના પ્રાણા-

યામનો વિધિ બતાવું છું. ધીમે ધીમે શ્વાસ લેવો; પછી ક્ષણનો પણ વિલંબ ન કરતાં તેને ધીરે ધીરે બહાર કાઢી નાખવો અને ત્યાર પછી થોડી વાર બહારના વાયુને રોકી રાખવો. એટલે શ્વાસ લીધા વગર બેસી રહેવું. આમાં ત્રણે વખતના કાળનું માપ પહેલાંના જેટલુંજ સમજવું. પ્રથમના પ્રાણાયામ અને આ પ્રાણાયામની વચ્ચે તફાવત એટલોજ છે કે, પહેલામાં શ્વાસને ફેફસાંની અંદર ધારણ કરવાનો (રોકવાનો) છે અને બીજામાં તેને બહાર રોકી રાખવાનો છે; પરંતુ એ વધારે સહેલો છે. જે પ્રાણાયામમાં શ્વાસને ફેફસાંમાં રોકી રાખવો પડે છે, તેનો અભ્યાસ હદ કરતાં વધારે કરવાથી નુકસાન થવાનો સંભવ છે. સવારમાં તેમજ સાંજે પ્રથમ એવા ચારચાર પ્રાણાયામનો અભ્યાસ કરવો અને તે પછી ધીમે ધીમે પ્રાણાયામની સંખ્યા અને પૂરક રેચક તથા કુંભકના કાળમાં વધારો કરતા જવું. આ અભ્યાસ ઘણો સરળ છે અને તેમાં ઘણો આનંદ રહેલો છે. જ્યારે તમને એમ લાગે કે, તમે આ ક્રિયા અત્યંત સરળતાપૂર્વક કરી શકો છો, ત્યારે ઘણીજ સાવધાનીથી પોતાની શક્તિનું માપ કાઢીને કાળનું માપ ચારને બદલે ૭ સેકંડનું કરી દેવું. પ્રાણાયામનો અભ્યાસ અનિયમિતપણે કરવાથી નુકસાન થાય છે.

નાડીઓને શુદ્ધ કરવાને માટે ઉપરની ત્રણ ક્રિયાઓ જેમકે (૧) નાડી શુદ્ધ કરવાની ક્રિયા, (૨) શ્વાસ ધારણ કરવાની ક્રિયા, (૩) શ્વાસને બહાર રોકી રાખવાની ક્રિયા—એ ત્રણમાં પહેલી અને છેલ્લી ઘણી સહેલી છે અને તેના અભ્યાસથી નુકસાન થવાનો સંભવ નથી. પહેલી ક્રિયાનો જેમ જેમ અભ્યાસ કરતા જશો તેમ તેમ તમારા ચિત્તની શાંતિ વધતી જશે. એ ક્રિયાની સાથે ૐકારના જપનો યોગ કરી દેજો. તમે કોઈ બીજા કામમાં રોકાયા હો તો તે કામ કરતાં કરતાં પણ તમે આ ક્રિયા કરી

શકશો. તેમ કરવાથી તમારી ઉત્તરોત્તર ઉન્નતિ થતી જશે. એ પ્રમાણે અભ્યાસ કરતાં કરતાં સાધનનું બળ વધી જતાં એક દિવસ તમારી કુંડલિની પણ જાગૃત થઇ જશે. દિવસમાં એકાદબે વખત અભ્યાસ કરનારને પણ શરીર તથા મનની કાંઇક શાંતિ અને કંઠની મધુરતાનો લાભ તો મળશેજ; પણ એટલાથી સંતુષ્ટ ન થતાં જેઓ વધારે આગળ જવા મથશે તેમની કુંડલિની પણ અવશ્ય જાગૃત થઈ શકશે અને તેમ થતાં સમસ્ત પ્રકૃતિ તેમને નવાજ સ્વરૂપમાં દેખાવા લાગશે તથા જ્ઞાનનો દરવાજો તેમને માટે ઉઘડી જશે. પછી જ્ઞાનપ્રાપ્તિને માટે તેમને કોઇ પણ પુસ્તકનો આશ્રય લેવાની ગરજ નહિ રહે. તેમનું પોતાનું અંતઃકરણજ અનંત જ્ઞાનથી ભરેલા પુસ્તકની ગરજ સારશે.

મેં પ્રારંભમાંજ કરોડની ડાબી તથા જમણી બાજુએ આવેલી ઇડા તથા પિંગલા નાડીઓ વિષે તથા કરોડની વચ્ચે રહેલી સુષુમ્ણા નાડી વિષે ઉલ્લેખ કર્યો છે. આ ત્રણે નાડીઓ પ્રાણીમાત્રમાં રહેલી છે; પરંતુ યોગવિદ્યા કહે છે કે, સામાન્ય પ્રાણીઓમાં સુષુમ્ણાનું નીચલું દ્વાર બંધ હોઇને માત્ર ઇડા અને પિંગલા નાડીઓદ્વારા શરીરના જુદાજુદા ભાગમાં શકિતનું વહન કરવાની ક્રિયાજ તેમના શરીરમાં ચાલતી હોય છે. સુષુમ્ણાનું દ્વાર તો માત્ર યોગીઓનાજ શરીરમાં ઉઘડેલુ હોય છે. જ્યારે એ સુષુમ્ણામાં થઇને જ્ઞાનતંતુની શકિતનો પ્રવાહ વહેવા લાગે, એ રસ્તે ઊંચે ચડતો જાય અને ચિત્તની ક્રિયા એની અંદરજ ચાલવા માંડે ત્યારે આપણે અતીંદ્રિય પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ. તે વખતે મન અતીંદ્રિય, જ્ઞાનાતીત તથા પૂર્ણ ચૈતન્યમય અવસ્થાનો અનુભવ કરે છે, તે વખતે આપણે બુદ્ધિની પેલી મેરના પ્રદેશમાં–જ્યાં બુદ્ધિ અને તર્ક પહોંચી શકતાંજ નથી ત્યાં–પહોંચી જઇએ છીએ. એ સુષુમ્ણાના દ્વારને કોઇ પણ રીતે

ઉઘાડવા તરફજ યોગી ખાસ લક્ષ દે છે. જે શકિતકેંદ્રો વિષે હું પહેલાં કહી ગયો છું તે બધાનાં સ્થાન આ સુષુમ્ણાના માર્ગમાં આવેલાં છે. એ કેંદ્રોને યોગીઓ તેમની રૂપક ભાષામાં ચક્ર અથવા પદ્મ કહે છે. એમાંનું સૌથી નીચેનું ચક્ર સુષુમ્ણાના છેક નીચલા ભાગ આગળ છે; તેને મૂલાધારચક્ર કહે છે. ત્યાર પછી સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ, આજ્ઞા અને સૌથી ઉપરનું ખોપરીની ટોચ આગળ આવેલું સહસ્રાર અથવા સહસ્રદલપદ્મ કહેવાય છે. એમાંથી અત્યારે આપણને માત્ર બેનુંજ કામ છે. એક સૌથી નીચેનું મૂલાધાર અને બીજું સૌથી ઉપરનું સહસ્રાર. શકિતનો ભંડાર જે સૌથી નીચેના ચક્ર આગળ પડી રહેલો છે તેને ખેંચીને સૌથી ઊંચેના સહસ્રારચક્ર સુધી લઇ જવાનો છે. યોગીઓનો અભિપ્રાય એવો છે કે, મનુષ્યના શરીરમાં જે જે પ્રકારની શકિતઓ રહેલી છે, તેમાં સૌથી શ્રેષ્ઠ શકિત ઓજસ છે. એ ઓજસનું સ્થાન મસ્તિષ્કમાં છે અને હરકોઇ મનુષ્યના માથામાં ઓજસનો સમુદાય જેમ વધારે તેમ તે વિશેષ બુદ્ધિમાન, પ્રતિભાશાળી તથા આત્મબળથી યુકત હોય છે. એક માણસ ઘણીજ સુંદર ભાષામાં ઘણાજ સુંદર વિચારો જણાવે છે, તોપણ લોકોના મન ઉપર અસર થતી નથી અને બીજો માણસ, કે જેની ભાષા અને વિચાર પહેલાના જેટલા મધુર અને સુંદર હોતા નથી, તેનું ભાષણ લોકોના ઉપર ભારે અસર ઉપજાવે છે; એટલુંજ નહિ પણ તેના હાથની, નેત્રની એકેએક હિલચાલ જાદૂઈ અસર કરે છે તેનું કારણ એ છે કે, તેના માથામાં રહેલી ઓજસશક્તિ બહાર નીકળીને આ આશ્ચર્યજનક પરિણામે લાવે છે. એ માણસ જે જે કામ કરે છે તેમાં આ શક્તિનો વિકાસ દેખાય છે.

મનુષ્યમાત્રમાં થોડાઘણા પ્રમાણમાં તો ઓજસશક્તિ કુદરતી રીતેજ રહેલી છે. શરીરમાં જે જે શક્તિઓ કામ કરે છે, તેના ઊંચામાં ઊંચા વિકાસનું સ્વરૂપ તે ઓજસ. એક વાત

તમારે હમેશાં સ્મરણમાં રાખવી જોઇએ કે, આ જગતમાંની પ્રત્યેક પ્રકારની શક્તિઓ એક મૂળ શક્તિનુંજ રૂપાંતર માત્ર છે; અને તેથી જે શક્તિ બાહ્યજગતમાં વિદ્યુત્ અથવા ચુંબકરૂપે કાર્ય કરે છે, તે શક્તિને આભ્યંતરિક શક્તિના સ્વરૂપમાં પણ પલટાવી શકાય છે. એવીજ રીતે શરીરબળને પણ ઓજસના રૂપમાં ફેરવી શકાય છે. યોગીઓ કહે છે કે, જે શક્તિ મનુષ્યના શરીરમાં કામક્રિયા અથવા કામ સંબંધી વિચારોના રૂપમાં રહેલી છે, તેનો નિગ્રહ અને દમન કરવાથી વીર્યનું ઓજસ બની જાય છે. એ શક્તિનું નિયામક મૂલાધારચક્ર હોવાથી યોગીઓ તેના તરફ વિશેષ લક્ષ આપે છે. શરીરમાં જે કામોત્પાદક શક્તિ રહેલી છે, તેનું ઓજસ કરવાની યોગીઓની ઇચ્છા હોય છે જે સ્ત્રીપુરુષો કામવાસનાને જીતી છે, તેઓજ પોતાના માથામાં ઓજસનો સંચય કરી શકે છે. એટલાજ માટે તમામ દેશોમાં, તમામ ધર્મોમાં બ્રહ્મચર્યને ઊંચા પ્રકારનાં સાધનોમાં અગત્યનું સ્થાન અપાયેલું છે. દરેક મનુષ્ય જોઈ શકે છે કે, કામવિકારને તાબે થવાથી ધર્મભાવ, ચારિત્ર્યબળ અને માનસિક શક્તિઓ, એ સર્વ દુર્બળ થાય છે. આથીજ જે જે ધર્મમાં મહાન ધર્મવીરો પ્રકટ થયા છે તે બધાના ઉપદેશોમાં બ્રહ્મચર્ય ઉપર વિશેષ ભાર અપાયો છે; આજ કારણને લીધે આજીવન બ્રહ્મચર્ય પાળનારા સાધુસાધ્વીઓના સંપ્રદાય પેદા થયા છે. માટે મન, વચન અને કર્મથી બ્રહ્મચર્યનું પાલન કરવાની ઘણીજ આવશ્યકતા છે. બ્રહ્મચર્યનો ભંગ કરતા જઇને રાજયોગનો અભ્યાસ કરવાથી ભારે નુકસાન થાય છે. એમાંથી ઘણાને મગજના વ્યાધિ અને ગાંડપણ પ્રાપ્ત થયાં છે. એક બાજુએથી લોકો બ્રહ્મચર્યનો ભંગ કરીને અપવિત્ર જીવન ગાળે અને બીજી બાજુએથી રાજયોગનો અભ્યાસ કરતા જાય, એ રીતે યોગવિદ્યામાં આગળ વધવાની આશાજ કેમ રાખી શકાય?

# अध्याय ६ ठ्ठो–प्रत्याहार अने धारणा

પ્રાણાયામ સિદ્ધ કર્યા પછી પ્રત્યાહારનું સાધન કરવાનું કહેલું છે. કોઇ પ્રશ્ન કરશે કે, "પ્રત્યાહાર" એટલે કઈ ક્રિયા? પદાર્થનું જ્ઞાન આપણને કેવી રીતે થાય છે, એ તો તમે બધા જાણો છો. આપણને બહારના પદાર્થોનું જ્ઞાન કરાવનાર જે જે સાધનો છે, તેમાં પ્રથમ ઇંદ્રિયોના બારણાની ગરજ સારનારાં આંખ, નાક વગેરે બાહ્યયંત્રો છે; તેમના પછી મગજનાં કેંદ્રોની મારફતે કાર્ય કરનાર બાહ્યઇંદ્રિયોની પાછળ રહેલી સૂક્ષ્મ ઇંદ્રિયો અને ત્યાર પછી મન. જ્યારે એ ત્રણેનો કોઈ બહારના પદાર્થની સાથે યોગ થાય છે, ત્યારે આપણને તે પદાર્થનું જ્ઞાન થાય છે. પરંતુ મનને એકાગ્ર કરીને એકજ ઇંદ્રિય ઉપર સ્થિર કરવાનું કામ ઘણું અઘરૂં છે; કારણકે મન વિષયને આધીન બની ગયેલું છે.

આપણે વારંવાર જોઇએ છીએ કે, ઉપદેશ આપનારાઓ હમેશાં ઉપદેશજ આપ્યા કરે છે કે, "પવિત્ર થાઓ," "સાધુચરિત થાઓ." કદાચ દુનિયામાં એવું એક પણ બાળક નહિ હોય કે જેને "ચોરી કરવી નહિ," "જૂઠું બોલવું નહિ," એવી એવી શિખામણો દેવામાં આવી ન હોય; પણ અસત્ય, ચોરી વગેરે દુર્ગુણોથી કેમ બચી જવું તેનો ઉપાય તેને કોઇ બતાવતું નથી. એકલા મોઢેથી ઉપદેશ દીધાથી શું વળે? ચૌર્યવૃત્તિને દબાવવાનો ઉપાય જ્યાંસુધી તેને બતાવવામાં ન આવ્યો હોય, ત્યાંસુધી તે

ચોરી કરતો કેવી રીતે અટકે ? આપણે તેને એ બૂરી આદતમાંથી બચવાનો ઉપાય બતાવતા નથી અને "ચોરી કરવી નહિ" એવો શુષ્ક ઉપદેશજ આપ્યા કરીએ છીએ; પરંતુ જો કોઇ તેને મનનો સંયમ કરવાનો ઉપાય બતાવે, તોજ તેને વાસ્તવિક રીતે મદદ કરી કહેવાય; અને તેને આપેલા ઉપદેશનો તે કાંઈક પણ લાભ ઉઠાવી શકે.

આપણું મન જ્યારે ઇંદ્રિયોનાં નામથી ઓળખાતાં જુદાંજુદાં શક્તિકેંદ્રોની સાથે યોગ કરે છે, ત્યારેજ બહારનાં તેમજ આંતરિક કર્મ થઇ શકે છે. દરેક માણસનું મન ઇચ્છાએ અથવા અનિચ્છાએ જુદાંજુદાં શક્તિકેંદ્રોની સાથે જોડાયા વગર રહેતું નથી. આથીજ મનુષ્યથી નાના પ્રકારનાં દુષ્કર્મ થઈ જાય છે અને અંતે તેને કષ્ટ ભોગવવું પડે છે. જો મન ઉપર માણસનો પૂરેપૂરો કાબૂ હોય તો તેને હાથે કદી પણ પાપકર્મ થઇ શકેજ નહિ. એક વાર આપણું મન આપણા કબજામાં આવી ગયું, એટલે પછી તે પોતાની મેળે જ્ઞાનેંદ્રિયો સાથે જોડાતું નથી અને એમ થયું એટલે તમામ વિકારો અને ઇચ્છાઓ સહેજે કાબૂમાં આવી જાય છે. અહીં સુધી તો બધું સમજાય એવું છે, પણ હવે પ્રશ્ન એ થાય છે કે, આ પ્રમાણે થવું સંભવિત છે ખરૂં ? અલબત, તદ્દન સંભવિત છે. વર્તમાન સમયમાં પણ તમે તેનો કાંઈક આભાસ જોઇ શકો છો. શ્રદ્ધા ઉપજાવીને વ્યાધિનું નિવારણ કરનારા માંત્રિકો એવો ઉપદેશ આપે છે કે, "દુઃખ, કષ્ટ, પાપ એમાંનું કાંઇ પણ છેજ નહિ, એવી ભાવના કરો." તેમની વિચારશ્રેણી જોઇએ તેવી સ્ફુટ અને ચોક્કસ નથી, તોપણ એટલું તો ખરૂં છે કે યોગવિદ્યાનો એક અંશ તેમની ઠોકરે ચડવાથી તેમને હાથ લાગી ગયો છે. જ્યારે જ્યારે પણ તેઓ દુઃખ, કલેશ ઈત્યાદિ કાંઇ છેજ નહિ એવી ભાવના કરાવીને દુઃખ ઇત્યાદિ દૂર કરવામાં સફળતા

મેળવે છે, ત્યારે તેઓ ખરી રીતે એક પ્રકારનો પ્રત્યાહારજ શીખવે છે; કારણકે તેઓ પોતાના×વિધેયના મનને એટલે સુધી સબળ બનાવી દે છે કે ઇંદ્રિયો દુઃખ, કલેશ ઇત્યાદિનું સૂચન કરે, તોપણ મન તે સૂચનાઓને ગ્રહણજ કરતું નથી. વશીકરણ-વિદ્યાનો પ્રયોગ કરનારા (હિપ્નોટિઝમ કરનારા) પણ ઉપર કહ્યું તેજ પ્રમાણે તેમની આજ્ઞાઓના બળ વડે પોતાના વિધેયમાં એક જાતનો અસ્વાભાવિક અને નુકસાનકારક પ્રત્યાહાર ઉત્પન્ન કરે છે. વશીકરણ કરનારાઓની આજ્ઞાનો પ્રભાવ માત્ર રોગી શરીર અને નિર્બળ મનવાળાં મનુષ્યો ઉપરજ પડે છે અને તેમાં પણ* સ્થિર દૃષ્ટિ અથવા એવા કોઇ ઉપાય વડે વિધેયના મનને વશ કરી તેને કેવળ નિષ્ક્રિય ન બનાવી દેવામાં આવે ત્યાંસુધી વિધેયના મન ઉપર વિધાયકની આજ્ઞાની કશી અસર થતી નથી.

જેઓ વશીકરણ કરે છે અથવા શ્રદ્ધાવડે વ્યાધિનું નિવારણ કરે છે, તેઓ થોડા વખતને માટે પોતાના વિધેયનાં શક્તિકેંદ્રોને વશ કરી લે છે. એ કાર્ય અત્યંત તિરસ્કારને પાત્ર છે; કારણકે પરિણામે વિધેયની પાયમાલી થાય છે. પોતાનાજ સંકલ્પ-

× જેના ઉપર પ્રાણવિનિમયાદિના પ્રયોગ કરવામા આવે તે.

* આ વિદ્યાનું રહસ્ય નીચે પ્રમાણે છેઃ—

વિધાયક-પ્રયોગ કરનાર વિધેયને પોતાની સામે બેસાડી તેની નજર પોતાની આંખો સામે સ્થિર કરવાનું કહે છે. ત્યારપછી તેને શિથિલ થવાની એટલે પોતાના શરીર તથા મનને તદ્દન ઢીલું બનાવવાની આજ્ઞા કરે છે. આવી સ્થિતિમાં વિધેય આવી જાય એટલે વિધાયકની આજ્ઞાઓને તે ગ્રહણ કરે છે. વિધાયક કહેશે કે, "આ તળાવ છે, તરવા માંડ." એટલે વિધેય જમીનને પાણી જુએ છે અને જમીન પર હાથપગ ઘસી તરવાનો દેખાવ કરે છે. વિધેયના મનને નિષ્ક્રિય કરીને તેને પોતાની આજ્ઞાને વશવર્તી કરવું એ આ વિદ્યાનું રહસ્ય છે.

—અનુવાદક

બળથી શક્તિકેંદ્રોને વશ કરાતાં હોય તો ઘણું સારૂં; પરંતુ આમાં તો બીજો માણસ તેના સંકલ્પ–બળથી જાણે વિધેયની મગજ-શક્તિને ફટકો મારી તેને બેશુદ્ધ કરી દેતો હોય તેવા પ્રકારની ક્રિયા થાય છે. પાણીદાર અને તેજી ઘોડાની ગતિને લગામથી અથવા પોતાનાજ બાહુબળથી ન રોકતાં, બીજાને આપણી મદદે બોલાવીએ અને તે આવીને ઘોડાના માથા પર લાકડીઓના ફટકા મારી મારીને તેને બેશુદ્ધ કરી નાખે અને થોડી વાર સુધી શાંત રાખે, તેના જેવી સ્થિતિ વશીકરણ કરનારના વિધેયની થાય છે. જેમ જેમ તેના ઉપર વશીકરણવિદ્યાના પ્રયોગ ઉપરાઉપરી થતા જાય છે, તેમ તેમ તેની માનસિક શક્તિનો ક્ષય થતો જાય છે; અને પોતાના મનને વશ કરવાની વાત તો બાજુએ રહી પણ તે પોતેજ શક્તિહીન, બુદ્ધિહીન અને હાડમાંસના લોચા જેવો બની જઈ અંતે દીવાનાશાળાનો રસ્તો લે છે.

આ ઉપરથી સર્વને સમજાયું હશે કે, બીજાના સંકલ્પના બળથી શક્તિકેંદ્રોનો સંયમ કરાવવા જતાં નુકસાન પણ થાય છે અને જે હેતુથી એ સંયમ કરાવવામાં આવે છે તે હેતુ પણ સિદ્ધ થતો નથી. દરેક જીવનું આખરનું લક્ષ્ય મુક્તિ અથવા સ્વાધીનતા છે. ઇંદ્રિયો અને મનના ઉપર પોતાનો અધિકાર બેસાડવો, મન જ્યાં લઈ જાય ત્યાં ઘસડાઈ જવાની પરાધીનતામાંથી છુટકારો મેળવવો અને બાહ્ય તેમજ આંતરપ્રકૃતિ ઉપર પોતાની શ્રેષ્ઠતા સ્થાપિત કરવી; એજ મુક્તિનો અર્થ છે. ઉપર કહેલી ક્રિયાઓથી આમાંના એક પણ અર્થની સિદ્ધિ થતી નથી, એટલુંજ નહિ પણ બીજાની ઇચ્છાશક્તિની અસર આપણા ઉપર ગમે તે પ્રકારે થાય; કાં તો તે સીધી રીતે આપણી ઇન્દ્રિયોને તાબે કરી લે અથવા તો આપણા મનની એક પ્રકારની રોગી, નિષ્ક્રિય સ્થિતિ કરી દઈને આપણી ઇન્દ્રિયોને પોતાના કબજામાં લઈ લે–પરંતુ તેનાથી આ-

પણને મુકિત ન મળતાં આપણા ઉપર આપણી ચિત્તવૃત્તિનાં જે જે બંધનો છે, જે જે ગત સમયના કુસંસ્કારોથી આપણે જકડાયલા છીએ તેનાં બંધનનો એક આંટો, તેમની સાંકળોનો એક અંકોડો આ ક્રિયાથી ઊલટો વધે છે. તેટલા માટે હું તમને ચેતવું છું કે તમે કદી પણ બીજાની ઇચ્છાશકિતને તાબે ન થતા; અથવા તો અજાણપણામાં તમારી ઇચ્છાશકિતનું બળ બીજા ઉપર અજમાવીને તેની પાયમાલી તમારે હાથેજ ન કરતા. અલબત, એ વાત ખરી છે કે ઘણા લોકોનાં મનને સારે રસ્તે વાળીને તેમને થોડા વખતને માટે લાભ આપી શકાય છે; પણ બીજાના ઉપર પોતાની શક્તિનો પ્રયોગ કરવાથી અજાણપણે કેટલાંયે સ્ત્રીપુરુષોનાં મનની સ્થિતિ જડ નિષ્ક્રિય જેવી બની ગઇ છે; જાણે તેમના આત્માનું અસ્તિત્વ લુપ્ત થઇ ગયું હોય તેવાં તે નિર્જીવ બની ગયાં છે. એટલા માટે હું તમને ચેતાવું છું કે, જે કોઇ લોકોને અંધશ્રદ્ધા રાખવાનો ઉપદેશ આપે છે, અથવા પોતાની ઇચ્છાશક્તિના બળથી લોકોને વશ કરીને પોતાની પાછળ ઘસડે છે, તે અજાણપણે માનવજાતિને એક મોટામાં મોટું નુકસાન પહોંચાડે છે. એટલા માટે તમે તમારી પોતાની બુદ્ધિનો અને મનોબળનો ઉપયોગ કરો. તમારા મન તથા શરીરને તમે પોતેજ વશ કરજો. એક વાત હમેશાં યાદ રાખજો કે, તમે જ્યાંસુધી વ્યાધિગ્રસ્ત ન હો ત્યાંસુધી તમારા સિવાય બીજા કોઇ પણ માણુસના મનોબળની તમારા ઉપર અસર નહિ થઇ શકે અને તમને અંધશ્રદ્ધા રાખવાનુ કહેનાર ગમે તેવો મહાપુરુષ અથવા સાધુચરિત કહેવાતો હોય, તોપણ તેનાથી દૂરજ રહેજો. દુનિયામાં બધા દેશોમાં નાચનારા, કૂદનારા અને બરાડા પાડનારા લોકોના સંપ્રદાય જોવામાં આવે છે. તેઓ નૃત્ય અને ગીત સાથે વ્યાખ્યાન કરીને બીજાઓમાં એક પ્રકારનો ચેપ ફેલાવી

દે છે. આવા લોકો પણ એક રીતે વશીકરણની મેલી વિદ્યાના પ્રયોગ કરનારાના જેવાજ છે. તીવ્ર લાગણીવાળાં માણસો ઉપર થોડા વખતને માટે તેઓ આશ્ચર્યકારક કાબૂ મેળવી લે છે અને ઘણુજ અફસોસની વાત છે કે પરિણામે તેઓ અનેક માનવ વ્યક્તિઓનું અધઃપતન કરે છે. કોઇ પણ વ્યક્તિ પોતાના મનોબળને શિથિલ બનાવીને બીજાના મનોબળની મદદથી સદાચરણી અને સંયમી થાય તે કરતાં ભલે તે દુરાચારીજ રહે; પણ પોતાનું વ્યક્તિત્વ અને મનોબળ ન ગુમાવે. ઉપર કહ્યા તેવા ધર્મોન્માદવાળા માણસોનો હેતુ શુદ્ધ હોય, તોપણ તેમને હાથે માનવજાતિને જે નુકસાન પહોંચ્યું છે, તેનો ખ્યાલ કરતાં હૃદય ખિન્ન થઇ જાય છે. તેમને ખબર નથી કે, તેમનાં સંગીત, ભજન અને નૃત્યની જાદૂઇ અસરથી લોકોમાં એકદમ આધ્યાત્મિકતાનું પૂર તો આવે છે; પણ તેમ થવાથી લોકો પોતે જડ, નિષ્ક્રિય અને શક્તિશૂન્ય બની જાય છે; અને એક વાર તેમને બીજાના મનોબળને વશ થવાની આદત પડી, તેમનું મન એક વાર નરમ અને સંસ્કારગ્રાહી બની ગયું, એટલે પછી તેઓને બીજાની સારી-માઠી ગમે તેવી આજ્ઞાઓને વશ થતાં વાર લાગતી નથી. બીજાની અશુભ આજ્ઞાઓની સૂચનાઓની સામે થવાની તેમનામાં શક્તિજ રહેતી નથી. લોકોના હૃદયનું પરિવર્તન કરાવવાની પોતાની ચમત્કારિક શક્તિ જોઇને આ અજ્ઞાન મનુષ્યોનાં ચિત્ત પ્રફુલ્લ તો થાય છે અને તેઓ એમ પણ માને છે કે, અમુક આકાશવાસી દેવે તેમને કૃપા કરીને આ શક્તિની બક્ષિસ આપેલી છે; પરંતુ તેમને બિચારાઓને ખબર નથી કે તેમણે માની લીધેલી એજ દિવ્ય શક્તિનો ઉપયોગ કરીને તેઓ ભવિષ્યમાં થનાર માનસિક અવનતિ, પાપાચરણ, ગાંડપણ અને મૃત્યુનાં બીજ વાવી રહ્યા છે. એટલા માટે તમારી સ્વતંત્રતા, તમારૂં વ્યક્તિત્વ જેમાં ગુ-

માલવાં પડે એવી કોઈની પણ અસરથી બહુજ સાવધાન રહેજો. એમાં ઘણુંજ જોખમ રહેલું છે એમ સારી પેઠે સમજીને બનતે પ્રયત્ને તેનાથી દૂર રહેવા મથજો. જે માણસ પોતાની ઇચ્છાશક્તિથી પોતાના મનને શક્તિકેંદ્રોની સાથે જોડી શકે છે અથવા પોતાની મરજીમાં આવે ત્યારે તેમનાથી મનને અલગ કરી શકે છે, તેણેજ પ્રત્યાહારની ક્રિયા સિદ્ધ કરી કહેવાય. "પ્રત્યાહાર"નો અર્થ "પાછું વાળવું" એવો થાય છે. તાત્પર્ય એ છે કે, મનની બહારની ગતિ રોકીને ઇંદ્રિયોના બંધનમાંથી તેને મુક્ત કરીને તેને અંદર વાળી લેવું. આટલું કોઇ કરી શકે તો તે ખરેખરો ચારિત્ર્યવાન બની શકે અને મુક્તિના માર્ગમાં તેણે ઘણી લાંબી મજલ કાપી કહેવાય. તેમ ન કરીએ ત્યાંસુધી આપણામાં અને યંત્રમાં કશો ભેદ નથી.

મનને વશ કરવાનું કામ ઘણુંજ મુશ્કેલ છે. મનને ગાંડા વાંદરાની સાથે સરખાવવામાં આવ્યું છે. કોઇ એક વાંદરો હશે. વાંદરાના સ્વભાવ પ્રમાણે તેનો સ્વભાવ ઘણોજ ચંચળ હતો. એની ચંચળતામાં જાણે કોઇને ઊણપ લાગી હોય તેમ કોઇએ તેને દારૂ પાયો. એટલે તો તેની ચંચળતામાં કાંઇ મણા ન રહી. એવી સ્થિતિમાં તેને વીંછી કરડ્યો. માણસને વીંછી કરડે છે તો તે આખો દિવસ પછાડા માર્યા કરે છે, ત્યારે આ વાંદરાની હાલતનું તો પૂછવુંજ શું ? અને આટલેથી ન અટકતાં તેના દુઃખમાં કાંઇ બાકી રહ્યું હોય, તો તે પૂરૂં કરવા તેના શરીરમાં ભૂતે પ્રવેશ કર્યો. હવે એ વાંદરાની ભયાનક ચંચળતાનું વર્ણન મારે કયા શબ્દોમાં કરવું ? ઉપર કહ્યા તેવા વાંદરાની ચંચળતાની સાથે મનુષ્યના મનની ચંચળતાની સરખામણી કરવામાં આવે છે. સ્વાભાવિક રીતેજ તે હમેશાં ચંચળ હોય છે. તેમાં તેને રાગ-તૃષ્ણારૂપી મદિરાનો નશો ચડે છે એટલે તેની અસ્થિરતામાં

ઘણો વધારો થાય છે. રાગનો અધિકાર તેના ઉપર પૂરેપૂરો જામ્યા પછી બીજાઓનું સુખ જોઇને ઉત્પન્ન થતા દ્વેષ–અદેખાઇ-રૂપી વીંછી તેને કરડે છે અને પછી અહંકારરૂપી ભૂત તેનામાં પ્રવેશ કરે છે; એટલે તે પોતાને ઘણોજ મોટો માણસ ધારે છે. આવું ચંચળ મન–તેને વશ કરવાનું કામ કેટલું કઠણ હશે તેનો તમે વિચાર કરો.

માટે મનનો સંયમ કરતાં શીખવાનો પહેલો પાઠ એ છે કે, થોડી વાર સુધી ચુપકી પકડીને બેસી રહેવું અને મન જ્યાં ભટકે ત્યાં તેને ભટકવા દેવું. એ તો વાંદરાના જેવું છે, એટલે કૂદાકૂદ કર્યાજ કરવાનું; માટે એ જેટલું કૂદે તેટલું તેને કૂદવા દેવું. તમે માત્ર ધીરજથી એની પ્રવૃત્તિનું અવલોકન કર્યા કરો. જ્ઞાન એ શક્તિસ્વરૂપ કહેવાય છે અને તે સાચુ છે. મન શું શું કરે છે એ તમે જ્યાંસુધી ન જાણો, ત્યાંસુધી તમે તેને કાબૂમાં નહિ લાવી શકો. માટે પ્રથમ તો એને ફાવે તેમ ભટકવા દો. એથી કરીને કદાચ તમારી આગળ ઘણા ભયાનક અને બિભત્સ વિચારો તથા કલ્પનાઓ આવીને ઊભાં રહેશે. તમારૂં મન આવા દુષ્ટ વિચારો અને કલ્પનાઓમાં પણ ભ્રમણ કરી શકે છે, એ જોઇને તમને ઘણી નવાઇ લાગશે; પરંતુ આગળ જતાં તમે અનુભવથી જોઈ શકશો કે, મનની આ બધી કૂદાકૂદ દરરોજ ધીમે ધીમે ઓછી થતી જાય છે. રોજરોજ તેની સ્થિરતામાં વધારો થતો તમને જણાશે. શરૂઆતના થોડાક મહિના સુધી તમારા મનમાં હજારો વિચારો તરવરી આવશે; પણ જેમ જેમ વખત જતો જશે તેમ તેમ એ વિચારોની સંખ્યા ઘણીજ કમી થયેલી તમને જણાશે. એમ કરતાં કરતાં બીજા કેટલાક મહિના વીત્યા પછી તે છેકજ ઓછા થઇ ગયા હશે અને રખડીરઝળીને થાકેલું બાળક જેમ માના ખોળામાં આવીને બેસી જાય, તેમ તમારૂં

અતિ ચંચળ મન પણ આખરે તમારે તાબે થઇ જશે. પણ આ સ્થિતિ લાવવાને માટે તમારે દરરોજ ધૈર્યસહિત અભ્યાસ કરવો પડશે. વરાળયંત્રને વરાળનો ધક્કો લાગે એટલે તે ચાલ્યા વગર રહેજ નહિ; તેવી રીતે આપણી સામે કોઈ પદાર્થ પડ્યો હોય તો આપણને તેનું જ્ઞાન થયા વગર રહેજ નહિ. હવે મનુષ્ય સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે અને યંત્ર જેવો નથી, એ સાબિત કરવા માટે આપણે બતાવી આપવું જોઇએ કે, વરાળયંત્ર જેમ વરાળને તાબે છે તેમ મનુષ્ય ઇંદ્રિયોને તાબે નથી. મનને એટલે સુધી તાબે કરવું જોઇએ કે આપણી રજા વગર તે કોઇ પણ પદાર્થની સાથે સંયુક્ત ન થાય એમ થાય તો પછી આપણી સામે કોઇ પદાર્થ પડ્યો હોય, તોપણ જો આપણે મનને દર્શનેંદ્રિયના કેંદ્ર સાથે જોડાતું અટકાવીએ, તો આંખ ઉઘાડી છતાં પણ આપણી નજરે તે પદાર્થ દેખાય નહિ. શ્રવણેંદ્રિયના કેંદ્રથી મનને અલગ કરી દઇએ તો કોઇ પણ જાતનો અવાજ આપણે કાને ન પડે. આવા પ્રકારનો જે મનનો સંયમ, તેનું નામ પ્રત્યાહાર છે. આ કામ એક દિવસમાં સાધ્ય થઇ જાય એવું નથી; કદાચ વર્ષો સુધી પણ તેની પાછળ ધીરજ અને ખંતથી રોજ અભ્યાસ કરવો પડે.

"પ્રત્યાહાર" સિદ્ધ થયા પછી "ધારણા" કરવાની લાયકાત આવે છે. પ્રત્યાહારની ક્રિયા સંપૂર્ણ રીતે કરવાની શક્તિ આવે ત્યાર પછી ધારણાનો અભ્યાસ શરૂ કરવો. "ધારણા" એટલે મનને શરીરના અંદરના અમુક ભાગમાં અથવા બહારના કોઈ પદાર્થમાં ધારણ કરવું અર્થાત્ સ્થાપિત કરવું. શરીરના અંદરના અમુક ભાગમાં સ્થાપિત કરવું એનો અર્થ એ છે કે, મનને શરીરના બીજાં તમામ સ્થાનમાંથી અલગ કરીને બળપૂર્વક શરીરના ચોક્કસ ભાગમાંજ સ્થિર કરી રાખવું. દાખલા તરીકે હું

મારા મનને મારા હાથમાં સ્થિર કરું. તો તે વખતે તે શરીરના બીજા કોઇ પણ ભાગમાં જવું ન જોઇએ. તે વખતે મને એકલા હાથનુંજ ભાન રહે. આ પ્રમાણે ચિત્ત એટલે મનોવૃત્તિ કોઈ મુકરર સ્થાનમાંજ સ્થિર થઇ રહે, એવી સ્થિતિને ધારણા કહે છે. ધારણાના અનેક પ્રકાર છે. ધારણાનો અભ્યાસ કરતી વખતે કલ્પનાની પણ મદદ લીધાથી લાભ થાય છે. ધારો કે, હૃદયના મધ્ય ભાગમાં એક બિંદુની ઉપર આપણે મનને ધારણ કરવાનું છે. હવે આ ક્રિયા ઘણી અઘરી કહેવાય. એ સિદ્ધ કરવાનો સહેલો ઉપાય એ છે કે, હૃદયની ઉપર એક તેજોમય કમળ છે એવી કલ્પના કરો અને પછી ત્યાં આગળ મનને સ્થિર કરો. અથવા મસ્તિષ્કમાં જે સહસ્રદલ કમલ છે, તેને અત્યંત તેજસ્વી કલ્પીને ત્યાં ધારણા કરો. અથવા આગળ આપણે કહી ગયા તે સુષુમ્ણાના માર્ગમાંનાં ચક્રોને તેજસ્વી કલ્પીને ત્યા મનને સ્થિર કરો.

યોગી થવાની ઇચ્છા રાખનારે લાગલાગટ અભ્યાસ તો કરતાંજ રહેવું જોઇએ. બની શકે ત્યાંસુધી તેણે એકાંત સ્થાનમાંજ રહેવું. જુદીજુદી પ્રકૃતિના માણસોના સહવાસથી મનની અસ્થિરતા વધે છે. યોગીએ વાણીનો પણ સંયમ કરવો, અર્થાત્ બોલવાનું જેમ બને તેમ થોડું રાખવું. બહુ બોલબોલ કરવાથી પણ મનની ચંચળતા વધે છે. યોગીએ ઘણો પરિશ્રમ પણ ન કરવો, કારણકે તેથી પણ મનનું ચાંચલ્ય વધે છે. આખો દિવસ સખ્ત પરિશ્રમ કર્યો પછી મનનો સંયમ કરવાનું બની શકેજ નહિ. જેણે ઉપર કહ્યા તે બધા નિયમો પાળવાનો દૃઢ સંકલ્પ કર્યો હોય તેજ યોગી થઇ શકે. યોગમાં એવું અદ્ભુત સામર્થ્ય રહેલું છે કે તેના એક અંશમાત્રનું સેવન કર્યાથી ભારે લાભ થાય છે એમાં નુકસાન તો કોઇને પણ થવાનું નથી; દરેકને લાભ થનાર છે. પહેલો લાભ તો એ છે કે, જ્ઞાનતંતુનો ક્ષોભ-મનનો ઉકળાટ

શમી જશે; ચિત્તમાં શાંતિ અને પ્રસન્નતા વ્યાપી જશે અને દરેક વસ્તુને સ્પષ્ટ રીતે જોવાની તથા સમજવાની શક્તિ પ્રાપ્ત થશે. સ્વભાવમાં શાંતિ આવી જશે અને તબિયત પણ ઘણી સુધરી જશે. કંઠમાં જે કાંઈ કર્કશતા હશે તે નીકળી જઇ સ્વર ઘણોજ મધુર થઇ જશે. યોગાભ્યાસમાં પ્રગતિ કર્યાની અનેક નિશાનીઓ છે. તેમાં સુંદર તબિયત અને મધુર સ્વર એ બે મુખ્ય છે. જેઓ વધારે પ્રયત્ન સહિત સાધના કરતા જાય છે, તેમનામાં બીજાં પણ લક્ષણો પ્રકટી નીકળે છે. કોઇ વાર દૂરથી તેમને ઘંટના ધ્વનિ જેવો અવાજ સંભળાય છે, કોઇ વાર અનેક ઘંટનાદનો ધ્વનિ એકત્રિત થઇને એક સામટો ધ્વનિ કાન પર અથડાય છે. વળી એ ઉપરાંત અલૌકિક દૃશ્યો પણ નજરે પડે છે. આકાશમાં ઝીણી ઝીણી પ્રકાશની કણીઓ દેખાય છે અને તે ધીમે ધીમે મોટી થતી ચાલે છે. આવા આવા અનુભવો તમને મળતા જાય તો જાણવું કે, તમે યોગાભ્યાસમાં સારી પ્રગતિ કરી છે. જેમને યોગાભ્યાસ કરવોજ છે અને એ દિશામાં સારો પરિશ્રમ લેવાની ઇચ્છા છે, તેમણે આહારની બાબતમાં પણ કાળજી રાખવાની જરૂર છે. ત્વરાથી પ્રગતિ કરવાની જેમની ઇચ્છા હોય, તેમણે માત્ર દૂધ વગેરેના સાદા આહાર ઉપરજ રહેવું જોઇએ. પણ રોજના આહારમાં ફેરફાર ન કરવો પડે અને મનની એકાગ્રતા પણ વધતી ચાલે, એવી ધીમી પ્રગતિ કરવાની જેમની ઇચ્છા હોય, તેમણે પણ અતિ આહાર તો નજ કરવો.

યોગાભ્યાસમાં સારી પ્રગતિ થયા પછી શરીરનું બંધારણ એવું સૂક્ષ્મ બની જાય છે કે, આહારમાં નહિ જેવી અનિયમિતતાથી પણ આખા શરીરની સ્વસ્થતામાં ભંગ થાય છે; માટે જેમને આ દિશામાં જલદી પ્રગતિ કરવી હોય, તેમણે ખોરાકની બાબતમાં બહુજ સાવધાન રહેવું. મન ઉપર સંપૂર્ણ કાબૂ આવી ગયો

ન હોય, ત્યાંસુધી એક કોળિયો પણ વધારે ખવાઈ જવાથી આખા શરીરયંત્રમાં ગડબડાટ ગાજી રહે છે. તમે અનુભવથી જોઈ શકશો કે, જ્યારે તમે મનને એકાગ્ર કરવાનો આરંભ કરશો, ત્યારે એક ટાંકણી જેવી નજીવી ચીજ પડે તોપણ જાણે મોટો ધડાકો થયો હોય એવું મગજમાં થવા લાગશે. જેમ જેમ ઇંદ્રિયોની સૂક્ષ્મતા વધતી જશે તેમ તેમ સૂક્ષ્મ અને તેનાથીયે સૂક્ષ્મ અનુભવો થવા લાગશે આ બધી અવસ્થાઓમાંથી યોગવિદ્યાના અભ્યાસીએ પસાર થવાનું છે અને જે કોઈ ખંત રાખીને સતત પ્રયત્ન કર્યા કરશે તેને અવશ્ય તેમાં સફળતા મળશે વાદવિવાદ અને બીજી જે જે પ્રવૃત્તિથી ચિત્ત વ્યગ્ર થાય, તે સર્વનો તેમણે સર્વથા ત્યાગ કરવો જોઈએ. ખાલી બુદ્ધિનીજ સાઠમારી કર્યા કરવાથી તો ઊલટું નુકસાનજ થાય છે, ચિત્તની શાંતિનો એથી ભંગ થાય છે અને મનની ચંચળતા વધી પડે છે. માટે મિથ્યા બકવાદ છોડીજ દેવો પુસ્તકો પણ જેમણે આત્મસાક્ષાત્કાર કર્યો હોય એવા પુરુષોનાંજ વાંચવાં.

કાલુ માછલીના જેવા થાઓ. હિંદમાં એક સુંદર લોકકથા કહેવાય છે કે, સ્વાતિ નક્ષત્રમાં જ્યારે વરસાદ પડે છે, ત્યારે વરસાદના પાણીનું એકાદ ટીપું કાલુ માછલીના શરીરમાં પ્રવેશ કરે છે અને તેનું મોતી બંધાય છે. કાલુ માછલીને આ વાતની ખબર હોય તેમ તે પણ સ્વાતિ નક્ષત્ર બેસે એટલે પાણીની સપાટી ઉપર આવે છે અને વરસાદનું ટીપું ઝીલી લેવાની આતુરતાપૂર્વક રાહ જુએ છે. મોઢામાં વૃષ્ટિનું એક ટીપું પડ્યું એટલે તરતજ માછલીઓ પોતપોતાનાં કોટલાં બંધ કરીને ડૂબકી મારી સમુદ્રને તળિયે બેસી જાય છે અને પછી ત્યાં વરસાદના ટીપાનું મોતી બની રહે છે આપણે પણ તેના જેવાજ થવું જોઈએ. પ્રથમ ગુરુનો ઉપદેશ શ્રવણ કરવો; પછી તેને બરાબર સમજી લેવો

અને ત્યાર પછી તમામ વિક્ષેપોને દૂર ફેંકી દઈને બાહ્યજગત તરફ આંખ મીંચીને, જે પરમ સત્ય આપણામાં રહેલું છે, તેનો વિકાસ કરવા પાછળ મંડી જવું. એકાદ નવો વિચાર જાણુમાં આવતાં તેના પર મોહિત થવું અને થોડા દિવસ પછી બીજો વિચાર જાણુમાં આવતાં તેના પર આસક્ત થવું; એમ કરવામાં શક્તિની ફોગટ બરબાદી થાય છે અને સાધનના માર્ગમાં વિઘ્ન આવે છે; માટે એક વિચાર ગ્રહણ કરો અને તે પ્રમાણે અનુભવ કરતા થાઓ. એમ કરતાં કરતાં જ્યારે તેની છેલ્લી સ્થિતિએ પહોંચો ત્યારેજ તેને છોડજો. જે મનુષ્ય એકજ સત્યની પાછળ ગાંડોતુર બની જાય છે, તેજ સત્યનો પ્રકાશ પામે છે. અહીં એક બચકું ભરે અને બીજે ઠેકાણે બીજું બચકું ભરે એવા જાનવરનું પેટ ભરાતું નથી; તેમ ઘડીમાં એક માર્ગ અને ઘડીમાં બીજો માર્ગ પકડે તે કદી સિદ્ધિ પામતો નથી. ઘણું તો જ્ઞાનતંતુઓને એક રીતે ઉત્તેજિત કરીને તે કાંઈક આનંદ ચાખી શકે, પણ એથી વિશેષ કાંઈજ નહિ. તેઓ હમેશને માટે પ્રકૃતિના ગુલામના ગુલામજ રહેવાના. ઇંદ્રિયાતીત પ્રદેશમાં જવાનું સામર્થ્ય તેમનામાં કદી પણ નહિજ પ્રકટે.

જેમને ખરેખરા યોગી થવાની દૃઢ ઇચ્છા હોય, તેમણે આ જાણી લઉં અને પેલું શીખી લઉં એવી લોલુપતા છોડી દેવી જોઇએ. જે ભાવના અને આદર્શને ગ્રહણ કરો તેનીજ પાછળ તમારાં તમામ બળ તથા સમયને યોજી દો.

હમેશાં તેનાજ વિચારોમાં અને પ્રયત્નમાં લાગેલા રહો. સ્વપ્નમાંપણ તમને એનો એજ વિચાર આવે એવા તેની સાથે એકતાન થઇ જાઓ. તમારૂં મગજ, સ્નાયુઓ-અને રગેરગ બસ એ એકજ ભાવનાથી તરબોળ બની જાય. એ સિવાયના બીજા તમામ વિચારોને તમારા મનમાંથી કાઢી નાખો. સિદ્ધિ મેળવવાનો આ એકજ

ઉપાય છે અને જે મહાત્માઓ, સાધુ પુરુષો થઇ ગયા છે, તે એ રીતેજ થયા છે. જગતમાં આમોદ્દાનની માફક વાંચેલું અને સાંભળેલું મોઢેથી બોલી જનારા ઘણા છે. આપણે જો કૃતાર્થજ થવું હોય અને બીજાઓનો પણ ઉદ્ધાર કરવો હોય, તો એવી ઉપલકિયા બાબતો અને રીતો છોડી દઇને સત્યની શોધમાં એકનિષ્ઠાથી ઊંડા ઊતરી જવું જોઇએ આ રસ્તે આગળ વધવાનું પહેલુંજ પગથિયું એ છે કે, મનને જરા પણ વ્યગ્ર ન થવા દેવું અને જેમની સાથે વાતચીત કરવાથી અને જેમના સમાગમથી મન ચંચળ અને વ્યગ્ર થાય એમ હોય, તેમનો સંગ છોડી દેવો. અમુક માણસો, અમુક જગ્યાઓ અને અમુક ખોરાક તરફ સ્વાભાવિક રીતેજ આવા અભ્યાસીને અણગમો આવે છે અને તેણે તે સર્વનો ત્યાગ કરવો. જેમને ઊંચામાં ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરવાની ઉમેદ હોય, તેમણે તો માનવસમાજની સંગતનો ત્યાગ કરીને કેવળ એકલાજ રહેવું જોઇએ. ખૂબ કઠોર પરિશ્રમ કરો અને સાધનાના માર્ગમાં આગળ ને આગળ વધ્યા જાઓ. પરિણામની પરવા ન કરતા. જો તમે હિંમતભેર દૃઢતાથી મંડ્યા રહેશો, તો છ મહિનામાં પણ સંપૂર્ણ યોગસિદ્ધિ પ્રાપ્ત કરીને કૃતાર્થ થઇ જશો. પણ જેમનું સાધન અતિ અલ્પ છે અને ઘડીમાં અહીં અને ઘડીમાં બીજી દિશાએ એમ જેઓ વલખાં માર્યા કરે છે, તેઓ કદી પણ ઉન્નતિ સાધી શકતા નથી. માત્ર ઉપદેશજ સાંભળ્યા કરવાથી શો લાભ? જેઓ તમોગુણથી ભરપૂર છે, અજ્ઞાની છે, આળસુ છે, જેમનું મન એક વિષયમાં સ્થિર થઈ શકતું નથી, જેઓ ગમતની ખાતર નવીનતા શોધતા ફરે છે અને નવા નવા વિષયો પાછળ દોડે છે, તેમને માટે તો ધર્મ અને તત્ત્વજ્ઞાન જેવી અદ્ભુત વસ્તુઓ પણ માત્ર બુદ્ધિનાં રમકડાં જેવી-ગમતનાજ સાધનરૂપ છે. તેમનામાં સાધના કરવાનું બળ હોતું નથી; મંડ્યા રહેવા

જેટલું ચીવટપણું હોતું નથી. તેઓ ધર્મ સંબંધી ઉત્તમ વ્યાખ્યાન સાંભળીને કહે છે કે, "વાહ! વાહ! બહુ મજાનું છે." પણ ઘેર જઇને બધુ એ ભૂલી જાય છે. સિદ્ધિ મેળવનારમાં તો પ્રચંડ પ્રયત્ન અને પર્વત જેવી દૃઢ ઇચ્છાશક્તિ હોવાં જોઇએ. તે તો એમજ કહે કે, "મારે તો એને માટેજ જીવવું છે અને એને માટેજ મરવું છે."

અંતરાયો મહાસાગર જેટલા હશે, તોપણ તેને હું છેવટે ઓળંગી જવાનો અને વિઘ્નો પર્વત જેવડાં હશે, તોપણ તેના ચૂરેચૂરા થઇ જવાના. તમે પણ એવુંજ મનોબળ કેળવજો. આવી દૃઢ ઇચ્છાશક્તિ પ્રાપ્ત કરજો અને ખૂબ પરિશ્રમ કરજો. તેમ કરશો એટલે તમે જરૂર પરમપદની પ્રાપ્તિ કરશો.



# अध्याय ७ मो–ध्यान अने समाधि

અત્યાર સુધીમાં આપણે રાજયોગનાં ખરેખરાં—અંદરનાં અંગ સિવાય બાકીનાં બીજાં અંગોનું વિવેચન કરી ગયા. હવે રાજયોગનાં જે મુખ્ય અંગ બાકી રહ્યાં છે, તેનું લક્ષ્ય પૂર્ણ એકાગ્રતાની પ્રાપ્તિ છે અને આખા રાજયોગનું મુખ્ય લક્ષણ પણ એજ છે, એમ કહેવામાં પણ ખોટું નથી. આપણે જાણીએ છીએ કે, મનુષ્યજાતિને જે કાંઈ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને જેને આપણે બુદ્ધિજન્ય જ્ઞાન કહીએ છીએ, તે અહંભાવને અધીન છે. અર્થાત્ જ્ઞાનને ગ્રહણ કરનાર અને મને અમુક વિષયનું જ્ઞાન છે, એમ માનનાર આપણામાં રહેલો અહંભાવજ છે. મારી સામે આ મેજ પડયું છે, તેનું મને ભાન થાય છે; તમે મારી સામે બેઠા છો, તેનું મને ભાન થાય છે; એ પ્રમાણે મને બીજી બધી વસ્તુઓનાં અસ્તિત્વનું ભાન થાય છે. તમે અહીં છો, મેજ અહીં છે અને બીજી અનેક વસ્તુઓ જેમને હું જોઇ શકું છું, સાંભળી શકું છું અથવા જેનો અનુભવ લઇ શકું છું, તે સર્વ વિષેનું જ્ઞાન મારામાં રહેલા અહંભાવને લઇને થાય છે; પરંતુ બીજી બાજુએ એમ પણ જોવામાં આવે છે કે, મારા શરીરની અંદર રહેલી અનેક વસ્તુઓનું મને જરાયે ભાન થતું નથી. શરીરની અંદરના ભાગનાં યંત્રો, મગજના નાના પ્રકારના અંશ, એ સંબંધી કોઇને કશુંયે ભાન હોતું નથી.

હું અન્ન ખાઉં છું તેનું મને ભાન હોય છે; પણ તે અન્નમાંથી પોષકતત્ત્વને હું એંચી લઉં છું, તેનું મને ભાન હોતું નથી. એ ખોરાકમાંથી રુધિર બને છે, તે પણ મારી જાણમાં આવતું નથી. વળી એ રુધિરદ્વારા શરીરના જુદાજુદા અવયવોને બળ મળે છે તેની પણ મને ખબર હોતી નથી. પણ તે છતાં આ બધી ક્રિયાઓ હું કરૂં છું એ વાતની તો ના પાડી શકાય એમ નથીજ; કારણકે જેટલી ક્રિયાઓ ચાલે છે તે દરેક ક્રિયાદીઠ એકએક કર્તા જુદો-જુદો ગણીએ તો તો મારા શરીરમાં વીસપચીસ જીવો હોવા જોઇએ; પરંતુ તેમ તો છેજ નહિ.

પરંતુ એ બધી ક્રિયાઓ હુંજ કરૂં છું અને બીજું કોઇજ નહિ, તેની સાબિતી શું? કોઇ એમ કહેશે કે, મારૂં કામ તો માત્ર ખોરાક લેવાનુંજ છે અને તેને પચાવનાર તથા તેના રસ વડે શરીરનું પોષણ કરનાર તો બીજો કોઇ હોવો જોઇએ. પણ એવી દલીલ હવે નભે એમ નથી; કારણકે જે જે કાર્યો આપણાથી અજાણ-પણે થાય છે તે બધાંયે આપણે ઇચ્છાપૂર્વક અને આપણને ખબર પડે તેવી રીતે પણ આપણે કરી શકીએ તેમ છીએ, એમ સાબિત થઈ ચૂક્યું છે. દાખલા તરીકે, આપણા હૃદયનું યંત્ર આપોઆપજ ચાલ્યા કરે છે અને એમાં આપણે કોઈ જાતની મદદ આપતા નથી; પણ અભ્યાસ કરતાં કરતાં મનુષ્યને એવી શક્તિ પણ પ્રાપ્ત થાય છે કે તે પોતાના હૃદયની ગતિ ઉતાવળી તથા ધીમી કરી દે છે અથવા મરજીમાં આવે તો તે તેને એકદમ બંધ પણ કરી શકે છે. આ પ્રમાણે શરીરના એકેએક ભાગને અભ્યાસદ્વારા કાબૂમાં લાવી શકાય છે. આ ઉપરથી સમજાય છે કે, જે જે કાર્યો આપણાથી અજાણપણે થાય છે તેના પણ કર્તા તો આપણેજ છીએ; માત્ર તેની આપણને ખબર પડતી નથી. આ ઉપરથી સમજાશે કે, મનુષ્યનું મન બે અવસ્થાઓમાં કામ કરે છે. પહેલી

અવસ્થા જ્ઞાનની કહેવાય છે. એનું તાત્પર્ય એ છે કે, જે જે કાર્યો કરતી વખતે આપણને કર્તાપણાનું ભાન રહે છે, તે બધાં જ્ઞાનની અવસ્થામાં થાય છે અને જે જે કાર્યો કરતાં આપણને કર્તાપણાનું ભાન નથી હોતું તે બધાં અજ્ઞાનની ભૂમિકામાં થાય છે.

પણ આ બે અવસ્થાઓમાં કાંઇ બધી ભૂમિકાઓનો સમાવેશ થતો નથી. એ બેના કરતાં વધારે ઉચ્ચ-જ્ઞાનથી પર ભૂમિકામાં પણ મન પ્રવેશ કરી શકે છે. અજ્ઞાનની ભૂમકા જ્ઞાનની ભૂમિકાથી જેટલી નીચી છે, તેટલીજ જ્ઞાનની ભૂમિકા જ્ઞાનાતીત ભૂમિકા કરતાં નીચી છે. એ અવસ્થા પ્રાપ્ત કરી શકાય છે ખરી, પરંતુ તેમાં અહંભાવ હોતો નથી. અહંભાવ તો માત્ર વચલી ભૂમિકામાંજ રહેલો છે. એ અહંભાવની સીમાથી ઉપલી તેમજ નીચલી અવસ્થાઓમાં અહંભાવ હોતો નથી. જ્યારે મન જ્ઞાન-ની-અહંભાવની ભૂમિકાથી ઉપરના પ્રદેશમાં પ્રવેશ કરે છે, ત્યારે એ અવસ્થાને "સમાધિ" અથવા પૂર્ણ ચૈતન્ય કે જ્ઞાનાતીત સ્થિતિ કહે છે. સવાલ એ થાય છે કે, સમાધિની સ્થિતિમાં અહંભાવ હોતો નથી ત્યારે સમાધિસ્થ મનુષ્ય જ્ઞાનથી ઊંચી ભૂમિકામાં જવાને બદલે નીચી ભૂમિકામાં જતો નથી, એની ખાતરી શી? કારણકે બેઉ ભૂમિકામાં અહંભાવ રહી શકતો નથી. એનો જવાબ એટલોજ છે કે, અમુક મનુષ્ય જ્ઞાનથી ઊંચી ભૂમિકામાં ગયો છે કે નીચી ભૂમિકામાં ગયો છે, તેનો <u>નિર્ણય તેના કામનું પરિણામ જોઇને કહી શકાય છે.</u> જ્યારે કોઈ મનુષ્ય ગાઢ નિદ્રામાં પડે છે, ત્યારે તે જ્ઞાનભૂમિથી નીચેના પ્રદેશમાં દાખલ થાય છે. તેને ખબર પડ્યા વિના પણ તેનું શરીર તો કામ કરતુંજ હોય છે. જેમકે શ્વાસોચ્છ્વાસની ક્રિયા અને જરૂર પડ્યે શરીરના અવયવોને હલાવવાની ક્રિયા પણ ચાલુજ રહે છે. એ બધાંયે કાર્યોમાં લેશમાત્ર પણ અહંભાવ એટલે કર્તાપણાનો ભાવ હોતો

નથી, પણ જ્યારે તે ઊંઘમાંથી જાગે છે ત્યારે ઊંઘવા પહેલાં તેનામાં જેટલું જ્ઞાન હતું તેટલું ને તેટલુંજ જાગ્યા પછી પણ જોવામાં આવે છે. એના જ્ઞાનમાં કશોજ વધારો થયેલો જણાતો નથી. પ્રકાશ જોવામાં નથી આવતો; ત્યારે સમાધિસ્થ–મનુષ્ય સમાધિપ્રવેશની પૂર્વે અજ્ઞાની હોય છે, તે સમાધિમાંથી ઉત્થાન થયા પછી મહાજ્ઞાની બની રહે છે.

હવે એ બેઉ અવસ્થાઓ વચ્ચે આટલો બધો તફાવત હોવાનું કારણ શું ? એક સ્થિતિમાંથી મનુષ્ય જેવો હતો તેવો ને તેવોજ પાછો આવે છે અને બીજી સ્થિતિમાંથી તે જ્ઞાનનો પૂર્ણ પ્રકાશ પામીને મહાસાધુ, પયગંબર અથવા સિદ્ધ પુરુષ બનીને બહાર નીકળે છે. તેના સ્વભાવમાં ભારે પરિવર્તન થયેલું દેખાય છે તેના જીવન ઉપર નવીન પ્રકાશ પડ્યો હોય છે અને તે નવીન સ્વરૂપજ ધારણ કરે છે. બેઉ સ્થિતિના પરિણામમાં આટલું મોટું અંતર છે. પરિણામ જુદાં હોય તો તેનાં કારણ પણ જુદાંજ હોવાં જોઇએ. જે જ્ઞાનના પ્રકાશનો અનુભવ પેલા મનુષ્યને સમાધિમાં થયો, તે જ્ઞાન જ્ઞાનભૂમિકામાં મન–બુદ્ધિ વડે પ્રાપ્ત થતા જ્ઞાન કરતાં ઘણાં ઊંચા પ્રકારનું છે એ જ્ઞાન જે જ્ઞાનાતીત ભૂમિકામાંથી પ્રાપ્ત થાય છે તેનું બીજું નામ સમાધિ છે.

આ પ્રમાણે મેં તમને સમાધિનું સ્વરૂપ સંક્ષેપમાં સમજાવ્યું. હવે આપણા જીવનમાં એ સમાધિની ઉપયોગિતા શી છે ? તેનો વિચાર કરીએ. આપણું મન જે જે કામ જ્ઞાનપૂર્વક કરે છે તેનું અર્થાત્ આપણી બુદ્ધિનું કાર્યક્ષેત્ર બહુજ સાંકડું છે. મનુષ્યની બુદ્ધિ એક ક્ષુદ્ર કુંડાળામાંજ ગતિ કરી શકે છે. એ સીમાની પેલી મેર તે જઇ શકતી નથી. તે છતાં જે પરમ તત્ત્વને મનુષ્ય ઘણુંજ મૂલ્યવાન માને છે, તેનુ સ્થાન બુદ્ધિના એ સાંકડા કુંડાળાની પેલી બાજુએ છે. આત્મા અવિનાશી છે કે નહિ,

ઈશ્વરનું અસ્તિત્વ સાચું છે કે મિથ્યા, આ અખિલ વિશ્વનો નિયંતા, પરમજ્ઞાનસ્વરૂપ કોઇ છે કે નહિ, એવા એવા અનેક મહાપ્રશ્નો બુદ્ધિથી આઘેરા પ્રદેશના છે. મનુષ્યની બુદ્ધિ એવા મહાપ્રશ્નોના કાંઇ જવાબ આપી શકતી નથી. બુદ્ધિ કહે છે કે, "હું તો અજ્ઞેયવાદી છું. છે એમ પણ કહી શકવાની નથી અને નથી એમ પણ કહી શકીશ નહિ." છતાં પણ એ પ્રશ્નોના ઉત્તર મનુષ્યને ઘણા જરૂરના તો છેજ. એમના સંતોષ કારક ઉત્તર મળ્યા વગર મનુષ્ય-જીવનજ અસાર જેવું થઇ જાય છે. તમામ નૈતિક સિદ્ધાંતો, મનુષ્યના મનમાં ઉદ્ભવતી નૈતિક વૃત્તિઓ અને મનુષ્યસ્વભાવમા જે કાંઈ સુંદર અને ગભીર છે તે સર્વનો આધાર બુદ્ધિની પેલી મેરના પ્રદેશમાંથી જે ઉત્તર મળ્યા છે, તેનાજ ઉપર રહેલો છે માટે આ બધા પ્રશ્નોની યથાયોગ્ય મીમાંસા થયા વગર મનુષ્યજીવન શુષ્ક અને પશુતુલ્યજ બની જાય. જો જીવનની અવધ, આપણે જોઇએ છીએ તેટલી અલ્પકાળનીજ હોય અને જગત અમુક પરમાણુઓના આકસ્મિક સંયોગથીજ બનેલું હોય, તો પછી બીજા ઉપર ઉપકાર કરવાનુ મારે શું પ્રયોજન? દયા, ન્યાયપરાયણતા અને બંધુભાવનુ જગતમાં કામજ શું છે? એમજ હોય તો મારી મરજીમાં આવે તેમ વર્તવું અને આનંદ કરવો, એજ મારૂ કર્તવ્ય રહ્યું જો ભવિષ્યનું જીવન મિથ્યાવાદજ હોય, મરણ પછી પણ જીવતા રહેવાની આશાજ ન હોય, તો પછી મારા ભાઈ ઉપર પ્રેમ રાખવાને બદલે તેના ગળા ઉપર છરી ફેરવું તોપણ શું? આ દશ્ય જગતની પેલી પાર કાંઈ હોયજ નહિ. જો મુક્તિ એ સ્વપ્નવતજ હોય, જો જગતમાં કેટલાક જડ અને કઠોર નિયમોનુજ સામ્રાજ્ય હોય, તો પછી આપણું કર્તવ્ય છે કે, જેમ બને તેમ આ જીવનમાં સુખભોગ કરવો. વર્તમાન સમયમાં "ઉપયોગવાદ" નામનો એક નૈતિક

દર્શનનો સંપ્રદાય જોવામાં આવે છે. તેનો મત એ છે કે, વધારેમાં વધારે માણસોને ઘણામાં ઘણું સુખ થાય એજ નીતિનો પાયો હોવો જોઇએ. પણ જો હકીકત ઉપર પ્રમાણેજ હોય તો તેમને આપણે પૂછીશું કે, શા માટે અમે તમારો એ સિદ્ધાંત સ્વીકારીએ? જો મને પોતાને સુખ થવાને ખાતર વધારેમાં વધારે માણસોને ઘણામાં ઘણું દુઃખ દેવું પડે તોપણ શા માટે ન દઉં? ઉપયોગવાદીઓ આનો શો ઉત્તર આપી શકશે? અમુક કૃત્ય સારૂં છે કે નઠારૂં, તે મારે કેવી રીતે જાણવું? મારામાં રહેલી સુખ મેળવવાની વાસનાથી હું કામ કરવાને પ્રેરાઉં છું. એ વાસનાથી પ્રેરાઇને તેને તૃપ્ત કરવાના ઉપાય શોધું છું. એ મારો સ્વભાવ છે. આથી વધારે હું કાંઈ જાણતો નથી. મને અમુક અભિલાષાઓ છે. મારે તેને તૃપ્ત કરવી છે. તેમાં બીજાને શું? બીજો તેમાં શા માટે હરકત કરે? મનુષ્યજીવનને લગતાં મહાન સત્યો, જેમકે નીતિ, આત્માનું અમરત્વ, ઇશ્વરપ્રેમ, બંધુભાવ, સાધુતા અને એ સર્વ ઉપરાંત નિઃસ્વાર્થપરાયણતા, એ બધાં મહાસત્યો આપણને ક્યાંથી પ્રાપ્ત થયાં?

સમગ્ર નીતિશાસ્ત્ર, મનુષ્યનાં તમામ કાર્યો અને વિચારસૃષ્ટિ એકજ ભાવનાના પાયા ઉપર અવલંબી રહેલાં છે અને તે ભાવના નિઃસ્વાર્થપરાયણતા છે. મનુષ્યજીવનની સાથે સંબંધ ધરાવતી તમામ ભાવનાઓને નિઃસ્વાર્થપરાયણતા એટલા એક શબ્દમાંજ દર્શાવી શકાય છે. કોઈ પૂછશે કે, "મારે નિઃસ્વાર્થી થવું જોઇએ તેનું કારણ શું? નિઃસ્વાર્થતાનું પ્રયોજન શું છે? અથવા મારે નિઃસ્વાર્થી થવું હોય તો તેટલું મનોબળ, આધ્યાત્મિક બળ મારે કોની પાસેથી પ્રાપ્ત કરવું?" તમે કહો છો કે, "અમે ઉપયોગવાદી છીએ; અમે બુદ્ધિવાદી છીએ;" પણ તમારો ઉપયોગવાદ મને સંતોષકારક કારણ નહિ બતાવી શકે,

તો હું કહીશ કે, તમે બુદ્ધિવાદી નથી, પણ તેથી વિપરીત છો. મારે સ્વાર્થી શા માટે ન થવું તેનું મને કારણ બતાવો. અલબત, નિઃસ્વાર્થતાની ભાવના કવિતાની દૃષ્ટિએ બહુ સુંદર છે, પણ કવિતા એ કાંઈ દલીલ નથી. મારે તો નર્યું કારણજ જોઈએ. શા માટે મારે નિઃસ્વાર્થી થવું? શા માટે મારે સાધુચરિત થવું? અમુક માણસો કહે છે માટે એમ કરવું જોઈએ, એવી દલીલ મારી આગળ નહિ ચાલે. હું નિઃસ્વાર્થી થાઉં એમાં મને લાભ શો? ઉપયોગવાદ એટલે ઘણામાં ઘણું હિત, તો હું કહીશ કે, મારૂં ઘણામાં ઘણું હિત અથવા સુખ તો મારો સ્વાર્થ સાધવામાં છે. બીજાને ઠગીને તેનું સર્વસ્વ ધન હરણ કરી લેવાથી મને વધારે સુખ મળતું હોય, તો મારે તેમ શા માટે ન કરવું? ઉપયોગવાદીઓ આ સવાલનો શો જવાબ આપી શકશે? વાસ્તવિક રીતે તેઓ એનો સંતોષકારક ઉત્તર આપી શકતા નથી.

હવે એ પ્રશ્નોનો સત્ય જવાબ એ છે કે, આ દૃશ્યજગત એક અનંત વિશ્વસમુદ્રનું એક બિંદુ છે. એક અનંત સાંકળનો નાનકડો અંકોડો છે. જેમણે જગતમાં નિઃસ્વાર્થતાનો પ્રચાર કર્યો છે, મનુષ્યજાતિને એનો ઉપદેશ આપ્યો છે, તેમને ઉપર કહેલા તત્ત્વની પ્રાપ્તિ ક્યાંથી થઈ હશે? આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે, એ સહજાતજ્ઞાન અર્થાત્ કુદરતી રીતે જન્મની સાથેજ મળેલું જ્ઞાન નથી પશુપક્ષીઓમાં સહજાતજ્ઞાન સારી પેઠે છે. તેમને આ તત્ત્વની ખબર નથી. વારૂ, એકલી બુદ્ધિ વડે વિચાર કરતાં કરતાં પણ આ તત્ત્વની પ્રાપ્તિ થઈ શકતી નથી—આમાંનું એક લેશ માત્ર પણ જાણી શકાતું નથી. ત્યારે આ જ્ઞાન આવ્યું ક્યાંથી?

ઈતિહાસ કહે છે કે, જગતના તમામ ધર્મપ્રચારકો અને ધર્મશિક્ષકો એક વાત તો વગર અપવાદે જાહેર કરતા આવ્યા છે કે, અમે આ મહાન સત્યો જગતની પેલી મેરના પ્રદેશમાંથી

પ્રાપ્ત કર્યાં છે. કેટલાકને એ સત્યની પ્રાપ્તિ થયેલી હોવા છતાં એ સત્ય ક્યાંથી મળ્યું તેની પૂરી ખબર ન હતી એ વાત સાચી છે. દાખલા તરીકે એક મહાત્મા કહે છે કે, સ્વર્ગમાંથી એક દેવગણ પાંખોવાળી મનુષ્યાકૃતિ ધારણ કરીને મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, "હે માનવિ! સાંભળ, આ ખુદાનો પેગામ." અન્ય મહાપુરુષ કહે છે કે, તેજસ્વી આકૃતિવાળો એક દેવ આવીને મને આ સત્ય સમજાવી ગયો. ત્રીજો કહે છે કે, મને સ્વપ્નાવસ્થામાં મારા કોઈ સ્વર્ગવાસી પિતૃએ આવીને અમુક જ્ઞાન આપ્યું. આ ઉપરાંત તેઓ વિશેષ કાંઇ પણ કહી શકતા નથી. પણ તેમના કથનમાંથી એક સામાન્ય સિદ્ધાંત આપણે તારવી શકીએ છીએ કે, તેમને આ જ્ઞાન એકલી બુદ્ધિ વડે વિચાર કરતાં કરતાંજ મળ્યું છે, એમ નથી; પણ જગતની પેલી પારના અતીંદ્રિય પ્રદેશમાંથી પ્રાપ્ત થયું છે.

હવે એ વિષે યોગશાસ્ત્ર શું કહે છે તે જોઇએ. યોગશાસ્ત્ર કહે છે કે, આ જ્ઞાન બુદ્ધિથી પેલી પારના પ્રદેશમાંથી મળ્યું, એમ જે પેલા મહાત્માઓ કહી ગયા છે એ વાત સત્ય છે; પણ સાથે એટલું પણ ઉમેરે છે કે, એ જ્ઞાન બીજે કોઇ ઠેકાણેથી નહિ પણ તેમની અંદરથીજ પ્રાપ્ત થયેલું છે.

યોગવિદ્યા કહે છે કે, અંતઃકરણની પોતાનીજ એક ચોક્કસ ઉચ્ચ અવસ્થા છે કે જે અવસ્થામાં તે બુદ્ધિ અને અહંભાવની પેલી પાર ઇંદ્રિયાતીત પ્રદેશમાં ચાલ્યું ગયેલું હોય છે. એ ઉચ્ચ ભૂમિકામાં જ્યારે તે પહોંચી જાય છે ત્યારે જે જ્ઞાનને એકલી બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી તે જ્ઞાન તે મનુષ્યને પ્રાપ્ત કરી આપે છે. એવી સ્થિતિમાં ખરેખરૂં પારમાર્થિક જ્ઞાન–ઇન્દ્રિયજન્ય જ્ઞાન કરતાં વિશેષ ઊંચા પ્રકારનું જ્ઞાન તેને પ્રાપ્ત થાય છે, કે જે જ્ઞાન મન–બુદ્ધિથી પણ ગમ્ય નથી, જ્યાં તર્ક અને વિચા-

રની ગતિ પહોંચી શકતી નથી. તે જ્ઞાન તો અમુક કોટિનાં મનુષ્યોને કોઈ કોઈ વાર હીરો ઠોકરે ચડે તેમ આપોઆપ પ્રાપ્ત થઈ જાય છે. એ અતીંદ્રિય જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું તેની વૈજ્ઞાનિક પદ્ધતિ વિષે એ મનુષ્યો કશું જાણતાં હોતાં નથી; પણ તેથી કરીને તેમને જ્ઞાનની પ્રાપ્તિમાં કોઈ જાતની ઊણપ આવતી નથી. આથી કરીને એ લોકો સામાન્ય રીતે એમજ માની લે છે કે, એ જ્ઞાન કોઇ બહારના પ્રદેશમાંથી આવતું હશે. આ પારમાર્થિક જ્ઞાન, જેને ઈશ્વરપ્રેરિત જ્ઞાન કહેવામાં આવે છે તે બધા દેશોમાં એકનું એકજ હોવા છતાં તેની પ્રાપ્તિ સંબંધી જુદીજુદી વાતો શા કારણથી પ્રચલિત થઇ હશે, તે આ ઉપરથી સમજાઈ જશે. કોઇ મહાત્માને અમુક દેવગણે આવીને જ્ઞાન આપ્યું, કોઇને સ્વયં ભગવાનેજ દર્શન આપીને ઉપદેશ કર્યો, એવી એવી અનેક કથાઓ કહેવામાં આવે છે; તેનું એકજ કારણ છે કે, એ જ્ઞાન આત્માની અંદરજ રહેલું હતું અને ઉચ્ચ ભૂમિકામાં પહોંચી ગયેલા મનદ્વારાજ તે પ્રાપ્ત થયું હતું; પણ એ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયું, તેની હકીકત દરેક મહાત્માએ, પોતાને જે પ્રકારની કેળવણી મળી હોય, તેને અનુસરીને તેઓથી જેવી આપી શકાય તેવી તેમણે આપી. ખરી વાત એ છે કે, ઘણુંખરા મહાત્માઓ યોગશાસ્ત્રથી અજાણ હતા. તેમને એ જ્ઞાન આકસ્મિક રીતે પ્રાપ્ત થયું હતું.

યોગશાસ્ત્ર કહે છે કે, આ પ્રમાણે જ્ઞાનાતીત અવસ્થામાં આકસ્મિક રીતે જઇ પહોંચવામાં કેટલાંક જોખમ રહેલાં છે. કેટલાક તો એમ કરતાં સાવ ગાંડા થઇ ગયા હોય એવા દાખલા પણ જોવામાં આવ્યા છે. એ ઉપરાંત તમે એક બીજી બાબત પણ જોઇ શકશો કે, આ પ્રમાણે આકસ્મિક રીતે ઇંદ્રિયાતીત પ્રદેશમાં જઇને આવ્યા છતાં ત્યાં કેવી રીતે જવાય અને એ સ્થિતિ શી

છે, તેનું જે જે મહાપુરુષોને વાસ્તવિક જ્ઞાન ન હતું, તેઓ તે જ્ઞાનની સાથે કાંઇ ને કાંઇ વહેમ પણ ભેળવી લાવ્યા હતા. તેમણે અનેક પ્રકારના મિથ્યાજ્ઞાનને પોતાના મનમાં સ્થાન આપ્યું હતું.

મહાન ધર્માચાર્યોનાં જીવનચરિત્રો ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, યોગવિદ્યાના પૂરા જ્ઞાન વગર અતીંદ્રિય પ્રદેશમાં જઇ પહોંચવામાં ભારે જોખમો રહેલાં છે, છતાં એટલું તો ખરૂંજ કે, તેઓ સમાધિની દશાએ પહોચી ગયા હતા એમાં તો સંદેહજ નથી. તેઓ બધા ઇશ્વરભાવમાં તન્મય બની ગયા હતા, એ પણ આપણે જોઇ શકીએ છીએ. તોપણ જ્યારેજ્યારે કોઇ પણ મહાપુરુષ કેવળ ભક્તિ અને ભાવનાને ખૂબ ઉત્તેજિત કરીને જ્ઞાનાતીત અવસ્થામાં જાય છે, ત્યારે ત્યારે તે કેટલાંક સુંદર સત્યો અને સાથે સાથે કેટલાક ધર્મોન્માદથી ભરેલા વહેમો પણ લેતો આવે છે. તેના ઉપદેશથી જેટલો જગતને લાભ થયો છે, તેટલુંજ આ વહેમ અને ભ્રમણાઓએ નુકસાન પણ કર્યું છે. <u>મનુષ્યજીવન એ નાના પ્રકારની વિપરીત ભાવનાઓથી ગુંથાયેલી સમસ્યા જેવું છે. તેમાંથી સત્યનું, સમતાનું તારણ કાઢવું હોય તો બુદ્ધિ અને તર્કના પ્રદેશની પાર ગયા વગર છૂટકો નથી</u> પણ એ કામ ધીરેધીરે, પદ્ધતિસર સાધના કરીને, વૈજ્ઞાનિક ઉપાયોદ્વારા થવું ઘટે છે અને સર્વ પ્રકારના વહેમ અને ભ્રમણાઓથી મનને સંપૂર્ણ રીતે મુક્ત રાખવાની જરૂર છે. જેમ વિજ્ઞાનને લગતા કોઇ પણ એક વિષયનો અભ્યાસ કરતી વખતે તે વિષયને માટે વિદ્વાનોએ મુકરર કરેલી પદ્ધતિનુંજ અનુસરણ કરવું પડે છે, તેમ યોગવિદ્યાના અભ્યાસને માટે મુકરર કરેલી પદ્ધતિજ ગ્રહણ કરવી જોઇએ. શરૂઆતમાં બુદ્ધિનો આધાર લઇનેજ યોગમાર્ગમાં પ્રગતિ કરવી. બુદ્ધિ આપણને જ્યાંસુધી લઇ જાય ત્યાંસુધી જવું. એમ કરતાં કરતાં એક વાર આપણે એવી અવસ્થા પ્રાપ્ત કરીશું કે, જ્યાં બુદ્ધિ

આપણી સાથે નહિ આવી શકે. ત્યાં આગળ બુદ્ધિથી પર, ઇંદ્રિયાતીત સર્વોચ્ચ પ્રદેશમાં જવાનો માર્ગ આપણી બુદ્ધિજ આપણને દૂર રહી રહી બતાવી દેશે. કોઇ પણ માણસ આપણી આગળ આવીને કહે કે, "હું ઇશ્વરી ભાવથી આવિષ્ટ થયેલો છું" અને વાત કરતાં કરતાં બુદ્ધિને રુચે નહિ એવી વાતો કહેવા માંડે, તો તેનું કહ્યું માનતા નહિ. એમ કરવાનું કારણ એ છે કે, જે ત્રણ અવસ્થાઓની હું તમને હમણાં વાત કરી ગયો–જેમકે પ્રાણીઓમાં જોવામાં આવતું સહજાતજ્ઞાન, વિચારપૂર્વક જ્ઞાન અને જ્ઞાનાતીત અવસ્થા–એ ત્રણેમાં એકનું એકજ મન રહેલું હોય છે. મનુષ્યને ત્રણ મન નથી, પણ એકજ મનની જુદીજુદી અવસ્થાઓ છે. એક અવસ્થામાંથી બીજી અવસ્થામાં મનની ઉત્ક્રાંતિ થતી જાય છે, તેમ તેમ તે ઊંચેની ભૂમિકામાં પ્રવેશ કરવા લાગે છે. સહજાતજ્ઞાનમાંથી વિચારપૂર્વક જ્ઞાનનો ઉદ્ભવ થાય છે અને વિચારપૂર્વક જ્ઞાનમાંથી જ્ઞાનાતીત અવસ્થા તેને પ્રાપ્ત થાય છે. આ ત્રણે અવસ્થાઓ એકબીજાની વિરોધી નથી. એક અવસ્થામાં જે જ્ઞાન મળ્યું હોય તેનું બીજી અવસ્થામાં ખંડન નથી થતું, પણ તેમાં જે ઊણપ હોય તેની પૂર્તિ થાય છે. ખરેખરી જ્ઞાનાતીત અવસ્થામાંથી જે જ્ઞાન પ્રાપ્ત થાય તે પણ બુદ્ધિનું વિરોધી તો નજ હોઇ શકે. માટે કોઇ પણ પોતાને ઇશ્વરપ્રેરિત અથવા ભાવાવિષ્ટ કહેવડાવનારો માણસ સહજાતજ્ઞાન કે બુદ્ધિસાધ્ય જ્ઞાનની વિરુદ્ધ બોલવા માંડે, તો તેનો નિડરપણે વિરોધ કરજો. ખરેખરા ઇશ્વરપ્રેરિત મહાત્માઓ તો અપૂર્ણ હોય તેને પૂર્ણ કરે છે. એક મહાપુરુષ (ઇસુ ખ્રિસ્ત) કહી ગયો છે કે, "હું ખંડન કરવા નથી આવ્યો, પણ તમારામાં જે છે તેને વિશેષ રીતે પૂર્ણ કરવા આવ્યો છું."

યોગનાં જે જે અંગ શાસ્ત્રમાં બતાવ્યાં છે તેનો વૈજ્ઞાનિક

રીતે અભ્યાસ કરતાં કરતાં સમાધિની અવસ્થા પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત બીજી એક વિશેષ વાત તમારે જાણી લેવી ઘટે છે કે, જે જે પરમાર્થ-જ્ઞાન અને ઈશ્વરી ભાવો પ્રાચીન મહાત્માઓને પ્રાપ્ત હતા, તે પ્રત્યેક મનુષ્યની અંદરજ રહેલા છે. વળી તેઓ પણ આપણા જેવાજ સ્થૂળ તથા સૂક્ષ્મ અવયવો ધરાવનારા મનુષ્યો હતા. તે સાધનોનો જે સમજપૂર્વક જેવો ઉપયોગ કરીને ઊંચા પ્રકારની યોગ્યતા તેમણે મેળવી હતી તથા ઇંદ્રિયાતીત અવસ્થા પ્રાપ્ત કરી હતી, તેવી સમજણ અને પ્રયત્નદ્વારા આપણે દરેક પણ એ સ્થિતિએ જઈ શકીએ. એક મનુષ્યે અમુક સ્થિતિ પ્રાપ્ત કરી, એજ બતાવી આપે છે કે, દરેક મનુષ્ય તે સ્થિતિએ જઇ શકે. "જઈ શકે" એટલુંજ નહિ પણ અમુક કાળે તો દરેક એ સ્થિતિએ પહોંચશેજ અને એ સ્થિતિને પ્રાપ્ત [illegible] સંગીત [illegible] ી જિંદગી- [illegible] તર્ક કર્યાજ કરીએ-પણ જાતે અનુભવ લીધા વગર સત્યનો એક કણમાત્ર આપણને મળનાર નથી. વૈદકની ચોપડીઓ વાંચીને વૈદ્ય ન થવાય. તમારા દેશનો નકશોજ માત્ર જોયા કરવાથી શું દેશનું અવલોકન કરવાની મારી અભિલાષા તૃપ્ત થવાની હતી? મારે તો જાતેજ ફરી ફરીને જોવું જોઈએ. હા, નકશો જોવાથી શું શું જોવાલાયક છે, તે જાણવામાં આવે અને જોવામાં સુગમતા થાય ખરી; પરંતુ એ ઉપરાંત નકશાની બીજી ઉપયોગિતા નથી. ઈશ્વરી જ્ઞાન માત્ર અમુકજ પુસ્તકમાં કે અમુકજ શાસ્ત્રમાં છે, એવા કથન કરતાં, ઈશ્વરની વધારે ભયાનક નિંદા બીજી હોઇ શકે નહિ મનુષ્યો ઈશ્વરને અનંત કહે છે અને છતાં તેને એક નાનકડી ચોપડીમાં પૂરી મૂકવાની ધૃષ્ટતા કરે છે! અમુક પુસ્તકમાંજ ઈશ્વર સંબંધી

જ્ઞાન ભરેલું છે, એવું માનવાની ના પાડનારાં લાખો માણસોની કતલ થયેલી છે. અમુક શાસ્ત્રમાં લખેલી બાબતો અમે માનતા નથી એમ કહેવાના ગુના માટે લાખો મનુષ્યોએ પ્રાણ ખોયા છે. એ હત્યાકાંડનો જમાનો તો જો કે હવે પૂરો થયો છે, પણ જગતની દૃષ્ટિ હજી પણ વિચાર-અભ્યાસ તરફ ન વળતાં અંધશ્રદ્ધામાં અને પુસ્તકોમાંજ ભયંકર રીતે બંધાઇ રહેલી છે.

વૈજ્ઞાનિક રીતે સાધના કરીને જ્ઞાનાતીત અવસ્થા પ્રાપ્ત કરવી હોય તો મેં રાજયોગનાં જે પગથિયાં બતાવ્યાં છે તેનો ક્રમવાર અભ્યાસ કરવો જોઇએ. ગયા વ્યાખ્યાનમાં મેં તમને પ્રત્યાહાર અને ધારણા વિષે કહ્યું હતું. આ પ્રસંગે ધ્યાન વિષે વિવેચન કરીશું. દેહની અંદરના અથવા બહારના કોઇ પણ સ્થાનમાં મનને અમુક વખત સુધી સ્થિર કરવાની શક્તિ પ્રાપ્ત થાય એટલે તે ધીરે ધીરે એકજ દિશામાં અખંડ પ્રવાહરૂપે વહેવા લાગે છે. આ સ્થિતિએ ધ્યાનનું સાધન એટલું ઊંચા પ્રકારનું થઇ જાય કે, અનુભવના બહારના અંશને છોડી દઇને, કેવળ અંદરના અંશમાં એટલે પરમપ્રાપ્યમાં સંપૂર્ણપણે લીન થઈ જાય, તે સ્થિતિનું નામ સમાધિ. ધ્યાન, ધારણા અને સમાધિ એ ત્રણ ક્રિયાઓને એકત્ર કરીએ તેનું નામ સંયમ. મન કોઇ પણ વસ્તુ ઉપર અમુક સમય સુધી એકાગ્ર થઈ જાય અને પછી એ પ્રમાણે અખંડ એકાગ્રતા વડે મન તે પદાર્થના આંતરસ્વરૂપમાં લીન થઈ શકે તો એવા શક્તિસંપન્ન મનુષ્યને પછી કશુંજ મેળવવાનું રહેતું નથી. તેને માટે પછી કશુંજ અશક્ય નથી.

ધ્યાનમગ્ન અવસ્થા એ શ્રેષ્ઠ અવસ્થા છે; પરંતુ જ્યાંસુધી મનુષ્યમાં વિષયવાસના રહેલી છે, ત્યાંસુધી તે તે અવસ્થાના સુખનો ઉપભોગ કરી શકતો નથી. પશુપક્ષીઓ ઇંદ્રિયસુખમાં મગ્ન છે; સામાન્ય મનુષ્યોનું સુખ બુદ્ધિના વિલાસમાં છે અને ઇશ્વરી

આનંદ તો આધ્યાત્મિક ધ્યાનમાંજ રહેલો છે. જે ભાગ્યશાળી મનુષ્ય એ ધ્યાનાવસ્થાને પ્રાપ્ત કરે છે, તેની નજરે આખું જગત પરમ સુંદર અને વ્યવસ્થિત સ્વરૂપમાં દેખાય છે. જેને વાસના નથી, જે સંપૂર્ણ રીતે નિર્લિપ્ત છે, તેની દૃષ્ટિએ પ્રકૃતિના વિવિધ ખેલ અત્યંત ભવ્ય અને સુંદર દશ્યોના વિશાળ પટરૂપે દેખાય છે.

ધ્યાન કરતાં પહેલાં આ બધી બાબતો બરાબર સમજી લેવાની જરૂર છે. ધારો કે, અમુક અવાજ મારે કાને પડે છે. પ્રથમ એક ઠેકાણે બાહ્ય પ્રદેશમાં કંપન શરૂ થાય છે. ત્યાર પછી જ્ઞાનતંતુની મારફતે એ કંપનની અસર મન સુધી પહોંચી જાય છે. મનદ્વારા તેની સામે એક પ્રકારની પ્રતિક્રિયા થાય છે. તેમ થતાની સાથેજ આકાશ (ઇથર)નાં પરમાણુઓમાં ઉત્પન્ન થયેલા કંપનથી માંડીને આપણા મનની પ્રતિક્રિયા સુધીનાં તમામ પરિણામોનું મૂળ કારણ જે બાહ્યપદાર્થ હતો, તેનું આપણને એકદમ ભાન થઇ જાય છે. યોગવિદ્યામાં આ ત્રણ ક્રિયાઓને શબ્દ, અર્થ અને જ્ઞાન એ સંજ્ઞાઓથી ઓળખાવવામાં આવે છે. શારીરશાસ્ત્રની પરિભાષામાં પહેલી ક્રિયાને આકાશના પરમાણુઓનું કંપન, બીજીને જ્ઞાનતંતુ અને મગજની અંદર પેદા થયેલી ગતિ અને ત્રીજી ક્રિયાને માનસિક પ્રતિક્રિયા કહેવામાં આવે છે. આ ત્રણે ક્રિયાઓ એકબીજાથી સંપૂર્ણ સ્વતંત્ર હોવા છતાં એવી ભેળસેળ થઇ ગયેલી છે કે, આપણને એમની વચ્ચે ભેદજ જણાતો નથી. વાસ્તવિક રીતે આપણે એ ત્રણમાંની કોઇ પણ ક્રિયાનો અનુભવ કરી શકતા નથી; પરંતુ એ ત્રણનું સામટું પરિણામ-બાહ્યપદાર્થનું જ્ઞાન-તેનુંજ આપણને જ્ઞાન થાય છે. જ્યારે જ્યારે આપણને કોઇ પણ બાહ્યપદાર્થનું જ્ઞાન થાય છે. ત્યારે આ ત્રણે ક્રિયાઓ થયા વગર રહેતી નથી. તો પછી આપણે તેમને પૃથક્‌રૂપે શા માટે અનુભવી શકીએ.

અમુક સમય પર્યંત સાધના કરતાં કરતાં મન સારી રીતે દૃઢ થાય અને કાબૂમાં આવી રહે તથા સૂક્ષ્મ અનુભવો ગ્રહણ કરવાની શક્તિનો વિકાસ થાય, ત્યારે મનને ધ્યાનમાં જોડવાનો સમય આવે છે. પ્રથમ તો કોઇ સ્થૂળ પદાર્થના ધ્યાનથી આરંભ કરવો અને એમ કરતાં કરતાં સૂક્ષ્મનું ધ્યાન કરવાની યોગ્યતા આવે છે; તથા છેવટે વિષયશૂન્ય એટલે નિર્વિકલ્પ ધ્યાન કરવાની શક્તિ પણ પ્રાપ્ત થાય છે. શરૂઆતમાં તો મનને ઇંદ્રિયજ્ઞાનનાં બાહ્યકાર્યોમાં યુક્ત કરવું. ત્યાર પછી જ્ઞાનતંતુઓની ગતિમાં અને ત્યાર પછી માનસિક પ્રતિક્રિયામાં પરોવી તેનો અનુભવ કરવા માંડવો. જ્યારે બાહ્યપદાર્થને એકાગ્રચિત્તથી જોવાની નિપુણતા આવે, એટલે પછી સર્વ સૂક્ષ્મ પદાર્થો અને સ્વરૂપોને જોવાની શક્તિ પણ આવી જાય છે. એવી રીતે મનમાં શરીરની અંદર ચાલી રહેલી સૂક્ષ્મગતિ જાણવાની શકિત કેળવાય, એટલે પછી તે પોતાના તેમજ બીજાના મનના વિકારો પણ સમજી શકે છે; તે એટલે સુધી કે તે વિકારોની બાહ્ય પ્રતિક્રિયા થવા પામે તે પહેલાં તો યોગી તેને જોઇ શકે છે. આ પ્રમાણે માનસિક પ્રતિક્રિયાઓ જાણવાની શકિત આવી ચૂકી એટલે પછી યોગીને આપોઆપજ અનેક વાતોનું જ્ઞાન થઈ શકે છે, કારણકે પ્રત્યેક પદાર્થ અને પ્રત્યેક વિચાર એ આપણી માનસિક પ્રતિક્રિયાનુંજ પરિણામ છે. આવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી યોગીને પોતાના મનનું પણ મૂળ અવગત થાય છે અને મનના સર્વ ભેદો તેના સમજવામાં આવી જાય છે. આ યોગીને અનેક પ્રકારની શક્તિઓ પ્રાપ્ત થાય છે, પરંતુ જો તેમાંની એકાદ પણ શક્તિ–સિદ્ધિમાં ફસાયો તો તેની આંતરિક પ્રગતિમાં અટકાવ પડે છે. ભોગની પાછળ બાહ્યવસ્તુસ્થિતિઓમાં લોભાવામાં આટલો બધો અનર્થ રહેલો છે! મનને દૃઢ રાખીને સિદ્ધિઓને પણ જે તુચ્છકારી શકે અને મન-

રૂપી સમુદ્રના તમામ તરંગોનું શમન કરી શકે, તેજ યોગના પરમ લક્ષ્યને પામે છે. આ પ્રમાણે મન તથા શરીરનાં અનેક પ્રકારનાં બંધનો તથા વિકારોથી છૂટનારો યોગસિદ્ધ પુરુષજ પોતાના સ્વયંપ્રકાશ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર પ્રાપ્ત કરીને કૃત-કૃત્ય થાય છે. પોતે જ્ઞાનસ્વરૂપ, અવિકારી, નિત્ય અને સર્વ-વ્યાપી છે અને અનાદિ કાળથીજ પોતે તેવો હતો, એવો યોગીને અપરોક્ષ અનુભવ થાય છે.

આ સમાધિની સ્થિતિ દરેક મનુષ્ય માટે શક્ય છે. ક્ષુદ્રમાં ક્ષુદ્ર જંતુથી માંડીને ઊંચામાં ઊંચી કોટિના દેવ પર્યંતના તમામ જીવોને વહેલી યા મોડી પણ એ સ્થિતિ પ્રાપ્ત કર્યેજ છૂટકો છે અને એ સ્થિતિની પ્રાપ્તિ થાય તોજ તેનું ધાર્મિક જીવન તેના ખરા અર્થમાં સિદ્ધ થયું કહેવાય. અત્યારે આપણે એ બાબત તરફ પ્રવૃત્તિ કરીએ છીએ તે તો માત્ર એ સ્થિતિ તરફ ધીમે ધીમે ડગલાં ભરવા પૂરતીજ છે અત્યારે તો જેઓ ધર્મને નથી માનતા તેઓમાં અને આપણામાં વધારે ભેદ નથી; કારણકે આપણને વાણીના અને પુસ્તકિયા જ્ઞાન કરતાં વિશેષ કોઇ પણ પ્રકારનો જાતિઅનુભવ નથી. એ જાતિઅનુભવ મેળ-વવાને માટેજ એકાગ્રતાનું સાધન કરવાનું છે. સમાધિ પ્રાપ્ત કર-વાનાં તમામ અંગ વિષે મહાત્મા પુરુષોએ પૂર્ણપણે વિચાર કર્યો છે અને તે અંગોને તેમણે ક્રમવાર ગોઠવીને વૈજ્ઞાનિક પદ્ધતિથી આખા અભ્યાસક્રમની રચના કરી છે. જો તે પ્રમાણે બરાબર અભ્યાસ કરવામાં આવે, તો આ માર્ગ આપણને જરૂર પરમ લક્ષ્યની પ્રાપ્તિ કરાવે અને તેમ થતાં દુઃખ માત્રનો સદાને માટે નાશ થઇ જાય, સર્વ કર્મો બળીને ભસ્મ થઈ જાય અને સદાને માટે જે પરમ આનંદમય મુક્તદશા છે તે આપણી પોતાની બની રહે–આપણે મોક્ષરૂપજ બની રહીએ. ૐ शांतिः ।

# अध्याय ८ मो–राजयोगनो संक्षिप्त सार

( આ લેખમાં સ્વામી વિવેકાનંદજીએ કૂર્મપુરાણના અમુક ભાગનો ભાવાનુવાદ આપ્યો છે. )

યોગાગ્નિ મનુષ્યના બંધનરૂપ પાપપિંજરને બાળી ભસ્મ કરી નાખે છે; અને તેમ થતાંજ શુદ્ધ જ્ઞાન પ્રકટી નીકળીને તત્કાળ નિર્વાણની પ્રાપ્તિ થાય છે. આ પ્રમાણે યોગની સાધનાદ્વારા જ્ઞાન મળે છે અને તે જ્ઞાનયોગના લક્ષરૂપ મોક્ષની પ્રાપ્તિમાં સહાયભૂત થાય છે. આ પ્રમાણે જેનામાં યોગ અને જ્ઞાન બેઉનો શુભયોગ થયો હોય તેના ઉપર ઈશ્વર પ્રસન્ન રહે છે. જેઓ દિવસમાં એક વાર, બે વાર અથવા ત્રણ વાર, અથવા બની શકે તો બધોયે સમય મહાયોગનો અભ્યાસ કરે, તેને દેવતુલ્ય જાણવો. યોગ બે પ્રકારના છે તેનાં નામ "અભાવયોગ" અને "મહાયોગ" છે આત્માને નિર્ગુણ-શૂન્યરૂપ માનીને તેનું ધ્યાન કરવામાં આવે છે તેને અભાવયોગ કહે છે, અને આત્માને આનંદપૂર્ણ, પવિત્ર અને બ્રહ્મથી અભિન્ન માનીને તેનું ધ્યાન કરવામાં આવે છે તેને મહાયોગ કહે છે આ બેમાંથી ગમે તે યોગદ્વારા આત્મસાક્ષાત્કાર થઈ શકે છે શાસ્ત્રોમાં આપણે અનેક પ્રકારનાં યોગનાં વર્ણન વાંચીએ છીએ; પરંતુ આ મહાયોગ, જેમાં યોગી પોતાનું અને અખિલ વિશ્વનું ભગવાનરૂપે ધ્યાન કરે છે, તેની તુલનામાં મૂકી શકાય એવો બીજો એક પણ યોગ નથી. સર્વ પ્રકારના યોગમાં આ મહાયોગ શ્રેષ્ઠ છે.

રાજયોગના કેટલાક જુદા જુદા અગ (પગથિયા) છે જેમકે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ

આમા અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપ્રતિગ્રહ, એટલા લક્ષણોનો યમની અદર સમાવેશ થાય છે. એ યમદ્વારા મન એટલે કે ચિત્તની શુદ્ધિ થાય છે મન, વાણી અને કર્મથી કદી પણ કોઈપણ પ્રાણીની હિસા ન કરવી અને દુખ પણ ન દેવુ એને "અહિસા" કહે છે અહિસાના જેવો શ્રેષ્ઠ ધર્મ બીજો એકે નથી જીવમાત્ર પ્રત્યે અહિસાવૃત્તિ રાખવી એના કરતા વધારે ઊચા પ્રકારનો આનદ મનુષ્યને માટે છેજ નહિ યમનુ બીજુ લક્ષણ "સત્ય" છે સત્યની સહાયથીજ આપણે આપણો વ્યવહાર ચલાવી શકીએ છીએ, સત્યદ્વારાજ પ્રત્યેક વસ્તુ પ્રાપ્ત થાય છે અને સર્વનો આધાર સત્ય ઉપરજ રહેલો છે જે કાઈ જેવુ હોય તેવુ કહેવુ એનુજ નામ સત્ય ચોરી કરીને અથવા બળજુલમથી પારકી ચીજ ન લેવી એને "અસ્તેય" કહે છે મન, વાણી અને કર્મથી વીર્યનુ રક્ષણ અને કામેચ્છાનો નિગ્રહ કરવો, એનુ નામ "બ્રહ્મચર્ય" છે મુશ્કેલીમા પણ કોઈનુ દાન (બક્ષિસ) ન લેવુ એનુ નામ "અપરિગ્રહ" છે એક વ્યક્તિ કોઇની પાસેથી કોઇ વસ્તુનુ દાન કિવા સહાય ગ્રહણ કરે છે, ત્યારે તેનુ હૃદય મલિન થાય છે, તેજ ક્ષીણ થાય છે, સ્વતત્રતા અને પ્રભાવ ઘટી જાય છે અને તે ઋણી તથા પરતત્ર બને છે

નિયમના પણ પાચ લક્ષણ છે અને તે યોગાભ્યાસમા અત્યત ઉપકારક છે નિયમ એટલે નિયમિત અભ્યાસ અથવા સાધના કરવી તે આ પાચ સાધનાના નામ તપ, સ્વાધ્યાય (અધ્યાત્મ શાસ્ત્રોનુ વાચન), સતોષ (સર્વ અવસ્થાઓમા પ્રસન્નતા), શૌચ (પવિત્રતા) અને ઇશ્વરપ્રણિધાન (ઇશ્વરોપાસના) એ પ્રમાણે છે

એમા વ્રતોવડે દેહમાના વ્યાધિ, મળ અને જડતા ઉપર

કાબૂ મેળવવો એનુ નામ "તપ" (શારીરિક તપ) કહેવાય છે. વેદાદિ અતિ ઉપકારક ગ્રંથોનુ અધ્યયન કરવુ અથવા જેનાથી સત્ત્વગુણની વૃદ્ધિ થાય એવા મંત્રનો જપ કરવો એને "સ્વાધ્યાય" કહે છે જપ કરવાની ત્રણ રીત કહેવાય છે—વાચિક, ઉપાંશુ અને માનસિક વાચિક એટલે જેનો ઉચ્ચાર બીજાને સંભળાઇ શકે એવી રીતનો જપ એ પ્રકારનો જપ કનિષ્ઠ કહેવાય છે. હોઠ હાલે પરંતુ પાસે બેઠેલો માણસ અવાજ સાંભળી ન શકે એવા જપને ઉપાંશુ જપ કહે છે એ મધ્યમ ગણાય છે જે જપ લેશ માત્ર પણ ઉચ્ચાર વિના, માત્ર મનમાં ને મનમાજ થયા કરે અને તેની સાથે મંત્રના અર્થનું સ્મરણ ચાલુ રહે, તે માનસિક જપ કહેવાય છે અને તે સૌથી શ્રેષ્ઠ મનાય છે

ઋષિઓએ શૌચના બાહ્ય અને આંતર એવા બે પ્રકાર કહ્યા છે મૃત્તિકા, પાણી વગેરેથી શરીરને ધોઇને સાફ રાખવુ એને બાહ્ય શૌચ કહે છે એમા સ્નાન ઇત્યાદિનો સમાવેશ થઇ જાય છે બાહ્ય અને આંતર બેઉ પ્રકારનુ શૌચ આવશ્યક છે અંતરની પવિત્રતા સાચવીએ પણ બહારથી મલિન રહીએ તો શૌચ સંપૂર્ણ ન કહેવાય જ્યારે બેઉ પ્રકારના શૌચ જાળવવાનુ ન બને તેમ હોય, ત્યારે એકલુ અંતરનુ શૌચ સાધવુ એ એકલી બાહ્ય શુદ્ધિ સાધવા કરતા વધારે હિતકારી છે, પરંતુ બેઉ પ્રકારના શૌચનુ પાલન કર્યા વગર યોગની સાધનામા જોઇએ તેવી અનુકૂળતા મળતી નથી 'ઈશ્વરપ્રણિધાન" નો અર્થ ભગવદ્ભક્તિ છે પરમાત્માની સ્તુતિ, પૂજન, નામસ્મરણ અને તેના ગુણમહિમાનું કીર્તન એ તેની ભક્તિ છે

યોગનુ ત્રીજુ અંગ "આસન" છે છાતી, ખભા અને માથુ એ ત્રણ સીધી લીટીમા રહે અને શરીરને સુખપૂર્વક કુદરતી સ્થિતિમા રખાય એટલુ જ આસનના સંબંધમા પૂરતું છે ચોથુ

અંગ "પ્રાણાયામ" છે "પ્રાણ" એટલે શરીરમાં રહેલી જીવનશક્તિ અને "આયામ" એટલે સંયમ પ્રાણાયામના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ પ્રકાર છે અને તે પ્રત્યેક પ્રકારના ત્રણ ત્રણ અંગ છે એ અંગોનાં નામ પૂરક કુંભક અને રેચક છે જે પ્રાણાયામમાં ૧૨ સેકન્ડ સુધી વાયુનો પૂરક કરવામાં આવે તે અધમ પ્રાણાયામ કહેવાય છે ૨૪ સેકન્ડ સુધીનો મધ્યમ અને ૩૬ સેકન્ડ સુધીનો પૂરક પ્રાણાયામ ઉત્તમ ગણાય છે જે પ્રાણાયામમાં મુખ્ય ચિહ્નરૂપે પ્રથમ પ્રસ્વેદ વળી પછી કંપન થાય અને છેવટે આસન અંતરીક્ષમાં અધ્ધર થાય તેને સર્વોત્તમ પ્રાણાયામ ગણ્યો છે વેદનો એક પવિત્ર મંત્ર ગાયત્રી છે એ મંત્રનો અર્થ એવો છે કે, "જેણે અખિલ બ્રહ્માંડની રચના કરી છે, તે પરમાત્માના રમણીય તેજનું અમે ધ્યાન કરીએ છીએ તે અમારી બુદ્ધિને જ્ઞાનનો પ્રકાશ અર્પો!" એ મંત્રના આરંભમાં અને અંતમાં પ્રણવનો ઉચ્ચાર કરવામાં આવે છે એક પ્રાણાયામમાં ત્રણ ગાયત્રી મંત્રનો માનસિક જપ કરવાનું કહ્યું છે યોગ સંબંધી દરેક ગ્રંથમાં પ્રાણાયામના ત્રણ અંગ બતાવ્યાં છે જેમકે રેચક એટલે શ્વાસને બહાર કાઢવો, પૂરક એટલે ફેફસામાં વાયુનું શોષણ કરવું અને કુંભક એટલે વાયુને રોકી રાખવો વિષયનો અનુભવ કરાવવાવાળી બહિર્મુખ ઇંદ્રિયોને કાબૂમાં લાવવી અને અંતર્મુખતા સાધવામાં યોજવી, એ "પ્રત્યાહાર" નો અર્થ છે

હૃદયકમળ અથવા મસ્તિષ્કના મધ્યબિંદુમાં—તાળવામાં મનને સ્થિર કરવું એને "ધારણા" કહે છે મનને એકજ સ્થાનમાં સ્થિર કરીને તે સ્થાનને આધારરૂપ ગણવાથી એક પ્રકારનો ચિત્તવૃત્તિનો જે પ્રવાહ ઉત્પન્ન થાય છે, તે પ્રવાહને બીજા વૃત્તિપ્રવાહ ઉત્પન્ન થઇને દબાવી ન દે, તેવો પ્રયત્ન કરતાં કરતાં તે પ્રવાહ એવો બળવાન બની જાય છે કે, બાકીના બધા પ્રવાહ નિર્બળ થતા

ચાલી આખરે અદૃશ્ય થઈ જાય છે આવી રીતે ધીમે ધીમે બહિર્વૃત્તિનો નાશ થઈ જઈ માત્ર એકજ વૃત્તિ કાયમ રહે, એ સ્થિતિને "ધ્યાન" કિંવા "એકાગ્રતા" કહે છે

જ્યારે કોઈ પણ પ્રકારના અવલંબનની જરૂર ન રહે અને બધુ મન એક અખંડ તરંગરૂપ બની જાય, ત્યારે મનની એવી એકરૂપતાને "સમાધિ" કહે છે તે વખતે શરીરના કોઈ પણ સ્થાનનો અથવા ચક્રનો આધાર લઈને ધ્યાનનો પ્રવાહ ન ચાલે, પણ કેવળ ધ્યેય વસ્તુનો ભાવજ અવશિષ્ટ રહેવા પામે છે મનને અમુક સ્થાનમા બાર સેકન્ડ સુધી ધારણ કરવામા આવે તેને "ધારણા" કહે છે એવી બાર ધારણા મળીને એક ધ્યાન થાય છે અને બાર ધ્યાનની એક સમાધિ ગણાય છે

જે સ્થાનમા અગ્નિ હોય, પાણીનો ભેજ હોય, સૂકા પાનના ઢગલા થયા હોય, જંગલી જાનવરો વસતા હોય, ચાર રસ્તા ભેગા થતા હોય, ઊધઈના રાફડા જામ્યા હોય, ભય હોય, કોલાહલ હોય, દુષ્ટ માણસો વસતા હોય, એવુ સ્થાન યોગસાધનને માટે અયોગ્ય છે જ્યારે શરીરમા અત્યંત આળસ હોય, શરીર સ્વસ્થ ન હોય, મન ચિંતાતુર કે વ્યગ્ર હોય, તે વખતે યોગનુ સાધન કરવુ નહિ જ્યા તમારા અભ્યાસમા વિઘ્ન આવે એમ ન હોય, એવુ એકાંત સ્થાન શોધીને ત્યા યોગાભ્યાસ કરવો અપવિત્ર સ્થાનમા સાધન કરવુ નહિ સ્વચ્છ અને થોડી ઘણી પણ સુંદરતાવાળુ સ્થાન શોધી કાઢજો અથવા તમારા પોતાનાજ ઘરનો એકાદ સુંદર ઓરડો પસંદ કરજો સાધન કરવા બેસતા પહેલા પ્રાચીન યોગીઓને, તમારા ગુરુદેવને તથા પરમેશ્વરને વંદન કરજો

ત્યાર પછી ધ્યાન કરવાની કેટલીક પદ્ધતિઓનુ વર્ણન આ પત્રામા આપ્યુ છે બરાબર સીધા બેસીને નાકના અગ્રભાગ પર દૃષ્ટિ સ્થિર કરવી આવી રીતે નેત્રોની સાથે સંબંધ રાખતા જ્ઞાન

દુઃખમાં સમાન વૃત્તિવાળો છે, જે ક્ષમાવાન છે, જે હમેશાં સંતુષ્ટ રહે છે, જે હમેશાં યોગારૂઢ રહે છે, જેણે ઇંદ્રિયોને વશ કરી છે, જે દૃઢ નિશ્ચયવાળો છે, જેણે પોતાનાં મન અને બુદ્ધિ મને (ઈશ્વરને) અર્પણ કર્યાં છે, તે મારો પ્રિય ભક્ત છે. જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; જેણે હર્ષ, દુઃખ, ભય અને ઉદ્વેગનો ત્યાગ કર્યો છે તે મારો પ્રિય ભક્ત છે. જે કશાની સ્પૃહા રાખતો નથી, જે પવિત્ર છે, કુશળ છે, જે વૈરાગ્યવાન છે, જેના ક્લેશનો નાશ થઇ ગયો છે, જેણે કર્મના પ્રારંભનો પરિત્યાગ કર્યો છે, તે મારો પ્રિય ભક્ત છે. મિત્ર તેમજ શત્રુ પ્રત્યે સમાનવૃત્તિવાળો, માન અને અપમાન બેઉ જેને સરખાં છે, જેને મન શીત, ઉષ્ણ, સુખ, દુઃખ સૌ સમાન છે, જે પૂરેપૂરો નિઃસંગ બની ગયો છે, જેને નિંદા અને સ્તુતિ તુલ્ય છે, જે શાંત છે અને જે કાંઇ મળી આવે તેથી સંતુષ્ટ છે, જે ઘર વિનાનો છે, જેની બુદ્ધિ સ્થિર છે અને જે મારા તરફ અનન્ય ભક્તિવાળો છે, તે મને ઘણો પ્રિય છે અને તે યોગી થઇ શકે છે." (શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય ૧૨, શ્લોક ૧૩–૧૯)

નારદ કરીને એક ઉચ્ચ કોટિના દેવર્ષિ થઇ ગયા છે. જેમ મનુષ્યસમાજમાં ઋષિઓ અને મોટા મોટા યોગી પુરુષો હોય છે, તેમ દેવસમાજમાં પણ યોગીઓ હોય છે. એક દિવસ તે એક અરણ્યમાં થઇને જતા હતા, ત્યાં ઇશ્વરના ધ્યાનમાં લીન થઇ ગયેલો એક તપસ્વી તેમની નજરે પડ્યો. તેના શરીર ઉપર ચારે બાજુએ ઊધઈના રાફડા જામી ગયા હતા; કારણકે એકના એક આસને તે લાંબા કાળથી બેસી રહ્યો હતો. તેણે નારદને પૂછ્યું: "મહારાજ! આપ ક્યાં જાઓ છો?" નારદે કહ્યું: "હું વૈકુંઠમાં જાઉં છું." પેલા પુરુષે કહ્યું: "ત્યારે તો કૃપા કરીને ભગવાનને પૂછી જોજો કે મારા ઉપર તે ક્યારે કૃપા કરશે? મને

ક્યારે મુક્તિ મળશે ?" નારદ ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક બીજો તપસ્વી તેમની નજરે પડ્યો તે તો ગાતો હતો, નાચતો હતો અને કૂદતો હતો તેણે પૂછ્યું "ઓ નારદ ! તમે ક્યાં જાઓ છો ?" તેની બોલવાચાલવાની રીત અને મુખાકૃતિ ભક્તિના ઉન્મત્ત ભાવોથી પ્રફુલ્લ હતી નારદે વૈકુંઠ તરફ જવાનો ઉત્તર આપ્યો એટલે તેણે કહ્યું "મને મુક્તિ ક્યારે મળશે એટલું જરા પૂછતા આવજો" નારદ ત્યાંથી ચાલતા થયા, ત્યાર પછી એક વાર ફરીથી નારદ તેજ રસ્તે થઈને જતા હતા ત્યારે ઊધઈના રાફડાથી ઢંકાયેલો પેલો માણસ પૂછવા લાગ્યો કે, "ઓ નારદ ! તમે મારે વિષે ભગવાનને પૂછી જોયું હતું ?" નારદે કહ્યું "હા" "ત્યારે તેમણે શું કહ્યું છે ?" "ઈશ્વરે કહ્યું છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે" તે તો રડવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો "અરરર ! ઊધઈના રાફડા બાઝી ગયા ત્યાંસુધી મેં ધ્યાન કર્યું તોપણ હજી મારે ચાર જન્મ બાકી !" ત્યાંથી નારદ બીજા તપસ્વી પાસે ગયા તેણે પણ નારદને એજ સવાલ પૂછ્યો નારદે કહ્યું કે "સામે આમલીનું ઝાડ તે જોયું ? તેના ઉપર જેટલાં પાદડાં છે એટલા જન્મ તારે ધારણ કરવા પડશે પછી તારી મુક્તિ થશે" આ સાંભળતાંજ પેલો માણસ તો અતિશય આનંદ પામી નાચવા લાગ્યો અને બોલ્યો "હાશ ! આટલા ટૂંક વખતમાં મને મુક્તિ મળી જવાની !" તરતજ આકાશવાણી થઈ "વત્સ ! તું આ પળથીજ મુક્ત બની ગયો છે" ધીરજનાં આવાં ફળ મળે છે. જરાપણ નાહિંમત થયા વગર લાખો કરોડો જન્મમરણના ફેરા માંથી પસાર થવા તે તૈયાર હતો, પણ પહેલા માણસને ચાર જન્મ પણ વધારે પડી ગયા કલ્પના કલ્પ સુધી ખંત રાખીને સાધન કરવાનું જેનામાં ધૈર્ય છે તેજ પરમપદને પામે છે

તંતુઓનો સંયમ કરવાથી ચિત્તની એકાગ્રતા કરવામાં સહાયતા મળે છે, ઇચ્છાશક્તિ સબળ થાય છે અને માનસિક પ્રતિક્રિયાનો નિગ્રહ કરવાનું કામ પણ સહેલું થઇ જાય છે. એ બધાં પરિણામ શાથી આવે છે તે આગળ જતાં સમજાઇ જશે. ધ્યાન કરવા-યોગ્ય સ્વરૂપોના નમૂના આપતાં કહ્યું છે કે, તમારા મસ્તકના ઉપલા ભાગમાં થોડા આંગળ ઊંચે એક કમળની કલ્પના કરો. ધર્મ-શુદ્ધ આચરણ એ તેનો મધ્ય ભાગ છે અને જ્ઞાન એ તેની દાંડી છે એમ ધારો. યોગની અષ્ટ સિદ્ધિઓને તેની આઠ પાંખડીઓની જગ્યાએ કલ્પો; અને એ પાંખડીઓના મધ્ય ભાગમાં કેસર અને બીજકોષને ઠેકાણે વૈરાગ્યની ભાવના કરો. એમ કરવાનું તાત્પર્ય એ છે કે, યોગી આ સિદ્ધિઓ તરફ નહિ ખેંચાતાં વૈરાગ્યપૂર્વક તેનો ત્યાગ કરીને, જ્ઞાનરૂપી દાંડીના છેડા તરફ આગળ વધે તોજ તે પરમાત્મસાક્ષાત્કાર અથવા મોક્ષનો અધિકારી થાય છે એટલાજ માટે સિદ્ધિઓને પાંદડીઓની જગ્યાએ કલ્પેલી છે ે. અંદરના બીજકોષ તથા કેસરમાં પરમ વૈરાગ્યની કલ્પના ી છે. હવે એ કમળની અંદર જ્ઞાનરૂપી દાંડીના છેડા ઉપર ના જેવી કાંતિવાળા, સર્વશક્તિમાન, અતકર્ય, જેનું નામ છે, જેની આસપાસ અવર્ણનીય તેજના અંબાર વરસી એવા પરમેશ્વરની કલ્પના કરજો અને તેવા સ્વરૂપનું ધ્યાન બીજો પણ ધ્યાનનો પ્રકાર બતાવું છું. તમારા હૃદયની પોલાણ છે, તેની અંદર દીવાની જ્યોત પ્રકાશી રહી ા કરો. એ જ્યોતિમાં તમારા આત્માની ભાવના ની અંદરના વચલા ભાગમાં વિશેષ તેજસ્વી ે અને તે તમારા આત્માનો આત્મા-પર- ે આ સ્વરૂપનું તમારા હૃદયમાં ધ્યાન સા-અને તે એટલે સુધી કે તમારા કટામાં

કેટો શત્રુ તરફ પણ ક્ષમાભાવ, સત્ય, ઈશ્વરમાં શ્રદ્ધા એ બધા ગુણ જુદી જુદી વૃત્તિઓને ઠેકાણે છે એ બધા ગુણ તમે પૂરેપૂરા પ્રાપ્ત ન કરી શકો તો તેથી નાહિમત થતા નહિ તમારી પાસે અત્યારે જે કાઈ છે તેનાથી પ્રયત્ન ચાલુ રાખો, બાકીનું સર્વ એની મેળે આવી મળશે જેણે તમામ જાતની આસક્તિ, ભય અને દ્વેષનો પરિત્યાગ કર્યો છે, જેણે ભગવાનનું શરણ લીધુ છે, જેનું હૃદય નિર્મળ બની ગયુ છે, તેની તમામ મનોકામનાઓ ઈશ્વર પૂર્ણ કર્યા વગર રહેતોજ નથી માટે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યસહિત ઈશ્વરની ઉપાસના કરવી શ્રીમદ્ ભગવદ્ગીતામા કહ્યુ છે કે –

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥१४॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ १६॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१८॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नर. ॥१९॥

ભાવાર્થ કે, ‘ જે કોઈના પ્રતિ દ્વેષ કરતો નથી, જે સર્વની સાથે મૈત્રી રાખે છે, જે સૌના પ્રત્યે દયાવાન છે, જેનો અહંકાર ઓગળી ગયો છે અને જે મમતા વિનાનો છે, જે સુખમા તેમજ

ક્યારે મુક્તિ મળશે ?" નારદ ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક બીજો તપસ્વી તેમની નજરે પડ્યો તે તો ગાતો હતો, નાચતો હતો અને કૂદતો હતો તેણે પૂછ્યું "ઓ નારદ ! તમે ક્યાં જાઓ છો ?" તેની બોલવાચાલવાની રીત અને મુખાકૃતિ ભક્તિના ઉન્મત્ત ભાવોથી પ્રફુલ્લ હતી. નારદે વૈકુંઠ તરફ જવાનો ઉત્તર આપ્યો એટલે તેણે કહ્યું "મને મુક્તિ ક્યારે મળશે એટલું જરા પૂછતા આવજો" નારદ ત્યાંથી ચાલતા થયા, ત્યાર પછી એક વાર ફરીથી નારદ તેજ રસ્તે થઈને જતા હતા ત્યારે ઊધઈના રાફડાથી ઢંકાયેલો પેલો માણસ પૂછવા લાગ્યો કે, "ઓ નારદ ! તમે મારે વિષે ભગવાનને પૂછી જોયું હતું ?" નારદે કહ્યું "હા" "ત્યારે તેમણે શું કહ્યું છે ?" "ઈશ્વરે કહ્યું છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે" તે તો રડવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો "અરરર ! ઊધઈના રાફડા બાઝી ગયા ત્યાંસુધી મેં ધ્યાન કર્યું તોપણ હજી મારે ચાર જન્મ બાકી !" ત્યાંથી નારદ બીજા તપસ્વી પાસે ગયા તેણે પણ નારદને એજ સવાલ પૂછ્યો નારદે કહ્યું કે "સામે આમલીનું ઝાડ તે જોયું ? તેના ઉપર જેટલાં પાંદડાં છે એટલા જન્મ તારે ધારણ કરવા પડશે પછી તારી મુક્તિ થશે" આ સાંભળતાંજ પેલો માણસ તો અતિશય આનંદ પામી નાચવા લાગ્યો અને બોલ્યો "હાશ ! આટલા ટૂંક વખતમાં મને મુક્તિ મળી જવાની !" તરતજ આકાશવાણી થઈ "વત્સ ! તું આ પળથીજ મુક્ત બની ગયો છે" ધીરજનાં આવાં ફળ મળે છે. જરાપણ નાહિંમત થયા વગર લાખો કરોડો જન્મમરણના ફેરામાંથી પસાર થવા તે તૈયાર હતો, પણ પહેલા માણસને ચાર જન્મ પણ વધારે પડી ગયા કલ્પના કલ્પ સુધી ખંત રાખીને સાધન કરવાનું જેનામાં ધૈર્ય છે તેજ પરમપદને પામે છે.

ક્યારે મુક્તિ મળશે ?" નારદ ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક બીજો તપસ્વી તેમની નજરે પડ્યો. તે તો ગાતો હતો, નાચતો હતો અને કૂદતો હતો. તેણે પૂછ્યું: "ઓ નારદ! તમે ક્યાં જાઓ છો ?" તેની બોલવાચાલવાની રીત અને મુખાકૃતિ ભક્તિના ઉન્મત્ત ભાવોથી પ્રફુલ્લ હતી. નારદે વૈકુંઠ તરફ જવાનો ઉત્તર આપ્યો એટલે તેણે કહ્યું: "મને મુક્તિ ક્યારે મળશે એટલું જરા પૂછતા આવજો." નારદ ત્યાંથી ચાલતા થયા, ત્યાર પછી એક વાર ફરીથી નારદ તેજ રસ્તે થઈને જતા હતા ત્યારે ઊધઈના રાફડાથી ઢંકાયેલો પેલો માણસ પૂછવા લાગ્યો કે, "ઓ નારદ! તમે મારે વિષે ભગવાનને પૂછી જોયું હતું ?" નારદે કહ્યું: "હા." "ત્યારે તેમણે શું કહ્યું છે ?" "ઈશ્વરે કહ્યું છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે." તે તો રડવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો. "અરરર! ઊધઈના રાફડા બાઝી ગયા ત્યાંસુધી મેં ધ્યાન કર્યું તોપણ હજી મારે ચાર જન્મ બાકી!" ત્યાંથી નારદ બીજા તપસ્વી પાસે ગયા. તેણે પણ નારદને એજ સવાલ પૂછ્યો. નારદે કહ્યું કે "સામે આંબલીનું ઝાડ તેં જોયું ? તેના ઉપર જેટલાં પાંદડાં છે એટલા જન્મ તારે ધારણ કરવા પડશે. પછી તારી મુક્તિ થશે." આ સાંભળતાંજ પેલો માણસ તો અતિશય આનંદ પામી નાચવા લાગ્યો અને બોલ્યો: "હાશ! આટલા ટૂંક વખતમાં મને મુક્તિ મળી જવાની!" તરતજ આકાશવાણી થઈ. "વત્સ! તું આ પળથીજ મુક્ત બની ગયો છે." ધીરજનાં આવાં ફળ મળે છે. જરાપણ નાહિંમત થયા વગર લાખો કરોડો જન્મમરણના ફેરામાંથી પસાર થવા તે તૈયાર હતો, પણ પહેલા માણસને ચાર જન્મ પણ વધારે પડી ગયા. કલ્પના કલ્પ સુધી ખંત રાખીને સાધન કરવાનું જેનામાં ધૈર્ય છે તેજ પરમપદને પામે છે.

ક્યારે મુક્તિ મળશે ?" નારદ ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક બીજો તપસ્વી તેમની નજરે પડ્યો. તે તો ગાતો હતો, નાચતો હતો અને કૂદતો હતો. તેણે પૂછ્યું: "ઓ નારદ! તમે ક્યાં જાઓ છો ?" તેની બોલવાચાલવાની રીત અને મુખાકૃતિ ભક્તિના ઉન્મત્ત ભાવોથી પ્રફુલ્લ હતી. નારદે વૈકુંઠ તરફ જવાનો ઉત્તર આપ્યો એટલે તેણે કહ્યું: "મને મુક્તિ ક્યારે મળશે એટલું જરા પૂછતા આવજો." નારદ ત્યાંથી ચાલતા થયા, ત્યાર પછી એક વાર ફરીથી નારદ તેજ રસ્તે થઈને જતા હતા ત્યારે ઊધઈના રાફડાથી ઢંકાયેલો પેલો માણસ પૂછવા લાગ્યો કે, "ઓ નારદ ! તમે મારે વિષે ભગવાનને પૂછી જોયું હતું ?" નારદે કહ્યું: "હા." "ત્યારે તેમણે શું કહ્યું છે?" "ઈશ્વરે કહ્યું છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે." તે તો રડવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો "અરરર ! ઊધઈના રાફડા બાઝી ગયા ત્યાંસુધી મેં ધ્યાન કર્યું તોપણ હજી મારે ચાર જન્મ બાકી !" ત્યાંથી નારદ બીજા તપસ્વી પાસે ગયા. તેણે પણ નારદને એજ સવાલ પૂછ્યો. નારદે કહ્યું કે "સામે આંબલીનું ઝાડ તેં જોયું ? તેના ઉપર જેટલાં પાંદડાં છે એટલા જન્મ તારે ધારણ કરવા પડશે. પછી તારી મુક્તિ થશે " આ સાંભળતાંજ પેલો માણસ તો અતિશય આનંદ પામી નાચવા લાગ્યો અને બોલ્યો: "હાશ ! આટલા ટૂંક વખતમાં મને મુક્તિ મળી જવાની !" તરતજ આકાશવાણી થઈ. "વત્સ ! તું આ પળથીજ મુક્ત બની ગયો છે." ધીરજનાં આવાં ફળ મળે છે. જરાપણ નાહિંમત થયા વગર લાખો કરોડો જન્મમરણના ફેરામાંથી પસાર થવા તે તૈયાર હતો, પણ પહેલા માણસને ચાર જન્મ પણ વધારે પડી ગયા. કલ્પના કલ્પ સુધી ખંત રાખીને સાધન કરવાનું જેનામાં ધૈર્ય છે તેજ પરમપદને પામે છે.

દુઃખમાં સમાન વૃત્તિવાળો છે, જે ક્ષમાવાન છે, જે હમેશાં સંતુષ્ટ રહે છે, જે હમેશાં યોગારૂઢ રહે છે, જેણે ઇંદ્રિયોને વશ કરી છે, જે દૃઢ નિશ્ચયવાળો છે, જેણે પોતાનાં મન અને બુદ્ધિ મને (ઇશ્વરને) અર્પણ કર્યાં છે, તે મારો પ્રિય ભક્ત છે. જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; જેણે હર્ષ, દુઃખ, ભય અને ઉદ્વેગનો ત્યાગ કર્યો છે તે મારો પ્રિય ભક્ત છે. જે કશાની સ્પૃહા રાખતો નથી, જે પવિત્ર છે, કુશળ છે, જે વૈરાગ્યવાન છે, જેના ક્લેશનો નાશ થઇ ગયો છે, જેણે કર્મના પ્રારંભનો પરિત્યાગ કર્યો છે, તે મારો પ્રિય ભક્ત છે. મિત્ર તેમજ શત્રુ પ્રત્યે સમાનવૃત્તિવાળો, માન અને અપમાન બેઉ જેને સરખાં છે, જેને મન શીત, ઉષ્ણ, સુખ, દુઃખ સૌ સમાન છે, જે પૂરેપૂરો નિઃસંગ બની ગયો છે, જેને નિંદા અને સ્તુતિ તુલ્ય છે, જે શાંત છે અને જે કાંઇ મળી આવે તેથી સંતુષ્ટ છે, જે ઘર વિનાનો છે, જેની બુદ્ધિ સ્થિર છે અને જે મારા તરફ અનન્ય ભક્તિવાળો છે, તે મને ઘણો પ્રિય છે અને તે યોગી થઇ શકે છે." (શ્રીમદ્ ભગવદ્‌ગીતા અધ્યાય ૧૨, શ્લોક ૧૩-૧૯)

નારદ કરીને એક ઉચ્ચ કોટિના દેવર્ષિ થઇ ગયા છે. જેમ મનુષ્યસમાજમાં ઋષિઓ અને મોટા મોટા યોગી પુરુષો હોય છે, તેમ દેવસમાજમાં પણ યોગીઓ હોય છે. એક દિવસ તે એક અરણ્યમાં થઇને જતા હતા, ત્યાં ઇશ્વરના ધ્યાનમાં લીન થઇ ગયેલો એક તપસ્વી તેમની નજરે પડ્યો. તેના શરીર ઉપર ચારે બાજુએ ઊધઈના રાફડા જામી ગયા હતા; કારણકે એકના એક આસને તે લાંબા કાળથી બેસી રહ્યો હતો. તેણે નારદને પૂછ્યું: " મહારાજ! આપ ક્યાં જાઓ છો?" નારદે કહ્યું: "હું વૈકુંઠમાં જાઉં છું." પેલા પુરુષે કહ્યું: " ત્યારે તો કૃપા કરીને ભગવાનને પૂછી જોજો કે મારા ઉપર તે ક્યારે કૃપા કરશે? મને

ક્યારે મુક્તિ મળશે ?" નારદ ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક બીજો તપસ્વી તેમની નજરે પડ્યો. તે તો ગાતો હતો, નાચતો હતો અને કૂદતો હતો. તેણે પૂછ્યું: "ઓ નારદ! તમે ક્યાં જાઓ છો ?" તેની બોલવાચાલવાની રીત અને મુખાકૃતિ ભક્તિના ઉન્મત્ત ભાવોથી પ્રફુલ્લ હતી. નારદે વૈકુંઠ તરફ જવાનો ઉત્તર આપ્યો એટલે તેણે કહ્યું: "મને મુક્તિ ક્યારે મળશે એટલું જરા પૂછતા આવજો." નારદ ત્યાંથી ચાલતા થયા, ત્યાર પછી એક વાર ફરીથી નારદ તેજ રસ્તે થઈને જતા હતા ત્યારે ઊધઈના રાફડાથી ઢંકાયેલો પેલો માણસ પૂછવા લાગ્યો કે, "ઓ નારદ ! તમે મારે વિષે ભગવાનને પૂછી જોયું હતું ?" નારદે કહ્યું: "હા." "ત્યારે તેમણે શું કહ્યું છે?" "ઈશ્વરે કહ્યું છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે." તે તો રડવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો. "અરરર ! ઊધઈના રાફડા બાઝી ગયા ત્યાંસુધી મેં ધ્યાન કર્યું તોપણ હજી મારે ચાર જન્મ બાકી !" ત્યાંથી નારદ બીજા તપસ્વી પાસે ગયા. તેણે પણ નારદને એજ સવાલ પૂછ્યો. નારદે કહ્યું કે "સામે આંબલીનું ઝાડ તેં જોયું ? તેના ઉપર જેટલાં પાંદડાં છે એટલા જન્મ તારે ધારણ કરવા પડશે. પછી તારી મુક્તિ થશે." આ સાંભળતાંજ પેલો માણસ તો અતિશય આનંદ પામી નાચવા લાગ્યો અને બોલ્યોઃ "હાશ! આટલા ટૂંક વખતમાં મને મુક્તિ મળી જવાની !" તરતજ આકાશવાણી થઈ. "વત્સ ! તું આ પળથીજ મુક્ત બની ગયો છે." ધીરજનાં આવાં ફળ મળે છે. જરાપણ નાહિંમત થયા વગર લાખો કરોડો જન્મમરણના ફેરામાંથી પસાર થવા તે તૈયાર હતો, પણ પહેલા માણસને ચાર જન્મ પણ વધારે પડી ગયા. કલ્પના કલ્પ સુધી ખંત રાખીને સાધન કરવાનું જેનામાં ધૈર્ય છે તેજ પરમપદને પામે છે.

# पातंजल योगसूत्र

## उपक्रमणिका

યોગસૂત્રનો વિષય હાથમાં લેતા પહેલાં યોગવિદ્યામાં સમાયેલો ધર્મ કયા સિદ્ધાત ઉપર રચાયલો છે, તેનું આપણે અવલોકન કરી લઇએ જગતના ઉચ્ચ કોટિના મહાપુરુષો એકમતે જાહેર કરે છે અને ભૌતિકશાસ્ત્ર પણ એ સિદ્ધાંતને પ્રયોગ સહિત સિદ્ધ કરી બતાવ્યો છે કે, એક નિર્વિશેષ, સર્વાતીત સત્તા, જે આ દ્વૈત જગતની પાછળ રહેલી છે, તેમાથીજ આપણે પ્રત્યેક તથા આ સમગ્ર જગત ઉત્પન્ન થયુ છે અને એ સત્તામાં પાછું સમાઈ જવા માટે એ દિશા તરફ વહ્યું જાય છે. જો આ સિદ્ધાંતને આપણે માન્ય રાખીએ તો પછી સ્વાભાવિક રીતેજ એક પ્રશ્ન ઊભો થાય છે કે, એક મૂળ અવ્યક્ત અને નિર્વિશેષ અવસ્થા તથા બીજી વ્યક્ત અને દ્વૈત અવસ્થા એ બેમાથી કયી શ્રેષ્ઠ છે? વ્યક્ત અવસ્થા એજ મનુષ્યની સર્વોત્તમ સ્થિતિ છે, એવુ માનનારા ઘણા માણસો છે કેટલાએક મોટા વિચારકોનો એવો અભિપ્રાય છે કે, આપણે—મનુષ્યો જે એક અખંડ અવ્યક્ત સત્તાના વિકાસરૂપ છીએ, તે આપણી વ્યક્ત અવસ્થા અવ્યક્તની અવસ્થા કરતાં શ્રેષ્ઠ છે, કારણકે નિરપેક્ષ શાશ્વત બ્રહ્મમા ગુણ તો છેજ નહિ. તેઓ એમ માને છે કે, પૂર્ણબ્રહ્મ કેવળ શૂન્ય, અચેતન અને જડ હોવો જોઇએ અને આ વ્યક્ત અવસ્થામાજ સુખનો ઉપભોગ

થઇ શકે છે, માટે આપણે આ સ્થિતિમાંજ સદા રહેવું જોઈએ.

હવે એ જીવન-સમસ્યાનો બીજી કોઈ રીતે ઉકેલ થઇ શકે છે કે કેમ તે આપણે તપાસીએ. એક પ્રાચીન સિદ્ધાંત એવો છે કે મૃત્યુ પછી મનુષ્ય જેવો ને તેવોજ રહે છે. માત્ર તેનાં અશુભ કર્મો ત્યાં ધોવાઈ જાય છે અને જે કાંઈ શુભ કર્મો તેણે સંચિત કર્યાં હોય છે, તે તેની સાથે અનંતકાળ પર્યંત રહે છે. તર્ક-શાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે આ દલીલને રજૂ કરીએ તો એમ કહી શકાય કે, આ જગત કરતાં જરાક વધારે સારૂં જગત અથવા સ્વર્ગ, એજ મનુષ્યનુ અંતિમ લક્ષ્ય છે. આ સિદ્ધાંતને જોતાંજ કહી શકાય કે, તે અસંભવિત અને ક્ષુલ્લક છે; કારણકે એ સિદ્ધાંત જગતને-સ્વર્ગને જેવું માની લે છે તેવું તે છેજ નહિ. અશુભ અને શુભ એ બેઉ એવાં વણાઈ ગયેલાં છે કે, શુભ વિના અશુભ રહી શકતું નથી અને અશુભ વિના શુભ રહી શકતું નથી. એવી દુનિયા કે જેમાં બધું શુભજ હોય અને લેશ માત્ર પણ અશુભ ન હોય, એ હિંદના નૈયાયિકોની ભાષામાં કહીએ તો આકાશ-કુસુમ જેવી વાત છે એ સિવાય એક બીજો સિદ્ધાંત વર્તમાન સમયમાં કેટલાક સંપ્રદાયોદ્વારા રજૂ કરવામાં આવ્યો છે. એનો સારાંશ એ છે કે, મનુષ્ય ક્રમે ક્રમે ઉન્નતિને માર્ગે ચાલ્યો જાય છે, પણ તે કોઈ કાળે અંતિમ લક્ષ્યને પ્રાપ્ત કરી શકતો નથી. આ સિદ્ધાંત દેખીતી રીતે ઘણો સુંદર અને સંગીન લાગે છે; તોપણ તેને તપાસી જોતાં તેની અસંભવિતતા ઉઘાડી પડી જાય છે; કારણકે કોઈ પણ ગતિ સીધી લીટીમાં થઇજ શકે નહિ એવો અચળ વિશ્વનિયમ છે. ગતિ હમેશા વર્તુલાકારજ હોય છે. જો તમે એક પથ્થરને ગતિ આપીને સીધો આકાશમાં ફેંકી દેશો અને તેને માર્ગમાં કશી નડતર ન આવે, તેમજ તે પાછો આવે ત્યાંસુધી તમે જીવતા રહો, તો તે પથ્થર આખું વિશ્વ ઘૂમી

વળીને પાછો તમારીજ આગળ આવીને ઊભો રહેશે. કોઇ પણ સીધી લીટીને તમે અનંત માર્ગે લંબાવ્યાજ કરો, તો તે વર્તુળાકાર બની જશે. આ નિયમ પ્રમાણે વિચારી જોતાં મનુષ્યની ગતિ અનંત ઉન્નતિની દિશા તરફ હોય અને તેનો અંતજ ન હોય એ માન્યતા ટકી શકતી નથી. વિષયાંતર તો થાય છે, પણ કહેવાની જરૂર છે કે, આપણે કદી કોઇના તરફ તિરસ્કાર કરવો નહિ પણ સૌના તરફ પ્રેમ કરવો, એ નીતિશાસ્ત્રનો સિદ્ધાંત ભૌતિક વિજ્ઞાનના નિયમ પ્રમાણે પણ ખરો ઠરે છે; કારણકે વિદ્યુતના સંબંધમાં આધુનિક વૈજ્ઞાનિકોનો અભિપ્રાય એવો છે કે, વીજળીની શકિત, શકિત પેદા કરનાર યંત્રમાંથી બહાર નીકળીને ગોળ ચક્કર ફરીને તેના તે યંત્રમાં પાછી દાખલ થાય છે, તેજ પ્રમાણે જગતની તમામ શકિતઓનુ સમજવું. શકિત જ્યાંથી નીકળે છે ત્યાં ને ત્યાંજ ફરી ફરીને પાછી આવે છે. તેથી કરીને કોઇનો ધિક્કાર કરવો નહિ; કારણકે ધિક્કારની લાગણીનાં મોજાં તમારા હૃદયમાંથી નીકળીને, ગમે ત્યારે પણ એક વાર તમારાજ હૃદયની સાથે આવીને અથડાશે. જો તમે પ્રેમની લાગણી દર્શાવશો તો તેનાં મોજાં પણ તમારા તરફ ફરીને પાછાં આવશે. આ એક અત્યંત ખાતરીભરેલી બીના છે કે મનુષ્યના હૃદયમાંથી નીકળેલી ધિક્કારની નાની નાની વૃત્તિઓ પણ તેમના પૂરજોસથી ધિક્કારને ઉત્પન્ન કરનારના હૃદયની સાથે પાછી અથડાયા વગર રહેતીજ નથી. દુનિયામાં કોઈ શક્તિ તેને તેમ કરતાં અટકાવી શકે તેમ નથી. હવે આપણે પાછા મૂળ વિષય તરફ ફરીએ. અનંત ઉન્નતિનો જે સિદ્ધાંત આપણે જોયો, તે બીજાં કેટલાંક પ્રત્યક્ષ અનુભવ ઉપર સ્થપાયેલાં પ્રમાણોની કસોટીએ ચડાવતાં ખોટો ઠરે છે; કારણકે પ્રત્યેક પાર્થિવ વસ્તુ અંતે નાશ પામવાનાજ સ્વભાવવાળી હોય છે અને તેમ હોવાથી આપણે જે અનેક

પ્રકારની પ્રવૃત્તિઓ કરી રહ્યા છીએ તેનું પરિણામ શું? આપણા હૃદયમાં વાસ કરનારી આશા, ભય, સુખ વગેરેની લાગણીઓ આખરે આપણને કયાં લઇ જશે? શરીરનો અને તેની સાથે સંબંધ ધરાવતા સર્વ પદાર્થોનો વિયોગ, એ પણ આપણે માટે નક્કી થયેલી બાબત છે. ત્યારે પછી પેલી અનંત ઉન્નતિ કેવી રીતે થવાની? પરંતુ વસ્તુસ્થિતિ એથી જુદીજ છે. જેનો અંત–છેડોજ ન હોય એવી કોઇ ગતિજ નથી. ગમે તેવી લાંબી ગતિ પણ જ્યાંથી તે ઉત્પન્ન થાય છે, ત્યાંથી અમુક છેટે જઇને ગોળ બનતી ચાલે છે અને છેવટે પાછી તે પોતાના ઉત્પત્તિસ્થાન તરફ પાછી વળે છે. જે નિહારમયx નક્ષત્રસમૂહમાંથી સૂર્ય, ચંદ્ર ઇત્યાદિ ગ્રહો ઉત્પન્ન થયા છે, તેઓ કાળક્રમે રૂપાંતર પામીને ફરીથી પાછા અસલના નક્ષત્રસમૂહમાં આવી જવાના. જે ચીજ જ્યાંથી એક વાર નીકળે છે ત્યાંજ પાછી ફરે છે. આ નિયમ વિશ્વવ્યાપી છે. વૃક્ષને પૃથ્વીમાંથી પોષક તત્ત્વો મળે છે, પણ આખરે ઝાડ સડી જઇને એ તત્ત્વો પાછાં પૃથ્વીમાંજ સમાઈ જાય છે. જગતમાં જે જે આકૃતિવાળા પદાર્થો છે, તે સર્વનાં શરીર આસપાસનાં પરમાણુઓમાંથી ઘડાયાં છે અને આખરે એ પરમાણુઓમાંજ તેઓ ભળી જાય છે.

એકનો એક નિયમ જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં પરિણામ નિપજાવે એ માની શકાય નહિ. નિયમ તો બધે ઠેકાણે એક-

---

x ખગોળવિદ્યાનો એવો અભિપ્રાય છે કે આકાશમા અંધારી રાત્રે આકાશગંગા અથવા દેવનદી નામે ઓળખાતો જે પહોળો ભાગ દેખાય છે તેવા, કરોડો યોજન લાંબાપહોળા ધુમ્મસ જેવા નક્ષત્ર-સમૂહ, જેને નેબ્યુલા કહે છે, તેમાથીજ સૂર્ય અને તેની આસપાસ ઘૂમતી ગ્રહમાળાની ઉત્પત્તિ થઈ છે. એવા અનેક નક્ષત્રસમૂહ આકાશમા દેખાય છે.

—અનુવાદક

સરખી રીતેજ લાગુ પડતો હોવો જોઇએ. આના કરતાં વધારે ચોક્કસ વાત બીજી કોઇ હોઇ શકેજ નહિ. જો ઉપર કહ્યો તેવોજ વિશ્વનિયમ હોય તો તે જેમ બાહ્યજગતમાં લાગુ પડે છે, તેવીજ રીતે આંતરજગતમાં પણ લાગુ પડવો જોઇએ. આ પ્રમાણે હકીકત છે, એટલે મન પણ આખર તેના ઉત્પત્તિસ્થાનમાજ લય પામવું જોઇએ. આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ આપણને આપણા મૂળ તરફ ગયા વિના છૂટકોજ નથી, અને તે મૂળ એટલે ઇશ્વર અથવા નિર્વિશેષ, અનંત પરબ્રહ્મ. આપણે એ ઇશ્વરમાંથી પ્રકટ થયા છીએ અને અંતે એ ઇશ્વરમાંજ જઇ મળવાના છીએ. એ ઇશ્વરને તમે મરજીમાં આવે તે નામથી ઓળખાવો–તેને ઇશ્વર કહો, બ્રહ્મ કહો, કે સૃષ્ટિશક્તિ કહો, પણ વસ્તુ એકની એકજ. 'यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, यं प्रयन्त्यभिसंविशन्ति, અર્થાત્ જેમાંથી આ ભૂતમાત્રની–અખિલ વિશ્વની ઉત્પત્તિ થઇ છે અને જેમાંથી સમગ્ર ભૂત પ્રાણી જીવન મેળવે છે, તેઓ અંતે તેમાંજ મળી જવાનાં છે.

કુદરત પોતાની નિયમાવલિ બદલતી નથી. તેની યોજના ફેરવાતી નથી. એક સ્થળે જે પરિણામ થયું તેજ પરિણામ બીજી કરોડો દુનિયામાં પણ થવાનું. જે નિયમ આપણે વૃક્ષોની બાબતમાં જોયો તેજ નિયમ મનુષ્ય, ગ્રહો, તારાઓ, સૌને લાગુ પડે છે. સમુદ્રના મોટા મોટા તરંગ અનેક ક્ષુદ્ર તરંગોના સમૂહરૂપ છે; તેમ આ સમગ્ર જગત પણ કરોડો જીવોના સમૂહરૂપ છે. એ કરોડો જીવોના મૃત્યુનો સરવાળો એટલેજ જગતનું મૃત્યુ.

હવે અત્રે સવાલ એ ઉપસ્થિત થાય છે કે, ભગવાનની સાથે પુનર્મિલન કરવું એ સ્થિતિ આપણી વર્તમાન માનવદશા કરતાં ઉચ્ચ છે કે નીચા પ્રકારની છે? યોગી પુરુષો આ પ્રશ્નનો જવાબ અત્યંત દૃઢતાસહિત આપે છે કે, અલબત્ત, એજ સ્થિતિ ઊંચી

છે, એમાં કાંઇ સંદેહ નથી. તેઓ તો એમજ કહે છે કે, મનુષ્યની વર્તમાન સ્થિતિ એ તો તેની કનિષ્ઠજ અવસ્થાજ છે. "મનુષ્યની જે સ્થિતિ હતી તે કરતાં અત્યારે તેની સ્થિતિ વધારે ઉન્નત છે," એવી માન્યતાવાળો જગતમાં એક પણ ધર્મ નથી. સર્વ ધર્મનું આ તો એક સામાન્ય તત્ત્વ છે કે, મનુષ્ય પ્રથમ પૂર્ણ નિર્દોષ હતો અને ત્યાર પછીજ ધીમે ધીમે તેની અધોગતિ થવા લાગી છે; એમ કરતાં કરતાં જ્યારે તેનો એટલો અધઃપાત થશે કે પછી વધારે અધઃપાતનો અવકાશજ નહિ રહે, ત્યારે ત્યાંથી મનુષ્ય ઊંચે ચડવા લાગશે અને આખા વર્તુળનો ફેરાવો પૂરો કરીને પાછો તેની અસલ સ્થિતિએ આવી પહોંચશે. ગતિમાત્ર ગોળાકારમાંજ હોય છે અને મનુષ્યને પણ ગોળ રેખામાંજ ભ્રમણ કરવું પડે છે. મનુષ્યનો ગમે તેટલો અધઃપાત થાય, તોપણ આખરે તો તેને ઉર્ધ્વગતિ તરફ પાછા ફરવુંજ પડશે; અને છેવટે પોતાના આદિ કારણ ભગવાનમાંજ મળી જવું પડશે. મનુષ્ય પ્રથમ ઇશ્વરમાંથી પ્રકટ થાય છે; વચલી સ્થિતિમાં તે મનુષ્ય રહે છે અને છેવટે પાછો તે ઇશ્વરનેજ જઇ મળે છે. દ્વૈતવાદની પદ્ધતિ પ્રમાણે આ સિદ્ધાંતને ઉપર પ્રમાણે ઘટાવી શકાય છે; અદ્વૈતવાદ પ્રમાણે આપણે એમ કહી શકીએ કે, મનુષ્ય ઇશ્વરજ છે અને પાછો ઇશ્વરમાં લય પામે છે.

કેટલાકો કહે છે તેમ જો આપણી વર્તમાન સ્થિતિજ ઊંચામાં ઊંચી હોય, તો જગતમાં જે આટઆટલાં દુઃખ, કલેશ અને ભયંકર બનાવો બનતા જોઇએ છીએ તેનું કારણ શું? અને એ સ્થિતિનો જે અંત આવે છે તે અંત પણ શા માટે આવવો જોઇએ? જો આ સ્થિતિ ઊંચામાં ઊંચીજ હોય તો તે કાયમજ શા માટે નહિ રહેવી જોઇએ? તેનો અંત શા માટે આવે છે? ખરૂં જોતાં જે સ્થિતિ વિકૃતજ છે, અધોગતિરૂપજ છે, તે સર્વશ્રેષ્ઠ અવસ્થા

હોઇજ શકે નહિ વર્તમાન સ્થિતિમાં પ્રત્યેક જણને પોતાના સુખમાં કાઇક અધૂરૂં હોય તેમ જે અતૃપ્તિ લાગે છે, તેનું કારણ શું ? જગતમાં જ્યાં ત્યાં રાક્ષસીવૃત્તિઓનો આવિર્ભાવ જોઇએ છીએ તેનુ શુ ? આ સ્થિતિનો બચાવ એટલાજ પૂરતો થઈ શકે કે આપણે ઉચ્ચ સ્થિતિએ પહોચવા માટે આ અવસ્થામાંથી માત્ર પસારજ થઇએ છીએ, આપણે નવજીવન પ્રાપ્ત કરવાને માટેજ આ માર્ગે પ્રયાણ કરીએ છીએ તમે જમીનમાં બીજ વાવશો તો તે સડી જશે અને તેના તમામ પરમાણુ છૂટાં પડી તેનો નાશ થઈ જશે પણ એ બીજના નાશમાથીજ વૃક્ષની ઉત્પત્તિ થાય છે વૃક્ષને પેદા કરવા માટે બીજનો ધર્મ તો સડીને નાશ પામવાનોજ છે આ દૃષ્ટાંત ઉપરથી સમજાશે કે, ઈશ્વરત્વ પામવા માટે પ્રાણીનો લય તો થવોજ જોઇએ. આ પ્રકારે મનુષ્યાવસ્થામાથી આપણે જેટલી ત્વરાથી પસાર થઇને ઊચે ચડતા જઇશું તેટલુ આપણું વિશેષ કલ્યાણ છે પણ ત્યારે શુ આપણે આત્મહત્યા કરીને આ સ્થિતિ ઓળગી જવી ? એમ તો બની શકેજ નહિ. એમ કરવાથી તો ઊલટુ અનિષ્ટ થાય. શરીરને નાહકક્લેશ આપ્યાથી અથવા સંસારને વૃથા ગાળો દીધાથી કાંઈ સંસાર તરી જવાતો નથી. આપણે આ નિરાશા નામના કાદવથી ભરેલા ખાડામાથી પસાર થવાનુ છે જેમ જલદી પસાર થઈ જઇશુ તેમ ફાયદો છે. તેની સાથે આપણે હમેશાં સ્મરણમાં રાખવુ જોઇએ કે, આપણી વર્તમાન સ્થિતિ એ સર્વોત્તમ સ્થિતિ પણ નથીજ.

જેને અતિ ઉચ્ચ સ્થિતિ અથવા મનોતીત, દ્વંદ્વાતીત, નિર્વિશેષ પરબ્રહ્મ કહેવામાં આવે છે, તેજ વસ્તુ સમજવી વધારે કઠિન છે ઘણાકોને એ સ્થિતિ કેવળ જડ પાષાણ જેવી ભાસે છે એવો વિચાર ધરાવનારા લોકો એમજ સમજતા હોય છે કે, જગતમાં

માત્ર એજ પ્રકારની સ્થિતિઓ અસ્તિત્વ ધરાવે છે. એક પથ્થર જેવા જડ પદાર્થો અને બીજા વિચારશકિત ધરાવનારા જીવો. પણ તેમને આપણે પૂછીશું કે, તમે અસ્તિત્વ ધરાવનાર પદાર્થોના એજ ભાગ પાડીને કેમ બેસી રહો છો ? એમ કરવા માટે તમારી પાસે કાંઇ પ્રમાણ છે ખરૂં ? વિચારશકિત કરતાં વધારે ઉચ્ચ અવસ્થા શું હોઇ શકેજ નહિ ? પ્રકાશનાં આંદોલન જ્યારે ઘણાંજ મંદ હોય છે, ત્યારે તે આપણી નજરે પડતાં નથી અને અંધકારજ લાગે છે. જ્યારે એ મૃદુ આંદોલનો તેજસ્વી થાય છે ત્યારેજ તે આપણી આંખે જોઇ શકાય છે; પરંતુ એજ કિરણ જ્યારે અતિશય ઉગ્રતા ધારણ કરે છે, ત્યારે પાછાં આપણે તેમને જોઇ શકતા નથી અને આપણુને બધુંએ અંધકારવત્ થઈ જાય છે. હવે એ પહેલા પ્રકારનો અંધકાર અને બીજા પ્રકારનો અંધકાર એ બેઉ શું સર્વ રીતે એકજ છે ? એમની વચ્ચે કાંઇજ ફેર નથી ? તેમની વચ્ચે તો આસમાન જમીન જેટલો તફાવત છે. એજ પ્રમાણે પથ્થરની વિચારશૂન્યતા અને ઇશ્વરની વિચારશૂન્યતા —એ બે સ્થિતિ શું સરખી છે ? નહિજ. ઇશ્વર વિચાર પણ કરતો નથી અને તર્ક પણ કરતો નથી. તેને તેમ કરવાની જરૂરજ શી ? તેને કોઈ પણ વાત અજાણી છે કે જેથી વિચાર કે તર્ક કરવો પડે ? પથ્થર વિચાર કરી શકતોજ નથી અને ઇશ્વરને વિચાર કરવોજ પડતો નથી, એજ બેઉ વચ્ચેનો ભેદ છે. ઉપર કહ્યા તેવા વિચારકો એમ સમજે છે કે, વિચારના પ્રદેશની પેલીપાર જવામાં મોટો ભય રહેલો છે; અને તેથીજ તેઓ વિચારને છોડીને આગળ જવાની પેરવી પણ નથી કરતા.

બુદ્ધિની સીમાની પેલી બાજુ વિચારભૂમિકાના કરતાં પણ વધારે ઉચ્ચ ભૂમિકાઓ આવે છે ધાર્મિક પ્રવૃત્તિની શરૂઆત પ[illegible] બહ[illegible]તાં [illegible]થી ઊંચેની ભૂમિકામાં [illegible]ય છે [illegible] વિ

ચાર, તર્ક—એ પ્રદેશોને છોડીને તમે આગળ વધો ત્યારેજ ઈશ્વર તરફની પહેલી મજલે પહોંચ્યા એમ કહેવાય અને ખરેખરા જીવનનો એજ આરંભ છે. આપણે અત્યારે જેને જીવન, જીવન કહ્યા કરીએ છીએ, તે તો ખરેખરા જીવનની ગર્ભાવસ્થાજ છે.

અહીં એક પ્રશ્ન પૂછવામાં આવે છે કે, બુદ્ધિ અને તર્કની પેલી પારની ભૂમિકા સર્વોત્તમ છે એની સાબિતી શું? પ્રથમ તો જગતના સર્વથી શ્રેષ્ઠ પુરુષો—કેવળ મોઢેથી સારી સારી વાતો કરનારા નહિ, પણ જેમણે પોતાની શક્તિના પ્રભાવથી જગતને હલાવી નાખ્યું છે, જેમના હૃદયોમાં સ્વાર્થનો છાંટો પણ ન હતો—તેઓ કહે છે કે, આપણી વર્તમાન સ્થિતિ એ તો માત્ર અનંત માર્ગનું પગથિયુંજ છે; અને એ અનંત તો અહીંથી બહુજ દૂર છે બીજી વાત એ છે કે,તેઓ આ પ્રમાણે કહે છે એટલુંજ નહિ, પણ જે માર્ગનું અનુસરણ કરીને, જે પ્રકારનું સાધન કરીને તે પોતે અનંત તરફ પહોંચી શકયા છે, તે માર્ગ અને તે સાધન-પ્રણાલી પણ તેઓ સર્વને શીખવે છે અને તેમાં જે ગૂંચો આવે તેનો ઉકેલ બતાવી આપે છે કે, જેથી જેની પણ ઇચ્છા હોય તે એ માર્ગનું અનુસરણ કરીને પરમપદની પ્રાપ્તિ કરે. ત્રીજી વાત એ છે કે જીવન—સમસ્યાની હમણાં જે મીમાંસા કહી, તે સિવાય બીજી મીમાંસા થઈ શકે એમજ નથી. જો આપણે એમજ માનીએ કે બુદ્ધિના પ્રદેશ કરતાં વધારે ઊંચી ભૂમિકા છેજ નહિ. તો પ્રશ્ન એ ઊભો થાય છે કે, આપણે શા માટે આખો વખત આ ગોળ ચક્કરમાજ ફર્યા કરવું? વળી જગતમાં જે જે પદાર્થો આપણે જોઈએ છીએ તેનું અથઇતિ વિવરણ બુદ્ધિવડે થઈ શકશે ખરૂં? જો બુદ્ધિના પ્રદેશની પેલી પાર જવા આપણે અસમર્થજ હોઇએ, બુદ્ધિ જેટલું જ્ઞાન પૂરૂં પાડે તે કરતાં વધારે જ્ઞાન મેળવવાનો આપણને અધિકારજ ન હોય, તો પછી પંચેંદ્રિયોવડે જેટલું

જ્ઞાન મેળવી શકાય તેટલાથીજ આપણે અટકવાનું રહ્યું. પંચેંદ્રિયના કાર્યપ્રદેશમાંજ આપણા જ્ઞાનની સીમા આવી ગઈ. આવા પ્રકારના અભિપ્રાયને " અજ્ઞેયવાદ " અથવા " શૂન્યવાદ " કહે છે. પણ ઇંદ્રિયો જે હકીકત રજૂ કરે તેના ઉપર વિશ્વાસ રાખીને તેનેજ સાચી માનવાનું કાંઈ પ્રમાણ છે ? ઇંદ્રિયો સાચુંજ જણાવે છે એની શી ખાતરી ? હું તો તેનેજ ખરેખરો અજ્ઞેયવાદી કહું કે, જે રસ્તા વચ્ચે ઊભો રહે અને ડગલું પણ હલ્યા વગર ત્યાંનો ત્યાંજ મરી જાય. જો બુદ્ધિનેજ પ્રમાણ માનીએ તો તો શૂન્યવાદમાંથી બચવાનો કશો ઉપાય નથી. " પૈસા અને કીર્તિ એ સિવાયની બીજી બાબતોમાં હું માનતો નથી, હું તો અજ્ઞેયવાદી છું, " એમ જો કોઈ કહે તો તે ઢોંગી છે. જર્મન તત્ત્વવેત્તા કાન્ટ એમ સિદ્ધ કરવા મથ્યો છે કે, આપણે બુદ્ધિરૂપી દુર્ભેદ્ય દીવાલને ભેદીને આગળ જઇ શકતાજ નથી; પણ અહીં આગળથીજ ભારતવર્ષનું તત્ત્વદર્શન નવો માર્ગ ઉઘાડી આપે છે. ભારતવર્ષમાં જે જે દર્શનો રચાયાં છે, તેમનું સર્વનું લક્ષ્ય બુદ્ધિથી ઊંચેના પ્રદેશ તરફજ છે. યોગી પુરુષો સાહસ કરીને એ પ્રદેશમાં પ્રવેશ કરી આવ્યા છે અને ત્યાં તેમને એક એવું અમૂલ્ય તત્ત્વ હાથ લાગ્યું છે, કે જેના વડે આ જગતની વર્તમાન સ્થિતિનો અને તેના કારણનો યુક્તિપૂર્વક ખુલાસો આપી શકાય છે सा विद्या या विमुक्तये–અર્થાત્ જે વિદ્યા આપણને આ ત્રિગુણાત્મક જગતથી મુક્ત કરે છે–તેની પેલીપાર લઇ જાય છે, તેજ ખરેખરી અને મહત્ત્વની વિદ્યા છે. " त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसि ।–(प्रश्नोपनिषद) " અર્થાત્ હે વિદ્યા ! તુંજ અમારો પિતા છે; કેમકે અમને અવિદ્યાની પેલી પાર લઇ જશે. ધર્મનું વૈજ્ઞાનિક સ્વરૂપ તે એનું નામ. એ વિનાના બીજા વિચારસમૂહ ધર્મવિજ્ઞાનના નામને યોગ્ય નથી.

# અધ્યાય ૧ લો–સમાધિપાદ

अथ योगानुशासनम् ॥१॥

**સૂત્રાર્થઃ**-હવે યોગવિદ્યાવિષે વ્યાખ્યાનનો આરંભ થાય છે.

योगश्चित्तवृत्तिनिरोधः ॥२॥

**સૂત્રાર્થઃ**—ચિત્તને નાના પ્રકારની વૃત્તિ અર્થાત્ સ્વરૂપો ધારણ કરતું અટકાવવું એને યોગ કહે છે.

**વિવેચનઃ**—આ ઠેકાણે વિસ્તારથી વિવરણ કરવાની જરૂર છે. કેટલીક નવી બાબતો પણ સમજાવવાની છે. પ્રથમ તો 'ચિત્ત' એટલે શું અને 'વૃત્તિ' એટલે શું તે સમજી લેવું જોઇએ. આપણને નેત્રો છે; પણ ખરી રીતે જોવાનું કામ નેત્રો કરતા નથી. મગજમાં રહેલા દૃષ્ટિગોલક અથવા દર્શનેંદ્રિયનો જો નાશ કરવામાં આવે તો આપણી આંખો સાજીસમી હોય, આંખની કીકી જેવી ને તેવી હોય અને તેના ઉપર પદાર્થની આકૃતિ બરાબર પડતી હોય, તોપણ આપણને કાંઇ સૂઝશે નહિ. તાત્પર્ય એ છે કે, નેત્રો તો માત્ર દર્શનવ્યાપારનું ગૌણ યંત્ર છે. એ કાંઇ દર્શનેંદ્રિય નથી. ખરેખરી દર્શનેંદ્રિય તો મગજની અંદરનું જ્ઞાનતંતુઓનું એક કેંદ્રજ છે. આ ઉપરથી સમજાશે કે, નેત્રો કાંઇ જોવાનું કામ કરતાં નથી. કેટલાક લોકો ઉઘાડી આંખે પણ ઊંઘતા જોવામાં આવે છે. તેઓ કાંઇ જોઇ શકતા નથી. પ્રકાશ

છે; સામેના પદાર્થની આકૃતિ પણ આંખની કીકીમાં પડે છે; પણ પદાર્થનું ભાન થવા માટે એક ત્રીજી વસ્તુની પણ જરૂર પડે છે, તે એ કે દર્શનેંદ્રિયની સાથે મનનો પણ સંયોગ થવો જોઇએ. નેત્ર ફક્ત બહારનું યંત્ર છે. એ ઉપરાંત મગજમાં રહેલું જ્ઞાનતંતુઓનું કેંદ્ર અને મનની પણ આવશ્યકતા પડે છે. કેટલીક વાર એમ બને છે કે, પાસેના રસ્તા પર થઇને ગાડી ચાલી જાય પણ તેનો અવાજ તમે ન સાંભળી શકો. એનું કારણ શું? કારણ એજ કે શ્રવણેન્દ્રિય એટલે શબ્દનું ભાન કરાવનારા મગજના જ્ઞાનતંતુઓના કેંદ્રમા તમારૂં મન હતું નહિ; માટે બહારનુ યંત્ર, ઇદ્રિય અને એ બેઉમા જોડાયેલું મન, એ ત્રણે વસ્તુઓ જરૂરની છે. બહારના અનુભવજનિત સંસ્કારને મન વધારે અંદર લઈ જવાને નિશ્ચયાત્મિકા બુદ્ધિને અર્પણ કરે છે. બુદ્ધિમાં તેનો આઘાત પહોંચે એટલે તેમાંથી પ્રતિક્રિયા શરૂ થાય છે. એ પ્રતિક્રિયા થતાંની સાથે અહંભાવ જાગ્રત થાય છે; અને એ ક્રિયા તથા પ્રતિક્રિયાનો સરવાળો, પુરુષ–જેને જીવાત્મા કહીએ છીએ તેની આગળ રજૂ થાય છે.અને એ દ્વારા તેને વસ્તુનું ભાન થાય છે. ઇંદ્રિયોસહિત મન, નિશ્ચયાત્મિકા બુદ્ધિ અને અહંકાર એ સર્વના સરવાળાને અંતઃકરણ કહે છે. મનની અંદર ચાલતી અનેક પ્રકારની ક્રિયાઓને ચિત્ત કહેવામાં આવે છે અને ચિત્તની અંદર ઉત્પન્ન થતાં વિચારનાં મોજાંને વૃત્તિ કહે છે. ત્યારે કોઇ પૂછશે કે વિચાર એટલે શું? વિચાર એ પણ આકર્ષક (ખેંચનારી) અને વિકર્ષક (પાછું ધકેલનારી) શકિતના જેવી એક પ્રકારની શકિત છે. કુદરતી શકિતઓના અક્ષય ભંડારમાંથી ચિત્ત નામનું યંત્ર કેટલીક શકિતઓને ગ્રહણ કરે છે, તેનું શોષણ કરે છે અને પછી વિચારરૂપે તેને પ્રકટ કરે છે આપણે જે અન્ન ખાઇએ છીએ તેમાંથી આ શકિતને પોષણ મળે છે અને શરીરને નાના પ્રકારની

ગતિ ઇત્યાદિ કરવાનું બળ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સમજાશે કે મન જડ છે. આમ છતાં તે આપણને ચેતન જેવું લાગે છે તેનું કારણ એ છે કે, ચૈતન્યમય આત્માનો તેને આધાર છે. એ આત્માજ માત્ર ચૈતન્યમય છે. બાકી મન તો તમને બહારની દુનિયાનો અનુભવ પહોંચાડનારૂં યંત્રજ છે આ પુસ્તકનું ઉદાહરણ લો. તેનુ ખરેખરૂં સ્વરૂપ કેવું છે તે આપણે જાણતા નથી અને જાણી શકીએ પણ નહિ. બહારની આવી અજ્ઞાત વસ્તુઓ માત્ર આપણા મનને એક પ્રકારનું સૂચનજ કરી શકે છે; મનને ઉત્તેજિત કરવાનુ તે સાધન માત્ર છે, અને એ સૂચનાની સામે મન પ્રતિક્રિયા કરે છે. જેમ પાણીમાં પથ્થર નાખીએ છીએ ત્યારે પાણી મોજાંનુ સ્વરૂપ લઇને પથ્થરની સામે પ્રતિક્રિયા કરે છે, તેવી રીતે મનના ઉપર કોઇ પદાર્થનો આઘાત થવાથી મન પ્રતિક્રિયા કરે છે અને મનની આ પ્રતિક્રિયા જે રૂપ ધારણ કરે છે, તે રૂપમાં આપણે તે પદાર્થ જોઇ શકીએ છીએ. આ જગતમાં પુસ્તક, હાથી, મનુષ્ય વગેરે જે કાંઇ પદાર્થો આપણને દેખાય છે, તે ખરા પદાર્થો નહિ પણ પદાર્થોના આઘાતની પ્રતિક્રિયાઓ અથવા પ્રતિમાઓજ છે. જોન સ્ટુઅર્ટ મિલ નામનો અંગ્રેજ નૈયાયિક કહે છે કે, "પદાર્થ એટલે લાગણી અને આભાસને ઉત્પન્ન કરનાર કાયમની સંભવિતતા." પદાર્થનું ખરૂં સ્વરૂપ આપણે જોઇ શકતા નથી, પણ આપણા મનમાં પ્રતિક્રિયા ઉત્પન્ન કરાવનાર ઉત્તેજક કારણ બહાર છે, એટલુંજ આપણે જાણી શકીએ છીએ કાલુ માછલીનુ ઉદાહરણ લઇએ. મોતી કેમ બધાય છે તે તમે જાણો છો? એક ક્ષુદ્ર જંતુ તેની છીપમાં પ્રવેશ કરીને તેના શરીરમાં ખંજવાળ ઉત્પન્ન કરે છે એથી કરીને માછલીના શરીરમાંથી એક પ્રકારનો ચળકતો ચીકણો રસ ઝરીને તે જંતુની આસપાસ લપેટાય છે અને તેથીજ મોતીનો આકાર બધાય છે. એજ પ્રમાણે

આપણા જોવામાં આવતું આ સમસ્ત બ્રહ્માંડ પણ આપણે પોતે આસપાસ પાથરેલી આપણીજ વૃત્તિઓની સમષ્ટિ છે—આપણી પોતાનીજ કૃતિ છે. એમાં વાસ્તવિક જગત તો માત્ર પેલા જંતુ પૂરતુંજ છે. સામાન્ય માણસોના ધ્યાનમાં આ વાત ઊતરવી મુશ્કેલ છે; કારણકે જ્યારે જ્યારે તેઓ સમજવાનો પ્રયત્ન કરે છે, ત્યારે ત્યારે તેઓ પોતાની આસપાસ વૃત્તિરૂપી રસ પાછો પાથરે છે એટલે તેઓ મૂળ વસ્તુ તો જોઈ શકતાજ નથી. હવે "વૃત્તિ" શબ્દનો અર્થ તમારા સમજવામાં આવી ગયો હશે. જે ખરેખરો મનુષ્ય અથવા પુરુષ તે તો મનની પાછળ ઊભો રહીને કાર્ય કરે છે. પુરુષનું ચૈતન્ય મનદ્વારા બહાર નીકળી આવે છે, મનની પાછળ ઊભો રહીને પુરુષ કાર્ય કરે છે, ત્યારેજ મનમાં ચૈતન્ય આવે છે અને પુરુષ જ્યારે તેનો બિલકુલ ત્યાગ કરે છે ત્યારે તેનો નાશ થઇ જાય છે; તેનું અસ્તિત્વ પણ રહેતું નથી. આ ઉપરથી તમે ચિત્તનું સ્વરૂપ સમજી ગયા હશો. અંતઃકરણરૂપ જે મૂળ પદાર્થનું મન બનેલું છે, તેજ પદાર્થના એક સ્વરૂપને ચિત્ત કહે છે અને વૃત્તિઓ તેના તરંગને સ્થાને છે. જ્યારે એ શાંત ચિત્ત ઉપર કોઇ બાહ્ય કારણ અસર કરે છે, ત્યારે વૃત્તિઓનુ રૂપ ધારણ કરે છે અને જેને આપણે જગત કહીએ છીએ તે આ વૃત્તિઓનોજ સમૂહ છે.

તળાવનું તળિયું આપણે જોઇ શકતા નથી; કારણકે એની ઉપરની સપાટી ઉપર નાનાં નાનાં મોજાં ઉત્પન્ન થયાજ કરે છે. જ્યારે એ તમામ મોજાં શાંત બની જઇને પાણી સ્થિર થવા પામે ત્યારેજ તળાવના તળિયાની કાંઇક ઝાંખી આપણને થઇ શકે છે. જો પાણી ડહોળું હોય છે અથવા તે હાલ્યા કરતું અને ઊછળ્યા કરતું હોય છે, તો તેનું તળિયું જોવાની આશા વ્યર્થ છે. પાણી નિર્મળ હોય અને તેમાં નાનુંસરખું મોજું પણ પેદા ન થતું હોય તોજ

આપણે તેના તળિયા સુધી નજર નાખી શકીએ. હવે આ તળાવના તળિયાને ઠેકાણે આપણું પોતાનું મૂળ ખરૂં સ્વરૂપ સમજી લો. તળાવ તે આપણું ચિત્ત છે અને ચિત્તમાં ઉત્પન્ન થતી વૃત્તિઓને મોજાંને ઠેકાણે સમજો. વળી એક બીજી ધ્યાનમાં લેવા જેવી બાબત એ છે કે, મનની ત્રણ પ્રકારની સ્થિતિ હોય છે. પહેલી અંધકારમય સ્થિતિ, જેને આપણે 'તમસ' કહીએ છીએ. પશુ તથા પશુના જેવાં મૂર્ખ મનુષ્યોના મનની સ્થિતિ એવીજ હોય છે. તેમનું કાર્ય બીજાનું અનિષ્ટ કરવા જેવુંજ હોય છે. એવી સ્થિતિમાં જેમનું મન હોય છે, તેઓ કોઇ પણ સારો વિચાર કરી શકતા નથી. મનની બીજી અવસ્થાને 'રાજસ' અથવા ક્રિયાશીલ અવસ્થા કહે છે. એ સ્થિતિમાં માત્ર સત્તા અને ઉપભોગ બેનાજ વિચાર મનમાં આવી શકે છે, હું બળવાન થાઉં, ધનવાન થાઉં અને બીજાના ઉપર મારી સત્તા ચલાવું, આવાજ પ્રકારના વિચાર એ સ્થિતિમાં આવે છે ત્યાર પછી જ્યારે ચિત્તરૂપી સરોવરમાં મોજાં ઊછળતાં બંધ થઇ જાય છે અને સમસ્ત જલરાશિ શાંત બની રહે છે, ત્યારે જળ પણ નિર્મળ બની જાય છે. એવી સ્થિતિને 'સાત્વિક' અથવા શાંત અવસ્થા કહે છે. આ અવસ્થામાં તરંગ ઉત્પન્ન થતા નથી, તે ઉપરથી કોઇએ એવી ભ્રાંતિમાં ન પડવું કે એ જડ અવસ્થા છે. તે જડ નથી; એટલુંજ નહિ પણ અત્યંત ક્રિયાશીલ અવસ્થા છે; કેમકે એ અવસ્થામાંજ શક્તિનો ઊંચામાં ઊંચો વિકાસ રહેલો છે. વૃત્તિઓને છૂટી રાખી ગમે તેમ ભમવા દેવી, એવા પ્રકારના ક્રિયાશીલ થવું એ તો બહુ સહેલું છે. લગામ છોડી દીધી એટલે ઘોડો આપોઆપજ તમને ઘસડીને ફાવે ત્યાં દોડી જવાનો. એ કામ તો ગમે તે માણસ કરી શકે, પણ દોડતા ઘોડાને થોભાવી અનુકૂળ રસ્તે ચલવે તેજ ખરેખરો શક્તિસંપન્ન અને ક્રિયાવાન પુરુષ ગણાય છે. ઘોડાને છૂટી લગામે જવા દેવા

અને તેમને રોકી રાખવા, એ બેમાંથી કયા કામમાં વિશેષ શક્તિનો ખપ પડે છે? શાંત માણસ અને આળસુ માણસ એ બે એકસરખા નથીજ. સત્ત્વગુણ એ કાંઈ આળસ કે જડતાનું કારણ નથી. જે માણસ ચિત્તના તમામ તરંગોને સ્વાધીન કરી દે છે તેજ શાંત થયો કહેવાય. અશાંતિમય ક્રિયાશીલતામાં ઊતરતા પ્રકારનીજ શક્તિ જોવામાં આવે છે; પરંતુ શાંતભાવમાં તો ઘણાજ ઊંચા પ્રકારની શક્તિનું દર્શન થાય છે.

ચિત્ત હમેશાં પોતાની સ્વાભાવિક નિર્મળતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે; પણ ઇંદ્રિયો તેને વારંવાર બહારનીજ બાજુ તરફ ખેંચ્યા કરે છે. આ પ્રવૃત્તિને રોકવી, ચિત્તના બહાર જવાના વલણને ખાળી દેવું અને તેને પાછું વાળીને ચૈતન્યઘન પુરુષ તરફ જવાને પ્રવૃત્ત કરવું; એજ યોગનું પહેલું પગથિયું છે; કારણકે એ રીતેજ ચિત્તને તેને ખરે રસ્તે વાળી શકાય છે.

નાનાથી માંડીને મોટા સુધીના પ્રત્યેક પ્રાણીમાં ચિત્ત રહેલું હોય છે; પરંતુ તે વિચારશક્તિસહિત તો એકલા મનુષ્યશરીરમાંજ જોવામાં આવે છે. હવે એ મન જ્યાંસુધી એ વિચારશક્તિનો યથાર્થ ઉપયોગ ન કરે, ત્યાંસુધી તેને તેની હાલની દશામાંથી પાછું વાળીને મુક્ત બનાવવાનું કામ જીવાત્માથી બની શકેજ નહિ. ગાય, શ્વાન વગેરે પ્રાણીઓને મન છે, તોપણ તેમને હાલ તુરત મુક્તિ મળી શકે એમ નથી; તેનું એજ કારણ છે કે, તેઓ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં તેમનું મન વિચારનું સ્વરૂપ ધારણ કરી શકતું નથી.

આ ચિત્તની પાંચ અવસ્થાઓ છે. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ. ક્ષિપ્ત અવસ્થામાં મન રજોગુણની અધિકતાથી ચંચળ બનીને ચોતરફ દોડાદોડ કરે છે. આ સ્થિતિમાં સુખ તેમજ દુઃખના મિશ્રરૂપમાં મનની ચેષ્ટા બહાર આવે છે. મૂઢ

અવસ્થા એ તમોગુણપ્રધાન છે. એ અવસ્થામાં ક્રોધ, આળસ અને બીજાનું ભૂંડું કરવાનીજ વૃત્તિ ઉદ્ભવે છે. ચિત્ત જ્યારે બાહ્ય-સુખના સાધનરૂપ રસાદિમાં જોડાયલું હોય, ત્યારે તેને વિક્ષિપ્ત કહે છે. ક્ષિપ્ત અવસ્થા મોટે ભાગે મનુષ્યોની, વિક્ષિપ્ત અવસ્થા દેવતાઓની અને મૂઢ અવસ્થા રાક્ષસોની હોય છે. માત્ર ચિત્તની એકાગ્ર અને નિરુદ્ધ અવસ્થાઓજ સમાધિની પ્રાપ્તિ કરાવે છે.

तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥ ३ ॥

સૂત્રાર્થ:-તે વખતે એટલે નિરોધ સ્થિતિમાં દ્રષ્ટા એટલે પુરુષ પોતાના શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપમાં સ્થિત થાય છે.

વિવેચન:-જ્યારે સરોવરમાં ઉદ્ભવતા તરંગો શમી જાય છે અને તે શાંત, તરંગરહિત બની જાય છે, ત્યારે આપણે તેના તળિયા સુધી નજર પહોંચાડી શકીએ છીએ, તેવી રીતે મનનું પણ સમજવું. જ્યારે તે શાંત થાય છે, ત્યારે આપણે આપણા સત્સ્વરૂપને જોઈ શકીએ છીએ. એ અવસ્થામાં આપણે ચિત્તની સાથે જોડાવાનું-મળી જવાનું હોતું નથી, એટલે આપણે પોતાના સ્વરૂપમાંજ સ્થિત થઈ રહીએ છીએ.

वृत्तिसारूप्यमितरत्र ॥ ४ ॥

સૂત્રાર્થ:-અન્યાન્ય સમયે એટલે ચિત્તનો નિરોધ ન થયો હોય ત્યારે દ્રષ્ટા વૃત્તિની સાથે તદાકાર થઈ જાય છે.

વિવેચન:-દાખલા તરીકે, જાણે કે કોઈ આપણી નિંદા કરે છે તેથી આપણને દુઃખ થાય છે. એ એક પ્રકારનું પરિણામ-એક પ્રકારની વૃત્તિ થઇ અને તેની સાથે આપણે આપણી જાતને પણ ભેળી દીધી; તેથી આપણને દુઃખનો અનુભવ થયો.

वृत्तयः पंचतय्यः क्लिष्टा अक्लिष्टाः ॥ ५ ॥

**સૂત્રાર્થ**:-ક્લેશયુક્ત અને ક્લેશરહિત વૃત્તિઓના પાંચ પ્રકાર છે.

प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः ॥ ६ ॥

**સૂત્રાર્થ**:-પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ; અર્થાત્ સત્ય જ્ઞાન, વિપરીત જ્ઞાન, સંશય, નિદ્રા અને સ્મૃતિ એ પાંચ પ્રકારની વૃત્તિઓ છે.

प्रत्यक्षाऽनुमानागमाः प्रमाणानि ॥ ७ ॥

**સૂત્રાર્થ**:-પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એટલે જેના ઉપર વિશ્વાસ મૂકી શકાય એવા પુરુષના શબ્દ, એ ત્રણ પ્રમાણો એટલે યથાર્થ જ્ઞાનના સાધનો છે.

**વિવેચનઃ**-એક પદાર્થને વિષે આપણને એક અનુભવ મળ્યો હોય, તેજ પદાર્થ વિષેનો બીજો અનુભવ પહેલાંના કરતાં જુદો ન હોય, તો આપણે તેને સત્ય માનીએ છીએ અને પૂર્વે જે અનુભવ મળ્યો હોય તેનાથી જુદા પ્રકારની વાત સાંભળીએ તો આપણે વાંધો ઉઠાવીને તે વાત માનવાની ના પાડીએ છીએ. પ્રમાણ ત્રણ પ્રકારના હોય છે. સાક્ષાત્ અનુભવ અથવા પ્રત્યક્ષ પ્રમાણ એ એક પ્રકાર થયો. આપણાં નેત્ર અને કર્ણેન્દ્રિય ભૂલથાપ ન ખાતાં હોય એવી સ્થિતિમાં આપણે જે કાંઇ દેખીએ અથવા સાંભળીએ, તેને-પ્રત્યક્ષ પ્રમાણ કહેવામાં આવે છે. બીજા પ્રકારનું પ્રમાણ અનુમાન છે. તમે અમુક ચિહ્ન જુઓ છો. એ ચિહ્ન જે પદાર્થનું સૂચન કરે તે ઉપરથી તે પદાર્થ વિષે તમને જ્ઞાન થાય છે. આપ્તવાક્ય એ ત્રીજા પ્રકારનું પ્રમાણ છે.

યોગીઓ અથવા જેમણે સત્યનો અનુભવ કર્યો છે, તેમના અનુભવને માન્ય કરવો એનું નામ આપ્તવાક્ય. આપણે બધાએ જ્ઞાન તરફ જવા મથીએ છીએ; પરંતુ એ માર્ગે જતાં ખૂબ પરિ-

શ્રમ કરવાની અપેક્ષા રહે છે; લાંબા કાળ સુધી ઘણુંજ ઊંડું ચિંતવન કર્યા પછી જ્ઞાનનું કિરણ આપણને હાથ લાગે છે. પણ યોગી પુરુષોનું મન પવિત્ર હોવાથી તેઓ તો વિચારના પ્રદેશના કરતાં આગળ ગયેલા છે. તેઓનાં મન આગળ તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણે કાળનું જ્ઞાન પાઠ્ય પુસ્તકના આકારમાં પ્રત્યક્ષ થઈ ગયુ હોય છે. જ્ઞાન મેળવવાને માટે આપણે જે લાંબો અને કંટાળાભરેલો માર્ગ ગ્રહણ કરવો પડે છે, તેની યોગીઓને જરૂર રહેતી નથી એવા પુરુષોનું વાક્ય પ્રમાણ મનાય છે; કારણકે તેઓ પોતાની અંદર રહેલા ચૈતન્યનું દર્શન કરી શકે છે. એવા સર્વજ્ઞ મહાત્માઓનાં રચેલાં શાસ્રો પણ પ્રમાણ મનાય છે. પતંજલિ પછીના કેટલાક દર્શનકારોએ આપ્તવાક્યના સંબંધમાં ભારે ચર્ચા ઉઠાવી છે. તેઓ કહે છે કે માત્ર આપ્તવાક્યનેજ સત્ય માનવાનું કારણ શું? જો નવું જ્ઞાન પૂર્વજ્ઞાનનું વિરોધી ન હોય, તો આપણે સામાન્ય મનુષ્યોનું જ્ઞાન પણ સત્ય અને પ્રમાણભૂત માનવું જોઇએ. અતીંદ્રિય જ્ઞાનનું અસ્તિત્વ તો છેજ અને મનુષ્ય તેને પ્રાપ્ત કરી શકે છે એ વાત પણ સત્ય છે. તો પછી વર્તમાન સમયના યોગી લોકોનુ કથન, બુદ્ધિ અને પૂર્વ અનુભવનું વિરોધી ન હોય તો તેને પણ સત્ય અને પ્રમાણ માનવામાં કશી અડચણ હોવી ન જોઇએ. એક ગાંડો માણસ આપણી આગળ આવીને કહે કે, "હું ચારે દિશાએ દેવોને જોઉં છું," તો એના કથનને આપણે પ્રમાણ માની શકીએ નહિ; કારણકે <u>કોઇ પણ વાતને પ્રમાણ માનતા પહેલાં જોવું જોઇએ કે, તે સત્ય છે કે નહિ; બીજું, તે પૂર્વ અનુભવનું વિરોધી ન હોવું</u> જોઇએ અને ત્રીજું તે વ્યક્તિના <u>ચારિત્ર્ય</u>-ઉપરથી પણ તેના કથનના સત્યાસત્યની તુલના કરવી જોઇએ. મેં ઘણી વાર લોકોને કહેતાં સાંભળ્યા છે કે, આપણે માણસનું ચારિત્ર્ય જોવાની જરૂર નથી,

પણ તે કહે તે સાંભળવાનું છે. બીજી બાબતોમાં કદાચ આમ ચલાવી લેવાય. દાખલા તરીકે એક માણસ દુષ્ટ પ્રકૃતિનો હોય તોપણ તે જ્યોતિષના સંબંધમાં નવી શોધ કરી શકે, પણ ધર્મની વાત તદ્દન જુદી છે. કોઇ અપવિત્ર વ્યક્તિ ધર્મનાં સત્યોને પ્રાપ્ત કરી શકતી નથી. આટલા માટે આપણે પહેલેથીજ ખાતરી કરી લેવી જોઇએ કે, જે વ્યક્તિ પોતાને આપ્તપુરુષ કહેવડાવે છે, તે સંપૂર્ણ નિષ્કામ અને પવિત્ર છે કે નહિ? બીજું એ જોવું જોઇએ કે, એ માણસ જે કાંઇ કહે છે તે મનુષ્યજાતિના પૂર્વજ્ઞાન અને અનુભવથી વિરુદ્ધ તો નથી? કોઈ પણ નવું સત્ય પૂર્વનાં સત્યોનું ખંડન નથી કરતું, પણ તેની સાથે મેળ કરી દે છે? ત્રીજી વાત એ જોવી જોઇએ કે, એ વ્યક્તિએ વાસ્તવિક રીતે અતીન્દ્રિય અવસ્થા પ્રાપ્ત કરી છે કે નહિ. ચોથી વાત એ નક્કી કરી લેવાની કે, એ સત્યનો અનુભવ કરવાનું સૌને માટે ખુલ્લું હોવું જોઇએ. કોઇ આવીને કહે કે, મને અલૌકિક દર્શન થયું છે પણ બીજાને તેનો અધિકાર નથી, તો એવા માણસનું કથન વિશ્વાસને પાત્ર નથી. કોઇ પણ સત્યનો જાતે અનુભવ કરી લેવાની સત્તા દરેક જણને છે, છે ને છેજ. વળી જે માણસ ધન લઇને જ્ઞાન આપવાનો દાવો કરે છે, તેની પણ આપ્તમાં ગણના થઈ શકે નહિ. આપ્તપુરુષ તો પવિત્ર અને નિઃસ્વાર્થી હોવો જોઇએ. તેને લાભ કે માનની અપેક્ષા ન હોવી જોઇએ. તેણે જ્ઞાનાતીત અવસ્થા પ્રાપ્ત કરી છે તેની પણ સાબિતી મળવી જોઇએ. એ ઉપરાંત તે આપણને એવું કાંઇક જ્ઞાન આપતો હોવો જોઇએ કે જે કદી ઇંદ્રિયોદ્વારા ન મળી શકે અને તે જ્ઞાન જગતને ઉપકારક હોવું જોઇએ. એ જ્ઞાન બીજાં સત્યોનું વિરોધી નજ હોઇ શકે. જો એ જ્ઞાન કોઈ પણ વૈજ્ઞાનિક સત્યનું વિરોધી હોય, તો તેનો એકદમ અસ્વીકાર કરજો. છેલ્લી વાત એ જોઇ લેવાની કે, એ જ્ઞાન ઉપર મારો એકલાનોજ

હક્ક છે અને બીજા કોઈનો નહિ, એવો ખોટો દાવો તેનો હોવો ન જોઈએ. તે સત્ય બીજાઓ પણ અનુભવી શકે એવુ હોવુ જોઈએ

આ રીતે ત્રણ પ્રકારના પ્રમાણોમાં પહેલાનુ નામ 'પ્રત્યક્ષ,' બીજાનુ નામ 'અનુમાન' અને ત્રીજાનુ નામ 'આપ્તવાક્ય' અથવા 'શબ્દપ્રમાણ' છે એ 'આપ્ત' શબ્દનો હુ અગ્રેજીમા અનુવાદ આપી શકતો નથી એને જો હુ 'પ્રેરણા' કહુ તો તે પણ યોગ્ય નથી, કારણકે પ્રેરણા બહારથી આવે છે અને આ જ્ઞાન તો અદરથી ઉદ્ભવે છે

विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम् ॥८॥

**સૂત્રાર્થ**—વિપર્યય એટલે મિથ્યા અથવા વિપરીત જ્ઞાન જે વસ્તુ જેવી હોય તેવી ન જોવી તે

**વિવેચનઃ**—એ પણ એક પ્રકારની વૃત્તિ છે કે, જેથી કરીને એક પદાર્થમા અન્ય પદાર્થની ભ્રાતિ થાય છે જેમ મોતીની ચકચકતી છીપને જોઈને રૂપાને ભ્રમ થવો, એને વિપર્યય કહે છે

शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ॥९॥

**સૂત્રાર્થઃ**—કેવળ શબ્દથીજ એક પ્રકારનુ જે જ્ઞાન ઉત્પન્ન થાય અને તે શબ્દ જેનુ પ્રતિપાદન કરે છે, તે વસ્તુનુ અસ્તિત્વ પણ ન હોય, એવી વૃત્તિને વિકલ્પ અથવા શબ્દથી ઉત્પન્ન થયેલો ભ્રમ કહે છે.

**વિવેચનઃ**—વૃત્તિના એક બીજા પ્રકારને વિકલ્પ કહે છે દાખલા તરીકે અમુક શબ્દ સાંભળ્યા પછી તેના અર્થનો શાતિપૂર્વક વિચાર ન કરતા આપણે એકદમ એક સિદ્ધાત બાધી દઈએ, તો તે ચિત્તની દુર્બળતાનુ લક્ષણ કહેવાય આ ઉપરથી તમને સયમનો આ સિદ્ધાત સમજાઈ જશે કે, મનુષ્ય જેમ નિર્બળ, તેમ તેનુ સયમ કરવાનુ બળ અલ્પ હોય છે આ વાત

સ્મરણમાં રાખીને આ કસોટી વડે તમારી પોતાની વારંવાર પરીક્ષા લેતા રહેજો. જ્યારે આપણે ક્રોધને વશ થઇએ અથવા દુઃખી થઇએ, ત્યારે કઇ વાત સાંભળવાથી અથવા યાદ આવવાથી આપણા મનમાં એવી વૃત્તિઓનો ઉદ્‌ભવ થવા પામ્યો એ વિષે વિચાર કરવો.

अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा ॥१०॥

**સૂત્રાર્થ**:—જે વૃત્તિ જાગ્રત અને સ્વપ્નની વૃત્તિઓના અભાવના હેતુરૂપ તમસનું અવલંબન કરે છે, તેને નિદ્રા કહે છે.

**વિવેચનઃ**—નિદ્રા એ પણ એક પ્રકારની વૃત્તિ છે. આપણે ઊંઘમાંથી જાગીએ છીએ ત્યારે આપણને સ્મરણ થાય છે કે, આપણે ઊંઘી ગયા હતા. જેનો આપણને અનુભવ થયો હોય તેનીજ સ્મૃતિ હોઇ શકે જેનો અનુભવ ન હોય તેની સ્મૃતિ હોતી નથી. મનની પ્રત્યેક પ્રતિક્રિયા એ ચિત્તરૂપી સરોવરમાં ઉત્પન્ન થયેલો તરંગ છે. હવે જો ઊંઘમાં ચિત્તની અંદર વૃત્તિ ઉત્પન્ન થતી ન હોય, તો પછી આપણને ભાવાત્મક કે અભાવાત્મક, બેમાંથી એકે પ્રકારનો અનુભવ સંભવે નહિ અને તેથી કરીને આપણને નિદ્રાની કોઇ પણ પ્રકારની સ્મૃતિ રહેવી જોઇએ નહિ. હકીકતમાં આપણને ઊંઘનું સ્મરણ રહે છે એજ સાબિત કરે છે કે, નિદ્રાવસ્થામાં પણ મનની અંદર ચોક્કસ પ્રકારના તરંગ ઊઠેલા હોવાજ જોઇએ. સ્મૃતિ પણ એક પ્રકારની વૃત્તિજ છે.

अनुभूतविषयासम्प्रमोषः स्मृतिः ॥११॥

**સૂત્રાર્થઃ**—અનુભવેલા વિષયનું સંસ્કારના ઉદ્‌ભવદ્વારા માનસિક જ્ઞાન થવું, તેનું નામ સ્મૃતિ.

**વિવેચનઃ**—પ્રથમ ચાર પ્રકારની વૃત્તિઓના વિષય કહેવામાં આવ્યા. તેમાંના દરેકમાંથી સ્મૃતિ આવી શકે છે. દાખલા

તરીકે તમે એક શબ્દ સાંભળો છો. એ શબ્દ ચિત્તરૂપી સરોવરમાં પથ્થરની માફક તરંગ ઉત્પન્ન કરે છે અને એ તરંગ બીજાં અનેક નાનાં નાનાં મોજાંઓની તરંગમાળા ઉત્પન્ન કરે છે; એ તરંગમાળા તેજ સ્મૃતિ. નિદ્રામાં પણ એમજ બનતું આવે છે. નિદ્રારૂપી અમુક પ્રકારનો તરંગ ચિત્તમાં સ્મૃતિરૂપી બીજે તરંગ ઉત્પન્ન કરે છે, તેને સ્વપ્ન કહે છે. જાગ્રત અવસ્થામાં જેને સ્મૃતિ કહે છે, તેજ તરંગ નિદ્રાવસ્થામાં સ્વપ્ન કહેવાય છે.

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥१२॥

સૂત્રાર્થઃ-અભ્યાસ અને વૈરાગ્ય વડે એ વૃત્તિઓનો નિરોધ થઇ શકે છે.

વિવેચનઃ—આ વૈરાગ્યની પ્રાપ્તિને માટે મનને નિર્મળ, શુભ અને વિચારપૂર્ણ બનાવવાની જરૂર છે. અભ્યાસનું શું પ્રયોજન છે? દરેક કાર્ય એ ચિત્તરૂપી સરોવરની સપાટી ઉપર કંપનયુક્ત પ્રવાહતુલ્ય છે. એ કંપન તો શમી જાય છે, પણ તેના સંસ્કાર રહી જાય છે. જ્યારે મન ઉપર એકજ પ્રકારના અનેક સંસ્કાર પડયાજ કરે છે, ત્યારે તે બધા એકત્રિત થાય છે અને તેમાંથી ટેવ-ચારિત્ર્ય બંધાય છે. કહેવત છે કે, "ટેવ એ બીજો સ્વભાવ છે." વાસ્તવમાં એને બીજો નહિ પણ "પહેલો" સ્વભાવ કહીએ તોપણ ખોટું નથી. મનુષ્યના સમગ્ર ચારિત્ર્યનો આધાર એ ટેવના ઉપરજ રહેલો છે. આપણી અત્યારની જે પ્રકૃતિ ઘડાયેલી છે, તે પહેલાંની ટેવોનુંજ પરિણામ છે અને તેને આપણીજ ટેવોનું પરિણામ જાણવાથી મનને એક પ્રકારનું સાંત્વન મળે છે. કારણકે જ્યારે આપણે સમજી શકીએ છીએ કે, એ પ્રકૃતિ બહારથી આપણા ઉપર આવી પડી નથી પણ તેના રચનાર આપણે પોતેજ છીએ; ત્યારે તો જેવી રીતે આપણે તેને ઘડી છે, તેવીજ રીતે આપણે તેનો નાશ પણ કરવાને શક્તિમાન છીએ.

આપણા મનની અંદર વિચારોનો જે પ્રવાહ ચાલુ રહે છે, તેમાંનો વિચાર પોતાની પાછળ સંસ્કાર મૂકતો જાય છે અને એવા સંસ્કારોનેજ પરિણામે ટેવો બંધાય છે. આ પ્રમાણે આપણા તમામ પ્રકારના સંસ્કારનો સરવાળો તેજ આપણું ચારિત્ર્ય અને જે વખતે જે વૃત્તિનો પ્રવાહ પ્રબળ હોય તે વખતે મનુષ્ય તેને અનુરૂપ વલણ લે છે. જ્યારે સદ્‌ગુણનો પ્રવાહ બળવાન હોય, ત્યારે મનુષ્ય શુભાચરણ કરે છે; દુષ્ટ વૃત્તિનો પ્રવાહ બળવાન હોય, ત્યારે તે પાપાચરણ કરે છે અને આનંદનો પ્રવાહ ચાલુ થાય, ત્યારે તેના મનને સુખની પ્રાપ્તિ થાય છે. દુષ્ટ વૃત્તિઓને નિર્મૂળ કરવાનો એકજ ઉપાય એ છે કે, તેનાથી ઊલટી ટેવો પાડવા માંડવી. જો એ દુષ્ટ ટેવોએ આપણા મનમાં ઊંડાં મૂળ ઘાલેલાં હોય, તો નવેસરથી સારી ટેવો પાડવાથી તેનો નાશ થઇ શકે એમ છે. તમે હમેશાં સારાં કામ કર્યે જાઓ, શુભ વિચારો કર્યે જાઓ–માઠી ટેવોને કાઢી નાખવાનો એ એકજ ઉપાય છે. અમુક માણસ કદી પણ સુધરવાનો નથી, એવો ઉદ્‌ગાર તમે કાઢતાજ નહિ; કારણકે અત્યારે તેનો દુષ્ટ સ્વભાવ છે તે પાછલી ટેવોનું પરિણામ છે અને તેને નવી સારી ટેવો કેળવ્યાથી સુધારી શકાય એમ છે. ચારિત્ર્ય એ લાંબા વખતની ટેવોનું પરિણામ છે અને એજ પ્રમાણે નવી સારી ટેવોને અમુક વખત સુધી ધારણ કરવાથી ચારિત્ર્ય બદલાઈને સુધરી જાય છે.

तत्रा स्थितौ यत्नोऽभ्यासः ॥ १३ ॥

**સૂત્રાર્થ:**—વૃત્તિરહિત–નિરૂદ્ધ–ચિત્ત સ્વસ્વરૂપમાં પરિણામ પામે, તેનું નામ સ્થિતિ છે. એ સ્થિતિને માટે પ્રયત્ન કરવો, તેને અભ્યાસ કહે છે.

स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः ॥ १४ ॥

**સૂત્રાર્થ:**—એ અભ્યાસનું દીર્ઘકાલ સુધી અંતર પડવા દીધા વિના અને ઉત્સાહપૂર્વક સેવન કરવાથી તે દૃઢ થાય છે.

**વિવેચન:**—અભ્યાસ કાંઇ એકજ દિવસમાં સિદ્ધ થઇ જતો નથી, પણ લાંબા વખત સુધી અભ્યાસ કરતાં કરતાં થાય છે. વળી આ અભ્યાસ આંતરો પડવા દીધા વિના દરરોજ કરવો જોઇએ તથા ઉત્સાહપૂર્વક કરવો જોઈએ.

**दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ॥१५॥**

**સૂત્રાર્થ:**—જોયેલા અથવા સાંભળેલા સર્વ પ્રકારના વિષયોમા ચિત્તની તૃષ્ણારહિત ઉપેક્ષાવૃત્તિ, તેને વશીકાર નામનો વૈરાગ્ય કહે છે.

**વિવેચન:**—આપણા તમામ કાર્યોની મૂળ પ્રેરણા કરનાર બે કારણ હોય છે (૧) આપણે જે કાંઇ જોયુ હોય અથવા ભોગવ્યુ હોય તે, અને (૨) બીજાઓથી સાંભળ્યુ હોય તે આ બે કારણો આપણા ચિત્તરૂપી સરોવરમા નાના પ્રકારના તરંગો ઉત્પન્ન કરે છે. એ બેઉ કારણોની સામે યુદ્ધ કરવાનુ અને મનને વશ કરવાનું હથિયાર વૈરાગ્ય છે એ બેઉ પ્રવૃત્તિઓનો ત્યાગ કરવા આપણે તૈયાર થવું, એ આપણે માટે અત્યંત જરૂરનું છે ધારો કે, હું રસ્તા ઉપર થઇને ચાલ્યો જાઉ છું અને એક જણ આવીને મારૂં ઘડિયાળ ઝુટવી લઇ ગયો. અને તેમ થતાં તરતજ મારા ચિત્તમાં ક્રોધનો એક તરંગ ઉત્પન્ન થયો એ ક્રોધનો તરંગ ઉત્પન્ન ન થાય એવી સ્થિતિ તમારે પ્રાપ્ત કરવાની છે. જો એ તરંગને તમે ન રોકી શકો તો તમે કાંઇજ કર્યું નથી અને તમારી પાસે જરા પણ આતરબળ નથી એમજ કહેવાય જો તમે એ તરંગને શમાવી શકો તોજ તમે વૈરાગ્યની પ્રાપ્તિ કરી છે એમ મનાય સંસારમગ્ન લોકો જે નાના પ્રકારના વિષયોપભોગ કરે છે, તેઓના

વ્યવહાર અને સહવાસ આપણને એવું જ શીખવે છે કે, વિષય-ભોગ એજ ખરો લાભ છે અને જીવનનું લક્ષ્ય છે. માટે એવાં પ્રલોભનો તરફ સંપૂર્ણ ઉદાસીનતા રાખવી અને તેમના તરફ ચિત્તવૃત્તિ ઢળે નહિ તેની સંભાળ રાખવી, એને વૈરાગ્ય કહે છે. સ્વાનુભૂતિ અને પરાનુભૂતિ એ બેઉ દ્વારા આપણામાં જે અનિષ્ટ કાર્યપ્રવૃત્તિ જન્મ પામે છે, તેનો નિગ્રહ કરવો અને ચિત્તને વિષયાધીન થતું અટકાવવું એ વૈરાગ્યનો ખરો અર્થ થાય છે એ પ્રેરકશક્તિઓ ઉપર આપણો કાબૂ રહે અને આપણે તેમના કાબૂમાં ન રહીએ, એવા પ્રકારના મનોબળને વૈરાગ્ય કહે છે અને મુક્તિનું એ એક આવશ્યક સાધન છે.

तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ॥ १६॥

**સૂત્રાર્થ:**—પુરુષ—આત્માનું જ્ઞાન થવાથી સત્ત્વાદિ ગુણોમાંથી પણ તૃષ્ણા જતી રહે, તેનું નામ "પરવૈરાગ્ય" કહે છે.

**વિવેચન:**—જે વૈરાગ્યના પ્રભાવથી ગુણો ઉપરથી પણ આપણા રાગદ્વેષ છૂટી જાય, તે વૈરાગ્ય સૌથી શ્રેષ્ઠ પ્રકારનો મનાય છે. પ્રથમ તો પુરુષ અથવા આત્મા એ શી વસ્તુ છે તથા ગુણ એટલે શું, તે બરાબર સમજી લેવાની જરૂર છે. યોગશાસ્ત્રના મત પ્રમાણે સર્વત્ર પ્રકૃતિમાં ત્રણ ગુણ રહેલા છે. એક તમસ, બીજો રજસ અને ત્રીજો સત્ત્વ. બાહ્ય જગતમાં આ ત્રણે ગુણ અંધકાર અને આલસ્ય, આકર્ષણ અને વિકર્ષણ અને જ્ઞાન તથા આનંદ, એમ ત્રણ રીતે કાર્ય કરતા જોવામાં આવે છે. જગતમાં જે જે પદાર્થો છે, જે જે દૃશ્ય રૂપો આપણી નજરે પડે છે, તે બધાંએ આ ત્રણ ગુણનાં મિશ્રણ અને પુનર્મિશ્રણમાંથીજ નીપજેલાં છે. સાંખ્યદર્શનમાં પ્રકૃતિને ચોવીસ તત્ત્વોમાં વિભક્ત દર્શાવી છે અને મનુષ્યના આત્માને એ તત્ત્વોથી—પ્રકૃતિથી પર, સ્વયપ્રકાશ, શુદ્ધ અને પૂર્ણ સ્વરૂપ કહેલો છે. પ્રકૃતિમાં જ્યાં જ્યાં ચૈતન્યનો પ્રકાશ આપણા

જોવામાં આવે છે, ત્યાં ત્યાં પ્રકૃતિ ઉપર આત્માનું પ્રતિબિંબ પડેલું છે એમજ સમજી લેવું. આ ઠેકાણે તમારે એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે, પ્રકૃતિમાં તમારા પોતાના મનનો પણ સમાવેશ થઇ જાય છે; કારણકે મન એ પણ પ્રકૃતિની અંદરનોજ એક પદાર્થ છે. આપણે જે વિચાર કરીએ છીએ તે વિચાર પણ એ પ્રકૃતિમાંનોજ એક ભાગ અને પદાર્થ છે. વિચાર જેવા સૂક્ષ્મ ( આત્માની અપેક્ષાએ સ્થૂળ-જળ) પદાર્થથી માંડીને સ્થૂળમાં સ્થૂળ ગણાતા પદાર્થ સુધીના તમામ પદાર્થોનો પ્રકૃતિમાંજ સમાવેશ થાય છે અને તે પ્રકૃતિનાંજ જુદાં જુદાં સ્વરૂપો છે. એ પ્રકૃતિ મનુષ્યના આત્માની આસપાસ વીંટાઈ વળેલી છે. પ્રકૃતિનું આ આવરણ જયારે દૂર થાય, ત્યારેજ આત્મા તેના પૂર્ણ પ્રકાશમાં દીપી નીકળે. આગળ વર્ણવેલા વૈરાગ્ય વડેજ પ્રકૃતિ વશ થતી હોવાથી આત્મ ના પ્રકાશને માટે વૈરાગ્ય એ ઘણુ જ ઉપકારક સાધન છે. આ પછીના સૂત્રમાં યોગીના અંતિમ લક્ષ્યરૂપ જે સમાધિ, તેના વિષે વિવેચન કરવામાં આવ્યું છે.

वितर्कविचारानंदास्मितानुगमात् संप्रज्ञातः ॥ १७॥

**સૂત્રાર્થ**:-સંપ્રજ્ઞાત સમાધિના સવિતર્ક, સવિચાર, સાનંદ અને સાહંકાર એવા ચાર પ્રકાર અથવા પગથિયાં છે.

**વિવેચનઃ**—સમાધિ બે પ્રકારની છે. એકને સંપ્રજ્ઞાત અને બીજીને અસંપ્રજ્ઞાત સમાધિ કહે છે. સંપ્રજ્ઞાત સમાધિ વડે પ્રકૃતિને વશ કરવાની શક્તિઓનો ઉદય થાય છે. આ સંપ્રજ્ઞાત સમાધિના ચાર પ્રકાર છે. પહેલા પ્રકારને સવિતર્ક સમાધિ કહે છે; મનને અન્ય સર્વ પદાર્થોથી રોકીને તથા પાછું વાળતા રહીને માત્ર ધ્યેયમાંજ તેને જોડ્યા કરવું, તેને ધ્યાન કહે છે.

સાંખ્યદર્શન જે પચીસ તત્ત્વો ગણાવે છે, તેમાંનાં ચોવીસ

તત્ત્વો જડ અને પચીશમો ચેતન પુરુષ, એ બંને ધ્યાન અને ચિંતનના વિષયો છે. યોગદર્શનનો આ ભાગ સંપૂર્ણ રીતે સાંખ્યદર્શનને આધારે રચાયેલો છે. એ સાંખ્ય વિષે હું તમને પ્રથમ કહી ગયો છું, તે તમને કદાચ યાદ હશે કે બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ત્રણે એકજ અંતઃકરણનાં સ્વરૂપો છે અને એ ત્રણેની ઉત્પત્તિ મનમાંથીજ થયેલી છે. અંતઃકરણ પ્રકૃતિમાંથી નાના પ્રકારની શક્તિઓ ગ્રહણ કરીને પ્રથમ સંકલ્પ–વિકલ્પરૂપે–વિચારરૂપે એ મનને પ્રકટ કરે છે. વળી શક્તિ અને દ્રવ્ય જ્યાં એકત્ર થાય એવી પણ કોઇક વસ્તુ તો હોવીજ જોઇએ. એ વસ્તુને " અવ્યક્ત " કહે છે. એ અવ્યક્ત એટલે સૃષ્ટિ ઉત્પન્ન થઇ તે પહેલાંની તેની અપ્રકટ અવસ્થા. એક કલ્પ પૂરો થયા પછી સમગ્ર સૃષ્ટિ એ અવ્યક્તમાંજ લય પામવાની અને નવા કલ્પના પ્રારંભમાં પાછો એમાંથીજ સૃષ્ટિનો પ્રાદુર્ભાવ થવાનો. ચૈતન્યઘન પુરુષ તો એ અવ્યક્ત તેમજ વ્યક્ત બંનેથી અતીત છે. જ્ઞાન એ શક્તિસ્વરૂપ છે. કોઇ પણ વસ્તુ વિષે જ્ઞાન થયા પછીજ આપણે તેના ઉપર કાબૂ મેળવી શકીએ છીએ. એજ પ્રમાણે ઉપર જણાવેલાં તત્ત્વોનું પણ મન ધ્યાન કરવા લાગે છે, તેમ તેમ તેનો તેમના ઉપર અધિકાર જામતો જાય છે. આ પ્રમાણે બહારનાં જડ તત્ત્વોમાં જે સમાધિ ( એકાગ્રતાપૂર્વક વિચારણા અથવા મનન ) કરવામાં આવે છે તેને " સવિતર્ક સમાધિ " કહે છે. વિતર્ક એટલે પ્રશ્ન અને સવિતર્ક એટલે પ્રશ્નયુક્ત. એમાં પ્રશ્નમય ધ્યાન–એકાગ્રતાપૂર્વક મનન–એ ચોવીસ તત્ત્વો વિષેજ હોવાથી તેના ઉત્તરમાં એ તત્ત્વો પોતા સંબંધી સત્યજ્ઞાન–પોતાનું સત્ય સ્વરૂપ–ધ્યાન કરનારને દર્શાવે છે; તેમજ પોતાનું ગુપ્ત સામર્થ્ય પણ તેને અર્પણ કરે છે. પરંતુ એ સામર્થ્ય–એ સિદ્ધિ ઐહિક વિષયભોગનેજ આપનારી તથા અનિત્ય અને રોકી રા-

ખનારી હોવાથી એને પ્રાપ્ત કરવામા તથા વાપરવામા લાભ તો કંઈજ નથી વળી એવી બાહ્યશક્તિની પ્રાપ્તિ કરવાથી મુક્તિ પણ મળી જતી નથી એવી શક્તિની ઇચ્છા માત્ર ભોગનેજ અર્થે હોય છે, અને આ બાહ્યજીવનમા ખરેખર ભોગનો તો અવકાશજ નથી, કારણકે એ વાસના ગમે તેટલી શક્તિ અને પદાર્થો મળ્યા છતા કદીજ તૃપ્ત થઈ શકતી નથી માટે એવા ભોગોની પાછળ ફાફા મારવા મિથ્યા છે આ અતિ પ્રાચીન ઉપદેશ મનુષ્યના અતરમા ઊતરવો ઘણો મુશ્કેલ છે પણ આ વાત જ્યારે પણ તેના અતરમા પૂરેપૂરી રીતે ઊતરી જાય છે, ત્યારેજ તે આ સ્થૂળ જગતની પાર જઇને મુક્ત દશા પ્રાપ્ત કરી શકે છે

સ ધારણ ભાષાએ જેને સિદ્ધિઓ અથવા ગુપ્ત શક્તિઓ કહે છે, તે વડે માત્ર ભોગોનીજ વૃદ્ધિ થાય છે જગતના બધનો એથી તો ઊલટા વધારે દઢ થાય છે અને તેને પરિણામે દુ ખની પણ વૃદ્ધિજ થાય છે પતજલિ "એ ગુપ્ત શક્તિઓની પ્રાપ્તિ શકય છે" એવુ લખે છે, તેનુ કારણ એ છે કે, વૈજ્ઞાનિક તરીકે તેમ કરવાની તેની ફરજ છે, પણ સાથે સાથે એ શક્તિના પ્રલોભનોમા આપણે ન ફસાઇએ તેને માટે તે આપણને સાવધાન રહેવાનુ વારવાર સૂચન કરતો રહે છે

હવે જ્યારે ધ્યાનાવસ્થામા એ તત્ત્વોને દિશા અને કાળથી અલગ કરીને તેમના સ્વરૂપનુ ચિ તન કરવામા આવે છે ત્યારે તેવી સમાધિને નિર્વિકલ્પ સમાધિ કહે છે એ પછી એક પગથિયું આગળ વધીને જ્યારે તન્માત્રાઓ દિશા અને કાલની અદર સમજાઇને તેમનું ધ્યાન કરવામા આવે છે, ત્યારે તે સવિચાર (વિચારયુક્ત) સમાધિ કહેવાય છે અને જ્યારે સૂક્ષ્મ તત્ત્વોને દિશા અને કાલથી અતીત સમજીને તેમનુ ધ્યાન કરવામા આવે છે, ત્યારે તે નિર્વિચાર સમાધિ કહેવાય છે એ પછી સૂક્ષ્મ અને

સ્થૂલ બેઉ પ્રકારનાં તત્ત્વનો છોડી દઈને એકલા અંતઃકરણનેજ ધ્યાનનો વિષય બનાવવામાં આવે છે, અને અંતઃકરણને રજસ તમસથી અલગ કરીને તેનું ધ્યાન કરવામાં આવે છે ત્યારે સાનંદ સમાધિ સધાય છે. એજ સમાધિમાં જ્યારે અંતઃકરણને છેકજ ઉપાધિરહિત ગણીને તેનું ધ્યાન કરવામાં આવે; અને જ્યારે એ સમાધિ વિશેષરૂપે પરિપકવ થઇ જાય, ત્યારે સ્થૂળ, સૂક્ષ્મ તમામ તત્ત્વોનો તમામ વિચાર છૂટી જાય અને એકલો સાત્ત્વિક અહંકારજ અવશિષ્ટ રહે, ત્યારે તે અસ્મિતા સમાધિ કહેવાય છે. જે વ્યક્તિ આ અવસ્થા પ્રાપ્ત કરે છે તેણે વેદાંતમાં વર્ણવેલી "વિદેહ" અવસ્થા પ્રાપ્ત કરી કહેવાય. પરંતુ તેને સ્થૂળ દેહનું ભાન નહિ રહેવા છતાં સૂક્ષ્મ શરીરનું ભાન તો રહે છેજ; હવે જો તે આગળ વધી પરમપદની પ્રાપ્તિ કર્યા વગર એજ અવસ્થામાં અટકી જાય છે-પ્રકૃતિમાં લીન થઈ રહે છે-તો તેને "પ્રકૃતિ-લય" કહેવાય છે. જેઓ-કોઈ પણ પ્રકારના ભોગમાં નહિ લલચાતાં આગળ વધે છે, તેઓજ અંતિમ લક્ષ્યરૂપ મુક્તિના અધિકારી થાય છે.

विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः ॥ १८॥

**સૂત્રાર્થઃ**—જેમાં માત્ર સાત્ત્વિક વૃત્તિના અદૃષ્ટ સંસ્કારોજ બાકી રહેવા પામે છે, એવી જે અન્ય અસંપ્રજ્ઞાત સમાધિ છે, તે મનોવૃત્તિઓનું શમન કરવાવાળા પર વૈરાગ્યનો અભ્યાસ કરવાથી પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**—આ સમાધિ સંપૂર્ણ અને જ્ઞાનાતીત હોવાથી તે અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે અને તે મુક્તિની પ્રાપ્તિ કરાવે છે. ગયા સૂત્રમાં સમાધિના બીજા જે જે પ્રકાર વર્ણવ્યા છે, તેનાથી મુક્તિ પ્રાપ્ત થતી નથી. માણસ ગમે તેટલી શક્તિઓ મેળવે તોપણ આખરે તેનું પતન થયા વિના રહેતું નથી. જ્યાં-

દુખમાં સમાન વૃત્તિવાળો છે, જે ક્ષમાવાન છે, જે હમેશાં સંતુષ્ટ રહે છે, જે હમેશા યોગારૂઢ રહે છે, જેણે ઇંદ્રિયોને વશ કરી છે, જે દૃઢ નિશ્ચયવાળો છે, જેણે પોતાનાં મન અને બુદ્ધિ મને (ઇશ્વરને) અર્પણ કર્યાં છે, તે મારો પ્રિય ભક્ત છે જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી, જેણે હર્ષ, દુખ, ભય અને ઉદ્વેગનો ત્યાગ કર્યો છે તે મારો પ્રિય ભક્ત છે જે કશાની સ્પૃહા રાખતો નથી, જે પવિત્ર છે, કુશળ છે, જે વૈરાગ્યવાન છે, જેના ક્લેશનો નાશ થઇ ગયો છે, જેણે કર્મના પ્રારંભનો પરિત્યાગ કર્યો છે, તે મારો પ્રિય ભક્ત છે મિત્ર તેમજ શત્રુ પ્રત્યે સમાનવૃત્તિવાળો, માન અને અપમાન બેઉ જેને સરખા છે, જેને મન શીત, ઉષ્ણ, સુખ, દુખ સૌ સમાન છે, જે પૂરેપૂરો નિઃસંગ બની ગયો છે, જેને નિંદા અને સ્તુતિ તુલ્ય છે, જે શાંત છે અને જે કાંઇ મળી આવે તેથી સંતુષ્ટ છે, જે ઘર વિનાનો છે, જેની બુદ્ધિ સ્થિર છે અને જે મારા તરફ અનન્ય ભક્તિવાળો છે, તે મને ઘણો પ્રિય છે અને તે યોગી થઇ શકે છે" (શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય ૧૨, શ્લોક ૧૩–૧૯)

નારદ કરીને એક ઉચ્ચ કોટિના દેવર્ષિ થઇ ગયા છે. જેમ મનુષ્યસમાજમા ઋષિઓ અને મોટા મોટા યોગી પુરુષો હોય છે, તેમ દેવસમાજમા પણ યોગીઓ હોય છે એક દિવસ તે એક અરણ્યમા થઇને જતા હતા, ત્યા ઇશ્વરના ધ્યાનમા લીન થઇ ગયેલો એક તપસ્વી તેમની નજરે પડ્યો તેના શરીર ઉપર ચારે બાજુએ ઊધઈના રાફડા જામી ગયા હતા, કારણકે એકના એક આસને તે લાંબા કાળથી બેસી રહ્યો હતો તેણે નારદને પૂછ્યુ "મહારાજ! આપ ક્યા જાઓ છો?" નારદે કહ્યુ "હુ વૈકુંઠમા જાઉ છું" પેલા પુરુષે કહ્યુ "ત્યારે તો કૃપા કરીને ભગવાનને પૂછી જોજો કે મારા ઉપર તે ક્યારે કૃપા કરશે? મને

ક્યારે મુક્તિ મળશે ?" નારદ ત્યાંથી આગળ ચાલ્યા એટલે એક બીજો તપસ્વી તેમની નજરે પડ્યો. તે તો ગાતો હતો, નાચતો હતો અને કૂદતો હતો. તેણે પૂછ્યું: "ઓ નારદ! તમે ક્યાં જાઓ છો ?" તેની બોલવાચાલવાની રીત અને મુખાકૃતિ ભક્તિના ઉન્મત્ત ભાવોથી પ્રફુલ્લ હતી. નારદે વૈકુંઠ તરફ જવાનો ઉત્તર આપ્યો એટલે તેણે કહ્યુ: "મને મુક્તિ ક્યારે મળશે એટલુ જરા પૂછતા આવજો" નારદ ત્યાંથી ચાલતા થયા, ત્યાર પછી એક વાર ફરીથી નારદ તેજ રસ્તે થઇને જતા હતા ત્યારે ઊધઈના રાફડાથી ઢંકાયેલો પેલો માણસ પૂછવા લાગ્યો કે, "ઓ નારદ ! તમે મારે વિષે ભગવાનને પૂછી જોયું હતુ ?" નારદે કહ્યું "હા." "ત્યારે તેમણે શુ કહ્યુ છે?" "ઈશ્વરે કહ્યું છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે." તે તો રડવા લાગ્યો અને કલ્પાંત કરવા લાગ્યો. "અરરર ! ઊધઈના રાફડા બાઝી ગયા ત્યાંસુધી મે ધ્યાન કર્યું તોપણ હજી મારે ચાર જન્મ બાકી !" ત્યાંથી નારદ બીજા તપસ્વી પાસે ગયા તેણે પણ નારદને એજ સવાલ પૂછ્યો નારદે કહ્યુ કે "સામે આંબલીનુ ઝાડ તે જોયુ ? તેના ઉપર જેટલા પાંદડાં છે એટલા જન્મ તારે ધારણ કરવા પડશે પછી તારી મુક્તિ થશે" આ સાભળતાજ પેલો માણસ તો અતિશય આનંદ પામી નાચવા લાગ્યો અને બોલ્યો "હાશ ! આટલા ટૂંક વખતમાં મને મુક્તિ મળી જવાની !" તરતજ આકાશવાણી થઈ "વત્સ ! તું આ પળથીજ મુક્ત બની ગયો છે" ધીરજના આવા ફળ મળે છે. જરાપણ નાહિંમત થયા વગર લાખો કરોડો જન્મમરણના ફેરામાંથી પસાર થવા તે તૈયાર હતો, પણ પહેલા માણસને ચાર જન્મ પણ વધારે પડી ગયા કલ્પના કલ્પ સુધી ખંત રાખીને સાધન કરવાનુ જેનામા ધૈર્ય છે તેજ પરમપદને પામે છે.

# पातंजल योगसूत्र

## उपक्रमणिका

યોગસૂત્રનો વિષય હાથમાં લેતા પહેલાં યોગવિદ્યામાં સમાયેલો ધર્મ કયા સિદ્ધાંત ઉપર રચાયલો છે, તેનું આપણે અવલોકન કરી લઈએ જગતના ઉચ્ચ કોટિના મહાપુરુષો એકમતે જાહેર કરે છે અને ભૌતિકશાસ્ત્ર પણ એ સિદ્ધાંતને પ્રયોગ સહિત સિદ્ધ કરી બતાવ્યો છે કે, એક નિર્વિશેષ, સર્વાતીત સત્તા, જે આ દ્વૈત જગતની પાછળ રહેલી છે, તેમાથીજ આપણે પ્રત્યેક તથા આ સમગ્ર જગત ઉત્પન્ન થયુ છે અને એ સત્તામાં પાછું સમાઈ જવા માટે એ દિશા તરફ વહ્યું જાય છે. જો આ સિદ્ધાંતને આપણે માન્ય રાખીએ તો પછી સ્વાભાવિક રીતેજ એક પ્રશ્ન ઊભો થાય છે કે, એક મૂળ અવ્યક્ત અને નિર્વિશેષ અવસ્થા તથા બીજી વ્યક્ત અને દ્વૈત અવસ્થા એ બેમાથી કયી શ્રેષ્ઠ છે? વ્યક્ત અવસ્થા એજ મનુષ્યની સર્વોત્તમ સ્થિતિ છે, એવું માનનારા ઘણા માણસો છે. કેટલાએક મોટા વિચારકોનો એવો અભિપ્રાય છે કે, આપણે—મનુષ્યો જે એક અખંડ અવ્યક્ત સત્તાના વિકાસરૂપ છીએ, તે આપણી વ્યક્ત અવસ્થા અવ્યક્તની અવસ્થા કરતાં શ્રેષ્ઠ છે, કારણકે નિરપેક્ષ શાશ્વત બ્રહ્મમાં ગુણ તો છેજ નહિ. તેઓ એમ માને છે કે, પૂર્ણબ્રહ્મ કેવળ શૂન્ય, અચેતન અને જડ હોવો જોઈએ અને આ વ્યક્ત અવસ્થામાજ સુખનો ઉપભોગ

થઇ શકે છે, માટે આપણે આ સ્થિતિમાંજ સદા રહેવું જોઈએ.

હવે એ જીવન-સમસ્યાનો બીજી કોઈ રીતે ઉકેલ થઇ શકે છે કે કેમ તે આપણે તપાસીએ. એક પ્રાચીન સિદ્ધાંત એવો છે કે મૃત્યુ પછી મનુષ્ય જેવો ને તેવોજ રહે છે. માત્ર તેનાં અશુભ કર્મો ત્યાં ધોવાઈ જાય છે અને જે કાંઈ શુભ કર્મો તેણે સંચિત કર્યાં હોય છે, તે તેની સાથે અનંતકાળ પર્યંત રહે છે. તર્કશાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે આ દલીલને રજૂ કરીએ તો એમ કહી શકાય કે, આ જગત કરતાં જરાક વધારે સારૂં જગત અથવા સ્વર્ગ, એજ મનુષ્યનું અંતિમ લક્ષ્ય છે. આ સિદ્ધાંતને જોતાંજ કહી શકાય કે, તે અસંભવિત અને ક્ષુલ્લક છે; કારણકે એ સિદ્ધાંત જગતને-સ્વર્ગને જેવું માની લે છે તેવું તે છેજ નહિ. અશુભ અને શુભ એ બેઉ એવાં વણાઈ ગયેલાં છે કે, શુભ વિના અશુભ રહી શકતું નથી અને અશુભ વિના શુભ રહી શકતું નથી. એવી દુનિયા કે જેમાં બધું શુભજ હોય અને લેશ માત્ર પણ અશુભ ન હોય, એ હિંદના નૈયાયિકોની ભાષામાં કહીએ તો આકાશ-કુસુમ જેવી વાત છે એ સિવાય એક બીજો સિદ્ધાંત વર્તમાન સમયમાં કેટલાક સંપ્રદાયોદ્વારા રજૂ કરવામાં આવ્યો છે. એનો સારાંશ એ છે કે, મનુષ્ય ક્રમે ક્રમે ઉન્નતિને માર્ગે ચાલ્યો જાય છે, પણ તે કોઈ કાળે અંતિમ લક્ષ્યને પ્રાપ્ત કરી શકતો નથી. આ સિદ્ધાંત દેખીતી રીતે ઘણો સુંદર અને સંગીન લાગે છે; તોપણ તેને તપાસી જોતાં તેની અસંભવિતતા ઉઘાડી પડી જાય છે; કારણકે કોઈ પણ ગતિ સીધી લીટીમાં થઇજ શકે નહિ એવો અચળ વિશ્વનિયમ છે. ગતિ હમેશા વર્તુલાકારજ હોય છે. જો તમે એક પથ્થરને ગતિ આપીને સીધો આકાશમાં ફેંકી દેશો અને તેને માર્ગમાં કશી નડતર ન આવે, તેમજ તે પાછો આવે ત્યાંસુધી તમે જીવતા રહો, તો તે પથ્થર આખું વિશ્વ ઘૂમી

વળીને પાછો તમારીજ આગળ આવીને ઊભો રહેશે કોઇ પણ સીધી લીટીને તમે અનંત માર્ગે લંબાવ્યાજ કરો, તો તે વર્તુળાકાર બની જશે આ નિયમ પ્રમાણે વિચારી જોતા મનુષ્યની ગતિ અનંત ઉન્નતિની દિશા તરફ હોય અને તેનો અંતજ ન હોય એ માન્યતા ટકી શકતી નથી વિષયાંતર તો થાય છે, પણ કહેવાની જરૂર છે કે, આપણે કદી કોઇના તરફ તિરસ્કાર કરવો નહિ પણ સૌના તરફ પ્રેમ કરવો, એ નીતિશાસ્ત્રનો સિદ્ધાંત ભૌતિક વિજ્ઞાનના નિયમ પ્રમાણે પણ ખરો ઠરે છે, કારણકે વિદ્યુતના સંબંધમા આધુનિક વૈજ્ઞાનિકોનો અભિપ્રાય એવો છે કે, વીજળીની શકિત, શકિત પેદા કરનાર યંત્રમાથી બહાર નીકળીને ગોળ ચક્કર ફરીને તેના તે યંત્રમા પાછી દાખલ થાય છે, તેજ પ્રમાણે જગતની તમામ શક્તિઓનું સમજવુ શકિત જ્યાથી નીકળે છે ત્યા ને ત્યાજ ફરી ફરીને પાછી આવે છે તેથી કરીને કોઇનો ધિક્કાર કરવો નહિ, કારણકે ધિક્કારની લાગણીના મોજા તમારા હૃદયમાથી નીકળીને, ગમે ત્યારે પણ એક વાર તમારાજ હૃદયની સાથે આવીને અથડાશે જો તમે પ્રેમની લાગણી દર્શાવશો તો તેના મોજા પણ તમારા તરફ ફરીને પાછા આવશે આ એક અત્યંત ખાતરીભરેલી બીના છે કે મનુષ્યના હૃદયમાથી નીકળેલી ધિક્કારની નાની નાની વૃત્તિઓ પણ તેમના પૂરજોસથી ધિક્કારને ઉત્પન્ન કરનારના હૃદયની સાથે પાછી અથડાયા વગર રહેતીજ નથી દુનિયામા કોઈ શક્તિ તેને તેમ કરતા અટકાવી શકે તેમ નથી હવે આપણે પાછા મૂળ વિષય તરફ ફરીએ અનંત ઉન્નતિનો જે સિદ્ધાંત આપણે જોયો, તે બીજા કેટલાક પ્રત્યક્ષ અનુભવ ઉપર સ્થપાયેલા પ્રમાણોની કસોટીએ ચઢાવતા ખોટો ઠરે છે, કારણકે પ્રત્યેક પાર્થિવ વસ્તુ અંતે નાશ પામવાનાજ સ્વભાવવાળી હોય છે અને તેમ હોવાથી આપણે જે અનેક

પ્રકારની પ્રવૃત્તિઓ કરી રહ્યા છીએ તેનું પરિણામ શું? આપણા હૃદયમાં વાસ કરનારી આશા, ભય, સુખ વગેરેની લાગણીઓ આખરે આપણને ક્યાં લઇ જશે? શરીરનો અને તેની સાથે સંબંધ ધરાવતા સર્વ પદાર્થોનો વિયોગ, એ પણ આપણે માટે નક્કી થયેલી બાબત છે. ત્યારે પછી પેલી અનંત ઉન્નતિ કેવી રીતે થવાની? પરંતુ વસ્તુસ્થિતિ એથી જુદીજ છે. જેનો અંત–છેડોજ ન હોય એવી કોઇ ગતિજ નથી. ગમે તેવી લાંબી ગતિ પણ જ્યાંથી તે ઉત્પન્ન થાય છે, ત્યાંથી અમુક છેટે જઇને ગોળ બનતી ચાલે છે અને છેવટે પાછી તે પોતાના ઉત્પત્તિસ્થાન તરફ પાછી વળે છે. જે નિહારમય× નક્ષત્રસમૂહમાંથી સૂર્ય, ચંદ્ર ઇત્યાદિ ગ્રહો ઉત્પન્ન થયા છે, તેઓ કાળક્રમે રૂપાંતર પામીને ફરીથી પાછા અસલના નક્ષત્રસમૂહમાં આવી જવાના. જે ચીજ જ્યાંથી એક વાર નીકળે છે ત્યાંજ પાછી ફરે છે. આ નિયમ વિશ્વવ્યાપી છે. વૃક્ષને પૃથ્વીમાંથી પોષક તત્ત્વો મળે છે, પણ આખરે ઝાડ સડી જઇને એ તત્ત્વો પાછાં પૃથ્વીમાંજ સમાઈ જાય છે. જગતમાં જે જે આકૃતિવાળા પદાર્થો છે, તે સર્વનાં શરીર આસપાસનાં પરમાણુઓમાંથી ઘડાયાં છે અને આખરે એ પરમાણુઓમાંજ તેઓ ભળી જાય છે.

એકનો એક નિયમ જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં પરિણામ નિપજાવે એ માની શકાય નહિ. નિયમ તો બધે ઠેકાણે એક-

---

× ખગોળવિદ્યાનો એવો અભિપ્રાય છે કે આકાશમા અંધારી રાત્રે આકાશગંગા અથવા દેવનદી નામે ઓળખાતો જે પહોળો ભાગ દેખાય છે તેવા, કરોડો યોજન લાંબાપહોળા ધુમ્મસ જેવા નક્ષત્ર-સમૂહ, જેને નેબ્યુલા કહે છે, તેમાંથીજ સૂર્ય અને તેની આસપાસ ઘૂમતી ગ્રહમાળાની ઉત્પત્તિ થઈ છે. એવા અનેક નક્ષત્રસમૂહ આકાશમા દેખાય છે.

—અનુવાદક

સરખી રીતેજ લાગુ પડતો હોવો જોઇએ. આના કરતાં વધારે ચોક્કસ વાત બીજી કોઇ હોઇ શકેજ નહિ. જો ઉપર કહ્યો તેવોજ વિશ્વનિયમ હોય તો તે જેમ બાહ્યજગતમાં લાગુ પડે છે, તેવીજ રીતે આંતરજગતમાં પણ લાગુ પડવો જોઇએ. આ પ્રમાણે હકીકત છે, એટલે મન પણ આખર તેના ઉત્પત્તિસ્થાનમાંજ લય પામવું જોઇએ. આપણી ઇચ્છા હોય કે ન હોય તોપણ આપણને આપણા મૂળ તરફ ગયા વિના છૂટકોજ નથી, અને તે મૂળ એટલે ઇશ્વર અથવા નિર્વિશેષ, અનંત પરબ્રહ્મ. આપણે એ ઇશ્વરમાંથી પ્રકટ થયા છીએ અને અંતે એ ઇશ્વરમાંજ જઇ મળવાના છીએ. એ ઇશ્વરને તમે મરજીમાં આવે તે નામથી ઓળખાવો–તેને ઇશ્વર કહો, બ્રહ્મ કહો, કે સૃષ્ટિશક્તિ કહો, પણ વસ્તુ એકની એકજ. ' यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति, *यं प्रयन्त्यभिसंविशन्ति,* અર્થાત્ જેમાંથી આ ભૂતમાત્રની–અખિલ વિશ્વની ઉત્પત્તિ થઇ છે અને જેમાંથી સમગ્ર ભૂત પ્રાણી જીવન મેળવે છે, તેઓ અંતે તેમાંજ ગળી જવાનાં છે.

કુદરત પોતાની નિયમાવલિ બદલતી નથી. તેની યોજના ફેરવાતી નથી. એક સ્થળે જે પરિણામ થયું તેજ પરિણામ બીજી કરોડો દુનિયામાં પણ થવાનું. જે નિયમ આપણે વૃક્ષોની બાબતમાં જોયો તેજ નિયમ મનુષ્ય, ગ્રહો, તારાઓ, સૌને લાગુ પડે છે. સમુદ્રના મોટા મોટા તરંગ અનેક ક્ષુદ્ર તરંગોના સમૂહરૂપ છે; તેમ આ સમગ્ર જગત પણ કરોડો જીવોના સમૂહરૂપ છે. એ કરોડો જીવોના મૃત્યુનો સરવાળો એટલેજ જગતનું મૃત્યુ.

હવે અત્રે સવાલ એ ઉપસ્થિત થાય છે કે, ભગવાનની સાથે પુનર્મિલન કરવું એ સ્થિતિ આપણી વર્તમાન માનવદશા કરતાં ઉચ્ચ છે કે નીચા પ્રકારની છે? યોગી પુરુષો આ પ્રશ્નનો જવાબ અત્યંત દૃઢતાસહિત આપે છે કે, અલબત્ત, એજ સ્થિતિ ઊંચી

છે, એમાં કાંઇ સંદેહ નથી. તેઓ તો એમજ કહે છે કે, મનુષ્યની વર્તમાન સ્થિતિ એ તો તેની કનિષ્ઠજ અવસ્થાજ છે. "મનુષ્યની જે સ્થિતિ હતી તે કરતાં અત્યારે તેની સ્થિતિ વધારે ઉન્નત છે," એવી માન્યતાવાળો જગતમાં એક પણ ધર્મ નથી. સર્વ ધર્મનું આ તો એક સામાન્ય તત્ત્વ છે કે, મનુષ્ય પ્રથમ પૂર્ણ નિર્દોષ હતો અને ત્યાર પછીજ ધીમે ધીમે તેની અધોગતિ થવા લાગી છે; એમ કરતાં કરતાં જ્યારે તેનો એટલો અધઃપાત થશે કે પછી વધારે અધઃપાતનો અવકાશજ નહિ રહે, ત્યારે ત્યાંથી મનુષ્ય ઊંચે ચડવા લાગશે અને આખા વર્તુળનો ફેરાવો પૂરો કરીને પાછો તેની અસલ સ્થિતિએ આવી પહોંચશે. ગતિમાત્ર ગોળાકારમાંજ હોય છે અને મનુષ્યને પણ ગોળ રેષામાંજ ભ્રમણ કરવું પડે છે. મનુષ્યનો ગમે તેટલો અધઃપાત થાય, તોપણ આખરે તો તેને ઉર્ધ્વગતિ તરફ પાછા ફરવુંજ પડશે; અને છેવટે પોતાના આદિ કારણ ભગવાનમાંજ મળી જવું પડશે. મનુષ્ય પ્રથમ ઈશ્વરમાંથી પ્રકટ થાય છે; વચલી સ્થિતિમાં તે મનુષ્ય રહે છે અને છેવટે પાછો તે ઈશ્વરનેજ જઇ મળે છે. દ્વૈતવાદની પદ્ધતિ પ્રમાણે આ સિદ્ધાતને ઉપર પ્રમાણે ઘટાવી શકાય છે, અદ્વૈતવાદ પ્રમાણે આપણે એમ કહી શકીએ કે, મનુષ્ય ઈશ્વરજ છે અને પાછો ઈશ્વરમાં લય પામે છે.

કેટલાક કહે છે તેમ જો આપણી વર્તમાન સ્થિતિજ ઊંચામાં ઊંચી હોય, તો જગતમાં જે આટઆટલાં દુઃખ, કલેશ અને ભયંકર બનાવો બનતા જોઇએ છીએ તેનું કારણ શું? અને એ સ્થિતિનો જે અંત આવે છે તે અંત પણ શા માટે આવવો જોઇએ? જો આ સ્થિતિ ઊંચામા ઊંચીજ હોય તો તે કાયમજ શા માટે નહિ રહેવી જોઇએ? તેનો અંત શા માટે આવે છે? ખરું જોતાં જે સ્થિતિ વિકૃતજ છે, અધોગતિરૂપજ છે, તે સર્વશ્રેષ્ઠ અવસ્થા

હોઇજ શકે નહિ. વર્તમાન સ્થિતિમાં પ્રત્યેક જણને પોતાના સુખમાં કાંઇક અધૂરૂં હોય તેમ જે અતૃપ્તિ લાગે છે, તેનું કારણ શું? જગતમાં જ્યા ત્યાં રાક્ષસીવૃત્તિઓનો આવિર્ભાવ જોઇએ છીએ તેનું શું? આ સ્થિતિનો બચાવ એટલોજ પૂરતો થઈ શકે કે આપણે ઉચ્ચ સ્થિતિએ પહોંચવા માટે આ અવસ્થામાંથી માત્ર પસારજ થઇએ છીએ; આપણે નવજીવન પ્રાપ્ત કરવાને માટેજ આ માર્ગે પ્રયાણ કરીએ છીએ. તમે જમીનમાં બીજ વાવશો તો તે સડી જશે અને તેનાં તમામ પરમાણું છૂટાં પડી તેનો નાશ થઈ જશે. પણ એ બીજના નાશમાંથીજ વૃક્ષની ઉત્પત્તિ થાય છે વૃક્ષને પેદા કરવા માટે બીજનો ધર્મ તો સડીને નાશ પામવાનોજ છે. આ દષ્ટાંત ઉપરથી સમજાશે કે, ઇશ્વિરત્વ પામવા માટે પ્રાણીનો લય તો થવોજ જોઇએ. આ પ્રકારે મનુષ્યાવસ્થામાંથી આપણે જેટલી ત્વરાથી પસાર થઇને ઊંચે ચડતા જઇશું તેટલુ આપણું વિશેષ કલ્યાણ છે. પણ ત્યારે શું આપણે આત્મહત્યા કરીને આ સ્થિતિ ઓળગી જવી? એમ તો બની શકેજ નહિ. એમ કરવાથી તો ઊલટું અનિષ્ટજ થાય. શરીરને નાહકક્લેશ આપ્યાથી અથવા સંસારને વૃથા ગાળો દીધાથી કાંઇ સંસાર તરી જવાતો નથી. આપણે આ નિરાશા નામના કાદવથી ભરેલા ખાડામાંથી પસાર થવાનું છે. જેમ જલદી પસાર થઈ જઇશું તેમ ફાયદો છે. તેની સાથે આપણે હમેશાં સ્મરણમાં રાખવું જોઇએ કે, આપણી વર્તમાન સ્થિતિ એ સર્વોત્તમ સ્થિતિ પણ નથીજ.

જેને અતિ ઉચ્ચ સ્થિતિ અથવા સર્વાતીત, દ્વંદ્વાતીત, નિર્વિશેષ પરબ્રહ્મ કહેવામાં આવે છે, તેજ વસ્તુ સમજવી વધારે કઠિન છે ઘણાકોને એ સ્થિતિ કેવળ જડ પાષાણ જેવી ભાસે છે. એવો વિચાર ધરાવનારા લોકો એમજ સમજતા હોય છે કે, જગતમાં

માત્ર બેજ પ્રકારની સ્થિતિઓ અસ્તિત્વ ધરાવે છે. એક પથ્થર જેવા જડ પદાર્થો અને બીજા વિચારશકિત ધરાવનારા જીવો. પણ તેમને આપણે પૂછીશું કે, તમે અસ્તિત્વ ધરાવનાર પદાર્થોના બેજ ભાગ પાડીને કેમ બેસી રહો છો? એમ કરવા માટે તમારી પાસે કાંઇ પ્રમાણ છે ખરૂં? વિચારશકિત કરતાં વધારે ઉચ્ચ અવસ્થા શું હોઇ શકેજ નહિ? પ્રકાશનાં આંદોલન જ્યારે ઘણાંજ મંદ હોય છે, ત્યારે તે આપણી નજરે પડતાં નથી અને અંધકારજ લાગે છે. જ્યારે એ મૃદુ આંદોલનો તેજસ્વી થાય છે ત્યારેજ તે આપણી આંખે જોઇ શકાય છે; પરંતુ એજ કિરણ જ્યારે અતિશય ઉગ્રતા ધારણ કરે છે, ત્યારે પાછાં આપણે તેમને જોઇ શકતા નથી અને આપણને બધુંએ અંધકારવત્ થઈ જાય છે. હવે એ પહેલા પ્રકારનો અંધકાર અને બીજા પ્રકારનો અંધકાર એ બેઉ શું સર્વ રીતે એકજ છે? એમની વચ્ચે કાંઇજ ફેર નથી? તેમની વચ્ચે તો આસમાન જમીન જેટલો તફાવત છે. એજ પ્રમાણે પથ્થરની વિચારશૂન્યતા અને ઇશ્વરની વિચારશૂન્યતા —એ બે સ્થિતિ શું સરખી છે? નહિજ. ઇશ્વર વિચાર પણ કરતો નથી અને તર્ક પણ કરતો નથી. તેને તેમ કરવાની જરૂરજ શી? તેને કોઈ પણ વાત અજાણી છે કે જેથી વિચાર કે તર્ક કરવો પડે? પથ્થર વિચાર કરી શકતોજ નથી અને ઇશ્વરને વિચાર કરવોજ પડતો નથી, એજ બેઉ વચ્ચેનો ભેદ છે. ઉપર કહ્યા તેવા વિચારકો એમ સમજે છે કે, વિચારના પ્રદેશની પેલીપાર જવામાં મોટો ભય રહેલો છે; અને તેથીજ તેઓ વિચારને છોડીને આગળ જવાની પેરવી પણ નથી કરતા.

બુદ્ધિની સીમાની પેલી બાજુ વિચારભૂમિકાના કરતાં પણ વધારે ઉચ્ચ ભૂમિકાઓ આવે છે ધાર્મિક પ્રવૃત્તિની શરૂઆત પણ ખરૂં જોતાં બુદ્ધિથી ઊંચેની ભૂમિકામાં થાય છે. બુદ્ધ, વિ-

ચાર, તર્ક–એ પ્રદેશોને છોડીને તમે આગળ વધો ત્યારેજ ઈશ્વર તરફની પહેલી મજલે પહોંચ્યા એમ કહેવાય અને ખરેખરા જીવનનો એજ આરંભ છે. આપણે અત્યારે જેને જીવન, જીવન કહ્યા કરીએ છીએ, તે તો ખરેખરા જીવનની ગર્ભાવસ્થાજ છે.

અહીં એક પ્રશ્ન પૂછવામાં આવે છે કે, બુદ્ધિ અને તર્કની પેલી પારની ભૂમિકા સર્વોત્તમ છે એની સાબિતી શું? પ્રથમ તો જગતના સર્વથી શ્રેષ્ઠ પુરુષો–કેવળ મોઢેથી સારી સારી વાતો કરનારા નહિ, પણ જેમણે પોતાની શક્તિના પ્રભાવથી જગતને હલાવી નાખ્યું છે, જેમનાં હૃદયોમાં સ્વાર્થનો છાંટો પણ ન હતો– તેઓ કહે છે કે, આપણી વર્તમાન સ્થિતિ એ તો માત્ર અનંત માર્ગનું પગથિયુંજ છે; અને એ અનંત તો અહીંથી બહુજ દૂર છે. બીજી વાત એ છે કે,તેઓ આ પ્રમાણે કહે છે એટલુંજ નહિ, પણ જે માર્ગનું અનુસરણ કરીને, જે પ્રકારનું સાધન કરીને તે પોતે અનંત તરફ પહોંચી શકયા છે, તે માર્ગ અને તે સાધન-પ્રણાલી પણ તેઓ સર્વને શીખવે છે અને તેમાં જે ગૂંચો આવે તેનો ઉકેલ બતાવી આપે છે કે, જેથી જેની પણ ઇચ્છા હોય તે એ માર્ગનું અનુસરણ કરીને પરમપદની પ્રાપ્તિ કરે. ત્રીજી વાત એ છે કે જીવન–સમસ્યાની હમણાં જે મીમાંસા કહી, તે સિવાય બીજી મીમાંસા થઇ શકે એમજ નથી. જો આપણે એમજ માનીએ કે બુદ્ધિના પ્રદેશ કરતાં વધારે ઊંચી ભૂમિકા છેજ નહિ. તો પ્રશ્ન એ ઊભો થાય છે કે, આપણે શા માટે આખો વખત આ ગોળ ચક્કરમાંજ ફર્યા કરવું? વળી જગતમાં જે જે પદાર્થો આપણે જોઇએ છીએ તેનું અથઇતિ વિવરણ બુદ્ધિવડે થઈ શકશે ખરૂં? જો બુદ્ધિના પ્રદેશની પેલી પાર જવા આપણે અસમર્થજ હોઇએ, બુદ્ધિ જેટલું જ્ઞાન પૂરૂં પાડે તે કરતાં વધારે જ્ઞાન મેળવવાનો આપણને અધિકારજ ન હોય, તો પછી પંચેંદ્રિયોવડે જેટલું

જ્ઞાન મેળવી શકાય તેટલાથીજ આપણે અટકવાનું ઠર્યું. પંચેંદ્રિયના કાર્યપ્રદેશમાંજ આપણા જ્ઞાનની સીમા આવી ગઈ. આવા પ્રકારના અભિપ્રાયને "અજ્ઞેયવાદ" અથવા "શૂન્યવાદ" કહે છે. પણ ઇંદ્રિયો જે હકીકત રજૂ કરે તેના ઉપર વિશ્વાસ રાખીને તેનેજ સાચી માનવાનું કાંઈ પ્રમાણ છે? ઇંદ્રિયો સાચુંજ જણાવે છે એની શી ખાતરી? હું તો તેનેજ ખરેખરો અજ્ઞેયવાદી કહું કે, જે રસ્તા વચ્ચે ઊભો રહે અને ડગલું પણ હલ્યા વગર ત્યાંનો ત્યાંજ મરી જાય. જો બુદ્ધિનેજ પ્રમાણ માનીએ તો તો શૂન્યવાદમાંથી બચવાનો કશો ઉપાય નથી. "પૈસા અને કીર્તિ એ સિવાયની બીજી બાબતોમાં હું માનતો નથી, હું તો અજ્ઞેયવાદી છું," એમ જો કોઈ કહે તો તે ઢોંગી છે. જર્મન તત્ત્વવેત્તા કાન્ટ એમ સિદ્ધ કરવા મથ્યો છે કે, આપણે બુદ્ધિરૂપી દુર્ભેદ્ય દીવાલને ભેદીને આગળ જઈ શકતાજ નથી; પણ અહીં આગળથીજ ભારતવર્ષનું તત્ત્વદર્શન નવો માર્ગ ઉઘાડી આપે છે. ભારતવર્ષમા જે જે દર્શનો રચાયાં છે, તેમનુ સર્વનું લક્ષ્ય બુદ્ધિથી ઊંચેના પ્રદેશ તરફજ છે. યોગી પુરુષો સાહસ કરીને એ પ્રદેશમાં પ્રવેશ કરી આવ્યા છે અને ત્યાં તેમને એક એવું અમૂલ્ય તત્ત્વ હાથ લાગ્યું છે, કે જેના વડે આ જગતની વર્તમાન સ્થિતિનો અને તેના કારણનો યુક્તિપૂર્વક ખુલાસો આપી શકાય છે सा विद्या या विमुक्तये-અર્થાત્ જે વિદ્યા આપણને આ ત્રિગુણાત્મક જગતથી મુક્ત કરે છે-તેની પેલીપાર લઈ જાય છે, તેજ ખરેખરી અને મહત્ત્વની વિદ્યા છે. " त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसि ।—(प्रश्नोपनिषद) " અર્થાત્ હે વિદ્યા! તુંજ અમારો પિતા છે; કેમકે અમને અવિદ્યાની પેલી પાર લઈ જશે. ધર્મનું વૈજ્ઞાનિક સ્વરૂપ તે એનું નામ. એ વિનાના બીજા વિચારસમૂહ ધર્મવિજ્ઞાનના નામને યોગ્ય નથી.

# अध्याय १ लो–समाधिपाद

## अथ योगानुशासनम् ॥१॥

**સૂત્રાર્થ:**–હવે યોગવિદ્યાવિષે વ્યાખ્યાનને આરંભ થાય છે.

## योगश्चित्तवृत्तिनिरोधः ॥२॥

**સૂત્રાર્થ:**—ચિત્તને નાના પ્રકારની વૃત્તિ અર્થાત્ સ્વરૂપો ધારણ કરતું અટકાવવું એને યોગ કહે છે.

**વિવેચન:**—આ ઠેકાણે વિસ્તારથી વિવરણ કરવાની જરૂર છે. કેટલીક નવી બાબતો પણ સમજાવવાની છે. પ્રથમ તો 'ચિત્ત' એટલે શું અને 'વૃત્તિ' એટલે શું તે સમજી લેવું જોઇએ. આપણને નેત્રો છે; પણ ખરી રીતે જોવાનું કામ નેત્રો કરતાં નથી. મગજમા રહેલા દૃષ્ટિગોલક અથવા દર્શનેંદ્રિયનો જો નાશ કરવામાં આવે તો આપણી આંખો સાજીસગી હોય, આંખની કીકી જેવી ને તેવી હોય અને તેના ઉપર પદાર્થની આકૃતિ બરાબર પડતી હોય, તોપણ આપણને કાંઇ સૂઝશે નહિ. તાત્પર્ય એ છે કે, નેત્રો તો માત્ર દર્શનવ્યાપારનું ગૌણ યંત્ર છે. એ કાંઇ દર્શનેંદ્રિય નથી. ખરેખરી દર્શનેંદ્રિય તો મગજની અંદરનું જ્ઞાનતંતુઓનું એક કેંદ્ર જ છે. આ ઉપરથી સમજાશે કે, નેત્રો કાંઇ જોવાનું કામ કરતાં નથી. કેટલાક લોકો ઉઘાડી આંખે પણ ઊંઘતા જોવામાં આવે છે. તેઓ કાંઇ જોઇ શકતા નથી. પ્રકાશ

છે; સામેના પદાર્થની આકૃતિ પણ આંખની કીકીમાં પડે છે; પણ પદાર્થનું ભાન થવા માટે એક ત્રીજી વસ્તુની પણ જરૂર પડે છે, તે એ કે દર્શનેંદ્રિયની સાથે મનનો પણ સંયોગ થવો જોઇએ. નેત્ર ફક્ત બહારનું યંત્ર છે. એ ઉપરાંત મગજમાં રહેલું જ્ઞાનતંતુઓનું કેંદ્ર અને મનની પણ આવશ્યકતા પડે છે. કેટલીક વાર એમ બને છે કે, પાસેના રસ્તા પર થઇને ગાડી ચાલી જાય પણ તેનો અવાજ તમે ન સાંભળી શકો. એનું કારણ શું? કારણ એજ કે શ્રવણેન્દ્રિય એટલે શબ્દનું ભાન કરાવનારા મગજના જ્ઞાનતંતુઓના કેંદ્રમાં તમારૂં મન હતું નહિ; માટે બહારનું યંત્ર, ઇંદ્રિય અને એ બેઉમા જોડાયેલું મન, એ ત્રણે વસ્તુઓ જરૂરની છે. બહારના અનુભવજનિત સંસ્કારને મન વધારે અંદર લઈ જવાને નિશ્ચયાત્મિકા બુદ્ધિને અર્પણ કરે છે. બુદ્ધિમાં તેનો આઘાત પહોંચે એટલે તેમાંથી પ્રતિક્રિયા શરૂ થાય છે. એ પ્રતિક્રિયા થતાંની સાથે અહંભાવ જાગ્રત થાય છે; અને એ ક્રિયા તથા પ્રતિક્રિયાનો સરવાળો, પુરુષ-જેને જીવાત્મા કહીએ છીએ તેની આગળ રજૂ થાય છે.અને એ દ્વારા તેને વસ્તુનું ભાન થાય છે. <u>ઇંદ્રિયોસહિત મન, નિશ્ચયાત્મિકા બુદ્ધિ અને અહંકાર એ સર્વના સરવાળાને અંતઃકરણ કહે</u> છે. મનની અંદર ચાલતી અનેક પ્રકારની ક્રિયાઓને ચિત્ત કહેવામાં આવે છે અને ચિત્તની અંદર ઉત્પન્ન થતાં વિચારનાં મોજાંને વૃત્તિ કહે છે. ત્યારે કોઇ પૂછશે કે વિચાર એટલે શું? વિચાર એ પણ આકર્ષક (ખેંચનારી) અને વિકર્ષક (પાછું ધકેલનારી) શકિતના જેવી એક પ્રકારની શકિત છે. કુદરતી શકિતઓના અક્ષય ભંડારમાંથી ચિત્ત નામનું યંત્ર કેટલીક શકિતઓને ગ્રહણ કરે છે, તેનું શોષણ કરે છે અને પછી વિચારરૂપે તેને પ્રકટ કરે છે આપણે જે અન્ન ખાઇએ છીએ તેમાંથી આ શકિતને પોષણ મળે છે અને શરીરને નાના પ્રકારની

ગતિ ઇત્યાદિ કરવાનુ બળ પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સમજાશે કે મન જડ છે, આમ છતાં તે આપણને ચેતન જેવું લાગે છે તેનું કારણ એ છે કે, ચૈતન્યમય આત્માનો તેને આધાર છે. એ આત્માજ માત્ર ચૈતન્યમય છે. બાકી મન તો તમને બહારની દુનિયાનો અનુભવ પહોંચાડનારૂં યંત્રજ છે આ પુસ્તકનું ઉદાહરણ લો. તેનુ ખરેખરૂં સ્વરૂપ કેવું છે તે આપણે જાણતા નથી અને જાણી શકીએ પણ નહિ. બહારની આવી અજ્ઞાત વસ્તુઓ માત્ર આપણા મનને એક પ્રકારનુ સૂચનજ કરી શકે છે; મનને ઉત્તેજિત કરવાનુ તે સાધન માત્ર છે, અને એ સૂચનાની સામે મન પ્રતિક્રિયા કરે છે જેમ પાણીમા પથ્થર નાખીએ છીએત્યારે પાણી મોજાનુ સ્વરૂપ લઇને પથ્થરની સામે પ્રતિક્રિયા કરે છે, તેવી રીતે મનના ઉપર કોઇ પદાર્થનો આઘાત થવાથી મન પ્રતિક્રિયા કરે છે અને મનની આ પ્રતિક્રિયા જે રૂપ ધારણ કરે છે, તે રૂપમાં આપણે તે પદાર્થ જોઇ શકીએ છીએ આ જગતમા પુસ્તક, હાથી, મનુષ્ય વગેરે જે કાંઇ પદાર્થો આપણને દેખાય છે, તે ખરા પદાર્થો નહિ પણ પદાર્થોના આઘાતની પ્રતિક્રિયાઓ અથવા પ્રતિમાઓજ છે. જૉન સ્ટુઅર્ટ મિલ નામનો અગ્રેજ નૈયાયિક કહે છે કે, "પદાર્થ એટલે લાગણી અને આભાસને ઉત્પન્ન કરનાર કાયમની સંભવિતતા." પદાર્થનુ ખરૂં સ્વરૂપ આપણે જોઇ શકતા નથી, પણ આપણા મનમાં પ્રતિક્રિયા ઉત્પન્ન કરાવનાર ઉત્તેજક કારણ બહાર છે, એટલુંજ આપણે જાણી શકીએ છીએ કાલુ માછલીનુ ઉદાહરણ લઇએ. મોતી કેમ બંધાય છે તે તમે જાણો છો? એક ક્ષુદ્ર જંતુ તેની છીપમાં પ્રવેશ કરીને તેના શરીરમાં ખંજવાળ ઉત્પન્ન કરે છે. એથી કરીને માછલીના શરીરમાંથી એક પ્રકારનો ચળકતો ચીકણો રસ ઝરીને તે જંતુની આસપાસ લપેટાય છે અને તેથીજ મોતીનો આકાર બંધાય છે. એજ પ્રમાણે

આપણા જોવામાં આવતું આ સમસ્ત બ્રહ્માંડ પણ આપણે પોતે આસપાસ પાથરેલી આપણીજ વૃત્તિઓની સમષ્ટિ છે–આપણી પોતાનીજ કૃતિ છે. એમાં વાસ્તવિક જગત તો માત્ર પેલા જંતુ પૂરતુંજ છે. સામાન્ય માણસોના ધ્યાનમાં આ વાત ઉતરવી મુશ્કેલ છે; કારણકે જ્યારે જ્યારે તેઓ સમજવાનો પ્રયત્ન કરે છે, ત્યારે ત્યારે તેઓ પોતાની આસપાસ વૃત્તિરૂપી રસ પાછો પાથરે છે એટલે તેઓ મૂળ વસ્તુ તો જોઈ શકતાજ નથી. હવે "વૃત્તિ" શબ્દનો અર્થ તમારા સમજવામાં આવી ગયો હશે. જે ખરેખરો મનુષ્ય અથવા પુરુષ તે તો મનની પાછળ ઊભો રહીને કાર્ય કરે છે. પુરુષનું ચૈતન્ય મનદ્વારા બહાર નીકળી આવે છે, મનની પાછળ ઊભો રહીને પુરુષ કાર્ય કરે છે, ત્યારેજ મનમાં ચૈતન્ય આવે છે અને પુરુષ જ્યારે તેનો બિલકુલ ત્યાગ કરે છે ત્યારે તેનો નાશ થઇ જાય છે; તેનું અસ્તિત્વ પણ રહેતું નથી. આ ઉપરથી તમે ચિત્તનું સ્વરૂપ સમજી ગયા હશો. અંતઃકરણરૂપ જે મૂળ પદાર્થનું મન બનેલું છે, તેજ પદાર્થના એક સ્વરૂપને ચિત્ત કહે છે અને વૃત્તિઓ તેના તરંગને સ્થાને છે. જ્યારે એ શાંત ચિત્ત ઉપર કોઇ બાહ્ય કારણ અસર કરે છે, ત્યારે વૃત્તિઓનું રૂપ ધારણ કરે છે અને જેને આપણે જગત કહીએ છીએ તે આ વૃત્તિઓનોજ સમૂહ છે.

તળાવનું તળિયું આપણે જોઇ શકતા નથી; કારણકે એની ઉપરની સપાટી ઉપર નાનાં નાનાં મોજાં ઉત્પન્ન થયાજ કરે છે. જ્યારે એ તમામ મોજાં શાંત બની જઇને પાણી સ્થિર થવા પામે ત્યારેજ તળાવના તળિયાની કાંઇક ઝાંખી આપણને થઇ શકે છે. જો પાણી ડહોળું હોય છે અથવા તે હાલ્યા કરતું અને ઊછળ્યા કરતું હોય છે, તો તેનું તળિયું જોવાની આશા વ્યર્થ છે. પાણી નિર્મળ હોય અને તેમાં નાનુંસરખું મોજું પણ પેદા ન થતું હોય તોજ

આપણે તેના તળિયા સુધી નજર નાખી શકીએ. હવે આ તળાવના તળિયાને ઠેકાણે આપણું પોતાનું મૂળ ખરૂં સ્વરૂપ સમજી લો. તળાવ તે આપણું ચિત્ત છે અને ચિત્તમાં ઉત્પન્ન થતી વૃત્તિઓને મોજાંને ઠેકાણે સમજો. વળી એક બીજી ધ્યાનમાં લેવા જેવી બાબત એ છે કે, મનની ત્રણ પ્રકારની સ્થિતિ હોય છે. પહેલી અંધકારમય સ્થિતિ, જેને આપણે 'તમસ' કહીએ છીએ. પશુ તથા પશુના જેવાં મૂર્ખ મનુષ્યોના મનની સ્થિતિ એવીજ હોય છે. તેમનું કાર્ય બીજાનું અનિષ્ટ કરવા જેવુંજ હોય છે. એવી સ્થિતિમાં જેમનું મન હોય છે, તેઓ કોઇ પણ સારો વિચાર કરી શકતા નથી. મનની બીજી અવસ્થાને 'રાજસ' અથવા ક્રિયાશીલ અવસ્થા કહે છે. એ સ્થિતિમાં માત્ર સત્તા અને ઉપભોગ બેનાજ વિચાર મનમાં આવી શકે છે, હું બળવાન થાઉં, ધનવાન થાઉં અને બીજાના ઉપર મારી સત્તા ચલાવું, આવાજ પ્રકારના વિચાર એ સ્થિતિમાં આવે છે ત્યાર પછી જ્યારે ચિત્તરૂપી સરોવરમાં મોજાં ઉછળતાં બંધ થઇ જાય છે અને સમસ્ત જલરાશિ શાંત બની રહે છે, ત્યારે જળ પણ નિર્મળ બની જાય છે. એવી સ્થિતિને 'સાત્વિક' અથવા શાંત અવસ્થા કહે છે. આ અવસ્થામાં તરંગ ઉત્પન્ન થતા નથી, તે ઉપરથી કોઇએ એવી ભ્રાંતિમાં ન પડવું કે એ જડ અવસ્થા છે. તે જડ નથી; એટલુંજ નહિ પણ અત્યંત ક્રિયાશીલ અવસ્થા છે; કેમકે એ અવસ્થામાંજ શક્તિનો ઉંચામાં ઉંચો વિકાસ રહેલો છે. વૃત્તિઓને છૂટી રાખી ગમે તેમ ભમવા દેવી, એવા પ્રકારના ક્રિયાશીલ થવું એ તો બહુ સહેલું છે. લગામ છોડી દીધી એટલે ઘોડો આપોઆપજ તમને ઘસડીને ફાવે ત્યાં દોડી જવાનો. એ કામ તો ગમે તે માણસ કરી શકે, પણ દોડતા ઘોડાને થોભાવી અનુકૂળ રસ્તે ગલવે તેજ ખરેખરો શક્તિસંપન્ન અને ક્રિયાવાન પુરુષ ગણાય છે. ઘોડાને છૂટી લગામે જવા દેવા

અને તેમને રોકી રાખવા, એ બેમાંથી કયા કામમાં વિશેષ શક્તિનો ખપ પડે છે? શાંત માણસ અને આળસુ માણસ એ બે એકસરખા નથીજ. સત્ત્વગુણ એ કાંઇ આળસ કે જડતાનું કારણ નથી. જે માણસ ચિત્તના તમામ તરંગોને સ્વાધીન કરી દે છે તેજ શાંત થયો કહેવાય. અશાંતિમય ક્રિયાશીલતામાં ઊતરતા પ્રકારનીજ શક્તિ જોવામાં આવે છે, પરંતુ શાંતભાવમાં તો ઘણાજ ઊંચા પ્રકારની શક્તિનું દર્શન થાય છે.

ચિત્ત હમેશાં પોતાની સ્વાભાવિક નિર્મળતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે; પણ ઇંદ્રિયો તેને વારંવાર બહારનીજ બાજુ તરફ ખેંચ્યા કરે છે. આ પ્રવૃત્તિને રોકવી, ચિત્તના બહાર જવાના વલણને ખાળી દેવું અને તેને પાછું વાળીને ચૈતન્યઘન પુરુષ તરફ જવાને પ્રવૃત્ત કરવું; એજ યોગનું પહેલું પગથિયું છે; કારણકે એ રીતેજ ચિત્તને તેને ખરે રસ્તે વાળી શકાય છે.

નાનાથી માંડીને મોટા સુધીના પ્રત્યેક પ્રાણીમાં ચિત્ત રહેલું હોય છે; પરંતુ તે વિચારશક્તિસહિત તો એકલા મનુષ્યશરીરમાંજ જોવામાં આવે છે. હવે એ મન જ્યાંસુધી એ વિચારશક્તિનો યથાર્થ ઉપયોગ ન કરે, ત્યાંસુધી તેને તેની હાલની દશામાંથી પાછું વાળીને મુક્ત બનાવવાનું કામ જીવાત્માથી બની શકેજ નહિ. ગાય, શ્વાન વગેરે પ્રાણીઓને મન છે, તોપણ તેમને હાલ તુરત મુક્તિ મળી શકે એમ નથી; તેનું એજ કારણ છે કે, તેઓ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં તેમનું મન વિચારનું સ્વરૂપ ધારણ કરી શકતું નથી.

આ ચિત્તની પાંચ અવસ્થાઓ છે. ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ. ક્ષિપ્ત અવસ્થામાં મન રજોગુણની અધિકતાથી ચંચળ બનીને ચોતરફ દોડાદોડ કરે છે. આ સ્થિતિમાં સુખ તેમજ દુઃખના મિશ્રરૂપમાં મનની ચેષ્ટા બહાર આવે છે. મૂઢ

અવસ્થા એ તમોગુણપ્રધાન છે. એ અવસ્થામાં ક્રોધ, આળસ અને બીજાનું ભૂંડું કરવાનીજ વૃત્તિ ઉદ્ભવે છે. ચિત્ત જ્યારે બાહ્ય-સુખના સાધનરૂપ રસાદિમા જોડાયતું હોય, ત્યારે તેને વિક્ષિપ્ત કહે છે ક્ષિપ્ત અવસ્થા મોટે ભાગે મનુષ્યોની, વિક્ષિપ્ત અવસ્થા દેવતાઓની અને મૂઢ અવસ્થા રાક્ષસોની હોય છે. માત્ર ચિત્તની એકાગ્ર અને નિરુદ્ધ અવસ્થાઓજ સમાધિની પ્રાપ્તિ કરાવે છે

तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥ ३ ॥

**સૂત્રાર્થઃ**-તે વખતે એટલે નિરોધ સ્થિતિમાં દ્રષ્ટા એટલે પુરુષ પોતાના શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપમા સ્થિત થાય છે.

**વિવેચનઃ**-જ્યારે સરોવરમાં ઉદ્ભવતા તરંગો શમી જાય છે અને તે શાંત, તરંગરહિત બની જાય છે, ત્યારે આપણે તેના તળિયા સુધી નજર પહોચાડી શકીએ છીએ, તેવી રીતે મનનું પણ સમજવુ. જ્યારે તે શાંત થાય છે, ત્યારે આપણે આપણા સત્સ્વરૂપને જોઈ શકીએ છીએ એ અવસ્થામા આપણે ચિત્તની સાથે જોડાવાનુ-મળી જવાનું હોતું નથી, એટલે આપણે પોતાના સ્વરૂપમાંજ સ્થિત થઈ રહીએ છીએ.

वृत्तिसारूप्यमितरत्र ॥ ४ ॥

**સૂત્રાર્થઃ**-અન્યાન્ય સમયે એટલે ચિત્તનો નિરોધ ન થયો હોય ત્યારે દ્રષ્ટા વૃત્તિની સાથે તદાકાર થઇ જાય છે

**વિવેચનઃ**-દાખલા તરીકે, જાણે કે કોઈ આપણી નિંદા કરે છે તેથી આપણને દુઃખ થાય છે. એ એક પ્રકારનું પરિણામ-એક પ્રકારની વૃત્તિ થઇ અને તેની સાથે આપણે આપણી જાતને પણ ભેળી દીધી; તેથી આપણને દુઃખનો અનુભવ થયો.

वृत्तयः पंचतय्यः क्लिष्टा अक्लिष्टाः ॥ ५ ॥

**સૂત્રાર્થ:**-ક્લેશયુક્ત અને ક્લેશરહિત વૃત્તિઓના પાંચ પ્રકાર છે.

प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः ॥ ६ ॥

**સૂત્રાર્થ:**-પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ; અર્થાત્ સત્ય જ્ઞાન, વિપરીત જ્ઞાન, સંશય, નિદ્રા અને સ્મૃતિ એ પાંચ પ્રકારની વૃત્તિઓ છે.

प्रत्यक्षानुमानागमाः प्रमाणानि ॥ ७ ॥

**સૂત્રાર્થ:**-પ્રત્યક્ષ, અનુમાન અને આગમ એટલે જેના ઉપર વિશ્વાસ મૂકી શકાય એવા પુરુષના શબ્દ, એ ત્રણ પ્રમાણો એટલે યથાર્થ જ્ઞાનના સાધનો છે.

**વિવેચન:**-એક પદાર્થને વિષે આપણને એક અનુભવ મળ્યો હોય, તેજ પદાર્થ વિષેનો બીજો અનુભવ પહેલાંના કરતાં જુદો ન હોય, તો આપણે તેને સત્ય માનીએ છીએ અને પૂર્વે જે અનુભવ મળ્યો હોય તેનાથી જુદા પ્રકારની વાત સાંભળીએ તો આપણે વાંધો ઉઠાવીને તે વાત માનવાની ના પાડીએ છીએ. પ્રમાણ ત્રણ પ્રકારના હોય છે. સાક્ષાત્ અનુભવ અથવા પ્રત્યક્ષ પ્રમાણ એ એક પ્રકાર થયો. આપણાં નેત્ર અને કર્ણેંદ્રિય ભૂલથાપ ન ખાતાં હોય એવી સ્થિતિમાં આપણે જે કાંઇ દેખીએ અથવા સાંભળીએ, તેને પ્રત્યક્ષ પ્રમાણ કહેવામાં આવે છે. બીજા પ્રકારનું પ્રમાણ અનુમાન છે. તમે અમુક ચિહ્ન જુઓ છો. એ ચિહ્ન જે પદાર્થનું સૂચન કરે તે ઉપરથી તે પદાર્થ વિષે તમને જ્ઞાન થાય છે. આપ્તવાક્ય એ ત્રીજા પ્રકારનું પ્રમાણ છે.

યોગીઓ અથવા જેમણે સત્યનો અનુભવ કર્યો છે, તેમના અનુભવને માન્ય કરવો એનું નામ આપ્તવાક્ય. આપણે બધાએ જ્ઞાન તરફ જવા મથીએ છીએ; પરંતુ એ માર્ગે જતાં ખૂબ પરિ-

શ્રમ કરવાની અપેક્ષા રહે છે, લાંબા કાળ સુધી ઘણુંજ ઊંડું ચિંતવન કર્યા પછી જ્ઞાનનું કિરણ આપણુને હાથ લાગે છે પણ યોગી પુરુષોનું મન પવિત્ર હોવાથી તેઓ તો વિચારના પ્રદેશના કરતા આગળ ગયેલા છે તેઓનાં મન આગળ તો ભૂત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણે કાળનું જ્ઞાન પાઠ્ય પુસ્તકના આકારમાં પ્રત્યક્ષ થઈ ગયુ હોય છે. જ્ઞાન મેળવવાને માટે આપણે જે લાંબો અને કંટાળાભરેલો માર્ગ ગ્રહણ કરવો પડે છે, તેની યોગીઓને જરૂર રહેતી નથી એવા પુરુષોનુ વાક્ય પ્રમાણ મનાય છે, કારણકે તેઓ પોતાની અંદર રહેલા ચૈતન્યનુ દર્શન કરી શકે છે એવા સર્વજ્ઞ મહાત્માઓનાં રચેલા શાસ્ત્રો પણ પ્રમાણ મનાય છે પતંજલિ પછીના કેટલાક દર્શનકારોએ આપ્તવાક્યના સબંધમાં ભારે ચર્ચા ઉઠાવી છે તેઓ કહે છે કે માત્ર આપ્તવાક્યનેજ સત્ય માનવાનુ કારણ શું? જો નવું જ્ઞાન પૂર્વજ્ઞાનનુ વિરોધી ન હોય, તો આપણે સામાન્ય મનુષ્યોનું જ્ઞાન પણ સત્ય અને પ્રમાણભૂત માનવુ જોઇએ અતીન્દ્રિય જ્ઞાનનુ અસ્તિત્વ તો છેજ અને મનુષ્ય તેને પ્રાપ્ત કરી શકે છે એ વાત પણ સત્ય છે. તો પછી વર્તમાન સમયના યોગી લોકોનુ કથન, બુદ્ધિ અને પૂર્વ અનુભવનુ વિરોધી ન હોય તો તેને પણ સત્ય અને પ્રમાણ માનવામા કશી અડચણ હોવી ન જોઇએ એક ગાંડો માણસ આપણી આગળ આવીને કહે કે, "હુ ચારે દિશાએ દેવોને જોઉં છું," તો એના કથનને આપણે પ્રમાણ માની શકીએ નહિ કારણકે કોઇ પણ વાતને પ્રમાણ માનતા પહેલા જોવુ જોઇએ કે, તે સત્ય છે કે નહિ, બીજુ, તે પૂર્વ અનુભવનું વિરોધી ન હોવુ જોઇએ અને ત્રીજુ તે વ્યક્તિના ચારિત્ર્ય ઉપરથી પણ તેના કથનના સત્યાસત્યની તુલના કરવી જોઇએ મેં ઘણી વાર લોકોને કહેતાં સાંભળ્યા છે કે, આપણે માણસનું ચારિત્ર્ય જોવાની જરૂર નથી,

પણ તે કહે તે સાંભળવાનું છે. બીજી બાબતોમાં કદાચ આમ ચલાવી લેવાય. દાખલા તરીકે એક માણસ દુષ્ટ પ્રકૃતિનો હોય તોપણ તે જ્યોતિષના સંબંધમાં નવી શોધ કરી શકે, પણ ધર્મની વાત તદ્દન જુદી છે. કોઇ અપવિત્ર વ્યક્તિ ધર્મનાં સત્યોને પ્રાપ્ત કરી શકતી નથી. આટલા માટે આપણે પહેલેથીજ ખાતરી કરી લેવી જોઇએ કે, જે વ્યક્તિ પોતાને આપ્તપુરુષ કહેવડાવે છે, તે સંપૂર્ણ નિષ્કામ અને પવિત્ર છે કે નહિ? બીજું એ જોવું જોઇએ કે, એ માણસ જે કાંઇ કહે છે તે મનુષ્યજાતિના પૂર્વજ્ઞાન અને અનુભવથી વિરુદ્ધ તો નથી? કોઈ પણ નવું સત્ય પૂર્વનાં સત્યોનું ખંડન નથી કરતું, પણ તેની સાથે મેળ કરી દે છે? ત્રીજી વાત એ જોવી જોઇએ કે, એ વ્યક્તિએ વાસ્તવિક રીતે અતીંદ્રિય અવસ્થા પ્રાપ્ત કરી છે કે નહિ. ચોથી વાત એ નક્કી કરી લેવાની કે, એ સત્યનો અનુભવ કરવાનું સૌને માટે ખુલ્લું હોવું જોઇએ. કોઇ આવીને કહે કે, મને અલૌકિક દર્શન થયું છે પણ બીજાને તેનો અધિકાર નથી, તો એવા માણસનું કથન વિશ્વાસને પાત્ર નથી. કોઇ પણ સત્યનો જાતે અનુભવ કરી લેવાની સત્તા દરેક જણને છે, છે ને છેજ. વળી જે માણસ ધન લઇને જ્ઞાન આપવાનો દાવો કરે છે, તેની પણ આપ્તમાં ગણના થઈ શકે નહિ. આપ્તપુરુષ તો પવિત્ર અને નિઃસ્વાર્થી હોવો જોઇએ. તેને લાભ કે માનની અપેક્ષા ન હોવી જોઇએ. તેણે જ્ઞાનાતીત અવસ્થા પ્રાપ્ત કરી છે તેની પણ સાબિતી મળવી જોઇએ. એ ઉપરાંત તે આપણને એવું કાંઇક જ્ઞાન આપતો હોવો જોઇએ કે જે કદી ઇંદ્રિયોદ્વારા ન મળી શકે અને તે જ્ઞાન જગતને ઉપકારક હોવું જોઇએ. એ જ્ઞાન બીજાં સત્યોનું વિરોધી નજ હોઇ શકે. જો એ જ્ઞાન કોઈ પણ વૈજ્ઞાનિક સત્યનું વિરોધી હોય, તો તેનો એકદમ અસ્વીકાર કરજો. છેલ્લી વાત એ જોઇ લેવાની કે, એ જ્ઞાન ઉપર મારો એકલાનોજ

તરીકે તમે એક શબ્દ સાંભળો છો. એ શબ્દ ચિત્તરૂપી સરોવરમાં પથ્થરની માફક તરંગ ઉત્પન્ન કરે છે અને એ તરંગ બીજા અનેક નાનાં નાનાં મોજાંઓની તરંગમાળા ઉત્પન્ન કરે છે; એ તરંગમાળા તેજ સ્મૃતિ. નિદ્રામાં પણ એમજ બનતું આવે છે. નિદ્રારૂપી અમુક પ્રકારનો તરંગ ચિત્તમાં સ્મૃતિરૂપી બીજો તરંગ ઉત્પન્ન કરે છે, તેને સ્વપ્ન કહે છે. જાગ્રત અવસ્થામાં જેને સ્મૃતિ કહે છે, તેજ તરંગ નિદ્રાવસ્થામાં સ્વપ્ન કહેવાય છે.

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥१२॥

**સૂત્રાર્થઃ**-અભ્યાસ અને વૈરાગ્ય વડે એ વૃત્તિઓનો નિરોધ થઇ શકે છે.

**વિવેચનઃ**—આ વૈરાગ્યની પ્રાપ્તિને માટે મનને નિર્મળ, શુભ અને વિચારપૂર્ણ બનાવવાની જરૂર છે. અભ્યાસનું શું પ્રયોજન છે? દરેક કાર્ય એ ચિત્તરૂપી સરોવરની સપાટી ઉપર કંપનયુક્ત પ્રવાહતુલ્ય છે. એ કંપન તો શમી જાય છે, પણ તેના સંસ્કાર રહી જાય છે. જ્યારે મન ઉપર એકજ પ્રકારના અનેક સંસ્કાર પડ્યાજ કરે છે, ત્યારે તે બધા એકત્રિત થાય છે અને તેમાંથી ટેવ-ચારિત્ર્ય બંધાય છે. કહેવત છે કે, "ટેવ એ બીજો સ્વભાવ છે." વાસ્તવમાં એને બીજો નહિ પણ "પહેલો" સ્વભાવ કહીએ તોપણ ખોટું નથી. મનુષ્યના સમગ્ર ચારિત્ર્યનો આધાર એ ટેવના ઉપરજ રહેલો છે. આપણી અત્યારની જે પ્રકૃતિ ઘડાયેલી છે, તે પહેલાંની ટેવોનુંજ પરિણામ છે અને તેને આપણીજ ટેવોનું પરિણામ જાણવાથી મનને એક પ્રકારનું સાંત્વન મળે છે. કારણકે જ્યારે આપણે સમજી શકીએ છીએ કે, એ પ્રકૃતિ બહારથી આપણા ઉપર આવી પડી નથી પણ તેના રચનાર આપણે પોતેજ છીએ; ત્યારે તો જેવી રીતે આપણે તેને ઘડી છે, તેવીજ રીતે આપણે તેનો નાશ પણ કરવાને શક્તિમાન છીએ.

આપણા મનની અંદર વિચારોનો જે પ્રવાહ ચાલુ રહે છે, તેમાંનો વિચાર પોતાની પાછળ સંસ્કાર મૂકતો જાય છે અને એવા સંસ્કારોનેજ પરિણામે ટેવો બંધાય છે આ પ્રમાણે આપણા તમામ પ્રકારના સંસ્કારનો સરવાળો તેજ આપણુ ચારિત્ર્ય અને જે વખતે જે વૃત્તિનો પ્રવાહ પ્રબળ હોય તે વખતે મનુષ્ય તેને અનુરૂપ વલણ લે છે જ્યારે સદ્‌ગુણનો પ્રવાહ બળવાન હોય, ત્યારે મનુષ્ય શુભાચરણ કરે છે, દુષ્ટ વૃત્તિનો પ્રવાહ બળવાન હોય, ત્યારે તે પાપાચરણ કરે છે અને આનંદનો પ્રવાહ ચાલુ થાય, ત્યારે તેના મનને સુખની પ્રાપ્તિ થાય છે દુષ્ટ વૃત્તિઓને નિર્મૂળ કરવાનો એકજ ઉપાય એ છે કે, તેનાથી ઊલટી ટેવો પાડવા માંડવી જો એ દુષ્ટ ટેવોએ આપણા મનમાં ઊંડા મૂળ ઘાલેલા હોય, તો નવેસરથી સારી ટેવો પાડવાથી તેનો નાશ થઇ શકે એમ છે તમે હમેશા સારા કામ કર્યે જાઓ, શુભ વિચારો કર્યે જાઓ-માઠી ટેવોને કાઢી નાખવનો એ એકજ ઉપાય છે અમુક માણસ કદી પણ સુધરવાનો નથી, એવો ઉદ્‌ગાર તમે કાઢતાજ નહિ, કારણકે અત્યારે તેનો દુષ્ટ સ્વભાવ છે તે પાછલી ટેવોનુ પરિણામ છે અને તેને નવી સારી ટેવો કેળવ્યાથી સુધારી શકાય એમ છે ચારિત્ર્ય એ લંબા વખતની ટેવોનુ પરિણામ છે અને એજ પ્રમાણે નવી સારી ટેવોને અમુક વખત સુધી ધારણ કરવાથી ચારિત્ર્ય બદલાઈને સુધરી જાય છે

**तत्रा स्थितौ यत्नोऽभ्यासः ॥१३॥**

**સૂત્રાર્થ**:—વૃત્તિરહિત-નિરૂદ્ધ-ચિત્ત સ્વસ્વરૂપમાં પરિણામ પામે, તેનુ નામ સ્થિતિ છે એ સ્થિતિને માટે પ્રયત્ન કરવો, તેને અભ્યાસ કહે છે

**स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः ॥ १४ ॥**

ખનારી હોવાથી એને પ્રાપ્ત કરવામાં તથા વાપરવામાં લાભ તો કંઈજ નથી. વળી એવી બાહ્યશક્તિની પ્રાપ્તિ કરવાથી મુક્તિ પણ મળી જતી નથી. એવી શક્તિની ઇચ્છા માત્ર ભોગનેજ અર્થે હોય છે; અને આ બાહ્યજીવનમાં ખરેખર ભોગનો તો અવકાશજ નથી; કારણકે એ વાસના ગમે તેટલી શક્તિ અને પદાર્થો મળ્યાં છતાં કદીજ તૃપ્ત થઈ શકતી નથી. માટે એવા ભોગોની પાછળ ફાંફાં મારવા મિથ્યા છે. આ અતિ પ્રાચીન ઉપદેશ મનુષ્યના અંતરમાં ઊતરવો ઘણો મુશ્કેલ છે. પણ આ વાત જ્યારે પણ તેના અંતરમાં પૂરેપૂરી રીતે ઊતરી જાય છે, ત્યારેજ તે આ સ્થૂળ જગતની પાર જઇને મુક્ત દશા પ્રાપ્ત કરી શકે છે.

સાધારણ ભાષાઓ જેને સિદ્ધિઓ અથવા ગુપ્ત શક્તિઓ કહે છે, તે વડે માત્ર ભોગોનીજ વૃદ્ધિ થાય છે. જગતનાં બંધનો એથી તો ઊલટાં વધારે દૃઢ થાય છે અને તેને પરિણામે દુઃખની પણ વૃદ્ધિજ થાય છે. પતંજલિ "એ ગુપ્ત શક્તિઓની પ્રાપ્તિ શક્ય છે" એવું લખે છે, તેનું કારણ એ છે કે, વૈજ્ઞાનિક તરીકે તેમ કરવાની તેની ફરજ છે; પણ સાથે સાથે એ શક્તિનાં પ્રલોભનોમાં આપણે ન ફસાઇએ તેને માટે તે આપણને સાવધાન રહેવાનું વારંવાર સૂચન કરતો રહે છે.

હવે જ્યારે ધ્યાનાવસ્થામાં એ તત્ત્વોને દિશા અને કાળથી અલગ કરીને તેમના સ્વરૂપનું ચિંતન કરવામાં આવે છે, ત્યારે તેવી સમાધિને નિર્વિકલ્પ સમાધિ કહે છે. એ પછી એક પગથિયું આગળ વધીને જ્યારે તન્માત્રાઓ દિશા અને કાલની અંદર સમજાઇને તેમનું ધ્યાન કરવામાં આવે છે, ત્યારે તે સવિચાર (વિચારયુક્ત) સમાધિ કહેવાય છે અને જ્યારે સૂક્ષ્મ તત્ત્વોને દિશા અને કાલથી અતીત સમજીને તેમનું ધ્યાન કરવામાં આવે છે; ત્યારે તે નિર્વિચાર સમાધિ કહેવાય છે. એ પછી સૂક્ષ્મ અને

સ્થૂલ બેઉ પ્રકારનાં તત્ત્વનો છોડી દઈને એકલા અંતઃકરણનેજ ધ્યાનનો વિષય બનાવવામાં આવે છે, અને અંતઃકરણને રજસ તમસથી અલગ કરીને તેનું ધ્યાન કરવામાં આવે છે ત્યારે સાનંદ સમાધિ સધાય છે. એજ સમાધિમાં જ્યારે અંતઃકરણને છેકજ ઉપાધિરહિત ગણીને તેનું ધ્યાન કરવામાં આવે; અને જ્યારે એ સમાધિ વિશેષરૂપે પરિપકવ થઇ જાય, ત્યારે સ્થૂળ, સૂક્ષ્મ તમામ તત્ત્વોનો તમામ વિચાર છૂટી જાય અને એકલો સાત્ત્વિક અહંકારજ અવશિષ્ટ રહે, ત્યારે તે અસ્મિતા સમાધિ કહેવાય છે. જે વ્યક્તિ આ અવસ્થા પ્રાપ્ત કરે છે તેણે વેદાંતમાં વર્ણવેલી "વિદેહ" અવસ્થા પ્રાપ્ત કરી કહેવાય. પરંતુ તેને સ્થૂળ દેહનું ભાન નહિ રહેવા છતાં સૂક્ષ્મ શરીરનું ભાન તો રહે છેજ; હવે જો તે આગળ વધી પરમપદની પ્રાપ્તિ કર્યા વગર એજ અવસ્થામાં અટકી જાય છે-પ્રકૃતિમાં લીન થઈ રહે છે-તો તેને "પ્રકૃતિ-લય" કહેવાય છે. જેઓ-કોઈ પણ પ્રકારના ભોગમાં નહિ લલચાતાં આગળ વધે છે, તેઓજ અંતિમ લક્ષ્યરૂપ મુક્તિના અધિકારી થાય છે.

विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः ॥ १८॥

**સૂત્રાર્થ:**—જેમાં માત્ર સાત્ત્વિક વૃત્તિના અદૃષ્ટ સંસ્કારોજ બાકી રહેવા પામે છે, એવી જે અન્ય અસંપ્રજ્ઞાત સમાધિ છે, તે મનોવૃત્તિઓનું શમન કરવાવાળા પર વૈરાગ્યનો અભ્યાસ કરવાથી પ્રાપ્ત થાય છે.

**વિવેચન:**—આ સમાધિ સંપૂર્ણ અને જ્ઞાનાતીત હોવાથી તે અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે અને તે મુક્તિની પ્રાપ્તિ કરાવે છે. ગયા સૂત્રમાં સમાધિના બીજા જે જે પ્રકાર વર્ણવ્યા છે, તેનાથી મુક્તિ પ્રાપ્ત થતી નથી. માણસ ગમે તેટલી શક્તિઓ મેળવે તોપણ આખરે તેનું પતન થયા વિના રહેતું નથી. જ્યાં-

સુધી આત્મા પ્રકૃતિથી અતીત ન થાય અને સંપ્રજ્ઞાત સમાધિથી આગળ ન જાય, ત્યાંસુધી તેને ખરી સ્થિરતા મળી શકતી નથી. આ સમાધિની રીત દેખીતી ઘણી સહેલી લાગે છે, પણ તેને સિદ્ધ કરવી બહુ કઠણ છે. એને સિદ્ધ કરવાની રીત આ પ્રમાણે છે કે, મનનેજ પોતાના ધ્યાનનો વિષય બનાવી દેવો. અને તેમાં કોઈ પણ જાતનો વિચાર આવે તેને દબાવી દેવો. મનની અંદર કોઇ પણ જાતનો વિચાર પ્રવેશવા ન દઇને સંપૂર્ણ શૂન્ય કરી નાખવું. આ કાર્ય પૂરેપૂરૂં સિદ્ધ થાય એટલે તેજ પળે આપણે મુક્ત થયા એમ જાણવું.

પરંતુ જેઓ શરૂઆતનાં સાધનો સાધ્યા વગરજ એકદમ મનને શૂન્ય કરવા મંડી જાય છે, તેમનું ચિત્ત ઊલટું અજ્ઞાનના સ્થાનરૂપ તમોગુણથી ભરાઇ જાય છે અને તેમનું મન આળસુ અને મૂઢ થઇ જાય છે. આમ છતાં તેઓ પોતાના મનથી તો એમજ સમજતા હોય છે કે, અમે અમારા મનને તદ્દન શૂન્ય કરી દીધું. મનને શૂન્ય કરી દેવામાં પુષ્કળ સામર્થ્યની જરૂર પડે છે; કેમકે મનની ગતિને તદ્દન રોકી દેવામાં સંયમની પરાકાષ્ઠા આવી જાય છે. આવો અભ્યાસ કરતાં કરતાં જે અસંપ્રજ્ઞાત અથવા જ્ઞાનાતીત અવસ્થા પ્રાપ્ત થાય છે, તેને નિર્બીજ સમાધિ પણ કહેવામાં આવે છે. તેનું તાત્પર્ય એ છે કે,સંપ્રજ્ઞાત સમાધિમાં ચિત્તવૃત્તિનો માત્ર નિગ્રહ થાય છે પણ તે સંસ્કાર અથવા બીજના સ્વરૂપમાં રહી જાય છે અને તેથી કરીને સમય આવતાં પાછી તે અંકુરિત થઇને તરંગાકૃતિ ધારણ કરવાનો સંભવ રહે છે; પણ જ્યારે સંસ્કાર પણ તદ્દન નિર્મૂળ થઇ જાય, ત્યારે મન પણ નિર્મૂળ થઇ ગયુંજ જાણવું. એ અવસ્થા આવે એટલે જેને નિર્બીજ સમાધિ કહે છે તેની પ્રાપ્તિ થાય છે. ત્યાર પછી મનની અંદર એવાં કોઇ પણ પ્રકારનાં બીજ રહેવા પામતાં નથી;

કે જેથી જીવન–લતા ફરી ફરીને અંકુરિત થાય અને જન્મ-મરણનું ચક્ર પાછું ફરતું થઇ જાય.

કદાચ તમે એવો પ્રશ્ન કરશો કે, જ્ઞાન ન રહે અને મનનું પણ અસ્તિત્વ ન રહે એ અવસ્થા તે વળી કેવી હશે? જેને આપણે જ્ઞાનપૂર્ણ અવસ્થા કહીએ છીએ તે, જ્ઞાનાતીત અવસ્થા કરતાં નીચા પ્રકારની છે. તમારે હમેશાં સ્મરણમાં રાખવું જરૂરનું છે કે, કોઇ પણ વિષયની ઊંચામાં ઊંચી અને નીચામાં નીચી એ બેઉ અવસ્થાઓ જાણે એકસરખીજ હોય એવો ભાસ થાય છે. પ્રકાશનાં આંદોલન જ્યારે ઘણાંજ મંદ હોય છે, ત્યારે આપણને તે અંધકાર જેવાં દેખાય છે, તેવીજ રીતે એ આંદોલન જ્યારે અત્યંત વેગથી કંપાયમાન થતાં હોય છે, ત્યારે પ્રકાશ એવું પ્રખર સ્વરૂપ ધારણ કરે છે કે તેથી પણ આપણી આંખે તો તે અંધકાર જેવુંજ દેખાય છે, પણ આ બે અંધકારમય સ્થિતિને શું એક કહી શકાય? પહેલી અવસ્થા ખરેખરી અંધકારની છે અને બીજી અવસ્થા તેના સામા છેડાની અત્યંત પ્રકાશપૂર્ણ છે; પણ આપણી આંખ તેનો પ્રકાશ ઝીલી શકતી નથી એવીજ રીતે અજ્ઞાન એ સૌથી નીચા પ્રકારની અવસ્થા છે, જ્ઞાન એ મધ્યમ અવસ્થા છે અને જ્ઞાનથી પણ અતીત થઇ જવાય તે સર્વોત્તમ અવસ્થા કહેવાય છે. આ પ્રમાણે પહેલી અને છેલ્લી સ્થિતિ જોવામાં સરખીજ હોય છે એ જ્ઞાનાતીત દશા કોઇ પણ પ્રકારની બનાવટ કે મિશ્રણથી ઉત્પન્ન થાય છે, એ વાતમાં કશુંજ સત્ય નથી.

ઊંચા પ્રકારની એકાગ્રતાનો લાગલાગટ અભ્યાસ કર્યો કરવાથી પૂર્વકાળની ચિત્તની ચંચળતા, આલસ્ય અને શુભાશુભ સંસ્કારો એ સર્વનો એક સામટો નાશ થઇ જાય છે. સોનાને ભઠ્ઠીમાં મૂકી શુદ્ધ કરતી વખતે તેમાંની મલિનતા બળી જવાની સાથે શુદ્ધિ માટે તેમાં જે રસાયનિક પદાર્થો ભેળવ્યા હોય,

તે પણ નષ્ટ થઇ જાય છે; તેવીજ રીતે ચિત્તમાંના અશુભ સંસ્કારોનો પણ નાશ થઇ જાય છે લાંબાકાળ સુધી લાગલાગટ સંયમ કરવાથી પૂર્વની અશુભ પ્રવૃત્તિઓ ઉપરાંત શુભ પ્રવૃત્તિઓનું પણ નામનિશાન રહેતું નથી. આ પ્રમાણે આત્મા શુભ અને અશુભ સંસ્કારો તથા વૃત્તિઓથી મુક્ત થઇ સર્વશક્તિમાન, સર્વવ્યાપક અને સર્વજ્ઞરૂપે તેના પોતાનાજ તેજથી પ્રકાશતો અવશિષ્ટ રહે છે. આ પ્રમાણે તમામ શક્તિનો ત્યાગ કરીને આત્મા સર્વશક્તિમાન બને છે; પોતે જીવ છે એવા અભિમાનનો ત્યાગ કરીને તે મૃત્યુનો જય કરે છે, કારણકે તે મહાપ્રાણરૂપમાં પરિણત થઇ ગયેલો હોય છે. તે વખતે આત્માને જ્ઞાન થાય છે કે, તેને કદી જન્મમરણ હતાંજ નહિ. સ્વર્ગ કે પૃથ્વી કશાનું તેને પ્રયોજન રહેતું નથી તે વખતે આત્માને અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થાય છે કે, તે પોતે કદી આવ્યો પણ ન હતો અને ગયો પણ ન હતો. એ બધી હિલચાલ તો માત્ર પ્રકૃતિનીજ હતી અને તે પ્રકૃતિની ગતિનુ પ્રતિબિંબજ આત્મા ઉપર પડતું હતું જેવી રીતે કાચમાં પરાવર્તન પામનો પ્રકાશ ભીત ઉપર પડીને હાલતો હોય તેથી ભીંત એમ માની લે કે હું હાલું છું; તેમ વાસ્તવમાં જન્મમરણના વિકારરહિત અવ્યય આત્માને એવો ભ્રમ થયેલો છે કે, 'હું જન્મું છુ અને હું મરૂં છું.' આપણે બધાયે ભ્રમમાં ગોથાં ખાઇએ છીએ. આપણું મનજ જન્મમરણરૂપી ભવાટવીમાં ભટકતું ફરે છે અને આપણી આગળ નાના પ્રકારના રૂપમા દેખાય છે, છતાં આપણે એ બધાં રૂપ અને ભટકણને આપણાંજ માની લઇએ છીએ. આ બધુ અજ્ઞાન સમાધિની સ્થિતિ પ્રાપ્ત થતાં ટળી જાય છે. આવો સિદ્ધ અથવા મુક્તાત્મા જ્યારે જ્યારે જે કાંઇ આજ્ઞા કરે છે—અને તે આજ્ઞાજ કરે છે, પ્રાર્થના નથી કરતો, કાલાવાલા નથી કરતો ત્યારે તરતજ તેની આજ્ઞાનો

અમલ થઇ જાય છે. તેના મનમાં કોઇ પણ પ્રકારની ઇચ્છા ઉદ્ભવી એટલે તે પૂર્ણ થયા વિના રહેતી નથી. તેને જેની જેની જરૂર લાગે છે, તે તેની આગળ હાજર થઇ જાય છે. સાંખ્યદર્શન પ્રમાણે ઇશ્વરનું અસ્તિત્વ સંભવતું નથી; કારણકે જો એવું કાંઇ હોય તો તે આત્માજ હોવો જોઇએ; અને તે આત્મા કાં તો બદ્ધ હોવો જોઇએ અથવા મુક્ત હોવો જોઇએ. હવે જો એ આત્મા બદ્ધ હોય, પ્રકૃતિને વશ હોય, પ્રકૃતિ વડે બંધાઇ ગયેલો હોય, તો તે સૃષ્ટિને કેવી રીતે ઉત્પન્ન કરી શકે ? કેમકે તે પોતેજ પ્રકૃતિનો દાસ છે વળી જો એ આત્માને મુક્ત માનીએ તો પછી જે મુક્ત છે, જેને પ્રકૃતિનું બંધન નથી, તે સૃષ્ટિને ઉત્પન્ન કરવાની અને તેનો નિભાવ કરવાની ભાંજગડમાં પડે શા માટે? મુક્ત આત્માને કોઇ પણ પ્રકારની વાસના તો હોય જ નહિ, એટલે પછી સૃષ્ટિને ઉત્પન્ન કરવાનું અને તેના ઉપર રાજ્ય ચલાવવાનું તેને પ્રયોજનજ શું હોય? એ ઉપરાંત સાંખ્યદર્શન એવો સિદ્ધાંત પણ સ્થાપિત કરે છે કે, ઇશ્વરનું અસ્તિત્વ માની લેવાની જરૂરજ નથી. એકલી પ્રકૃતિનું અસ્તિત્વ સ્વીકારીએ એટલે તેના વડેજ જગતની પ્રત્યેક ઘટનાનું કાર્યકારણ સમજાવી શકાય છે અને તેમ છે, તો પછી ઇશ્વરની જરૂરજ શી? પણ એ સાંખ્યદર્શનના પ્રણેતા કપિલમુનિ એટલું ઉમેરે છે કે, જેમણે પૂર્ણ મુક્ત દશા પ્રાપ્ત કરી ન હોય, એવા અનેક આત્માઓ છે. તેઓ પોતાની અલૌકિક શક્તિઓની વાસનાનો સમૂળગો ત્યાગ કરી શકતા નથી, તેથી કરીને તેઓ મુક્તિની છેક નજીક પહોંચી ગયેલા હોવા છતાં પણ પૂરેપૂરા મુક્ત થઇ શકતા નથી. તેમનું મન પોતાના ગુરુરૂપ બનવાને શક્તિમાન થતા સુધી તેઓ લાંબા સમય પર્યંત પ્રકૃતિમાંજ નિમગ્ન રહે છે જો એવા આત્માને ઇશ્વર માની લેવો હોય, તો એવા ઇશ્વર તો અનેક છે. આપણે બધાએ એક વાર એવું

ઇશ્વરત્વ વહેલેમોડે પ્રાપ્ત કરવાનાજ છીએ. સાંખ્યદર્શનના મત પ્રમાણે વેદોમાં વર્ણવેલા દેવતાઓ આવા મુક્ત આત્માઓજ છે. એમને બાદ કરીએ તો સાંખ્ય મત પ્રમાણે નિત્યમુક્ત, આનંદમય અને જગતનો સ્રષ્ટા એવો ઇશ્વર તો છેજ નહિ.પરંતુ યોગવિદ્યાનો અભિપ્રાય આથી જુદા પ્રકારનો છે. તે એમ જણાવે છે કે, "ઇશ્વર તો છેજ, બીજા * આત્માઓથી તે ભિન્ન અને શ્રેષ્ઠ હોઇને નિત્ય-મુક્ત, અખિલ વિશ્વનો સ્વામી અને ગુરુઓનો ગુરુ છે." આ તરફ યોગીઓ પણ સાંખ્યદર્શનમાં જેમને "પ્રકૃતિમગ્ન" આત્માઓ માન્યા છે, તેમનું અસ્તિત્વ સ્વીકારે છે. તેઓ પૂર્ણતાને પ્રાપ્ત કરતાં વચ્ચે અટકી ગયેલા યોગીઓ છે અને જો કે પરમ પદની પ્રાપ્તિ કરવામાં તેમને કેટલોક વિલંબ થાય છે ખરો,પરંતુ તેઓ જગતના અમુક વિભાગ ઉપર અધિકાર ચલાવતા હોય છે.

भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम् ॥१९॥

**સૂત્રાર્થ**:-"વિદેહ" અને "પ્રકૃતિલય"દશાવાળા યોગીઓની તે અસંપ્રજ્ઞાત સમાધિ સંસારનો (જન્મમરણનો) હેતુ થઇ પડે છે.

**વિવેચનઃ**-ભરતખંડમાં પ્રચલિત શાસ્ત્રોના અભિપ્રાય પ્રમાણે "દેવતા" શબ્દ ઉપર કહ્યા તેવા ઉચ્ચ કોટીના આત્માઓનેજ લાગુ પડે છે. જુદા જુદા સમયમાં જુદા જુદા જીવો એ પદનો ઉપભોગ કરે છે, પણ એમાંનો કોઇ પણ દેવતા પૂર્ણ છે એમ ન સમજવું.

---

* પરમાત્માના અસ્તિત્વનો સ્વીકાર કરવામાં સાંખ્યના કરતાં યોગવિદ્યા એક પગલું આગળ વધી; અને એ પરમાત્મા આત્માથી અભિન્ન છે એ અદ્વૈતવાદ ત્યાર પછી વેદાંતદર્શને સમજાવ્યો. આ રીતે ષડ્દર્શન એ વાસ્તવમાં એકજ નિસરણીના પગથિયાં છે. અનુવાદક

श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् ॥ २० ॥

**સૂત્રાર્થ**:–બીજા કેટલાકને શ્રદ્ધા, વીર્ય એટલે ઉત્સાહ–મનોબળ, સ્મૃતિ, સમાધિ–એટલે એકાગ્રતા અને સત્યાસત્ય વસ્તુનો વિવેક–આ સાધનોદ્વારા પણ સંપ્રજ્ઞાત સમાધિ અને તે પછી પરવૈરાગ્યદ્વારા અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**–જેમને દેવ થવાની અથવા કોઈ પણ કલ્પના શાસનકર્તા થવાની પણ ઇચ્છા નથી, તેઓને વિષે આ કથન છે. તેઓ મુક્ત થઈ જાય છે.

तीव्रसंवेगानामासन्नः॥२१॥

**સૂત્રાર્થ**:–સાધનાના અનુષ્ઠાનમાં જેઓ તીવ્ર વેગવાળા હોય છે, તેઓને સફળતા વહેલી મળે છે.

मृदुमध्याधिमात्रत्वात् ततोऽपि विशेषः ॥२२॥

**સૂત્રાર્થ**:–સાધનામાં મૃદુ તીવ્ર વેગવાળાને એ લાભ વહેલો મળે છે, મધ્ય તીવ્ર વેગવાળાને એથી પણ વહેલો અને અધિક તીવ્રવાળાને તેથી પણ વહેલો મળે છે.

ईश्वरप्रणिधानाद्वा ॥२३॥

**સૂત્રાર્થઃ**—અથવા ઇશ્વરભક્તિથી પણ સમાધિ પ્રાપ્ત થાય છે.

क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥२४॥

**સૂત્રાર્થઃ**—જેને દુઃખ, કર્મ, કર્મનાં પરિણામ તથા વાસના સ્પર્શ કરી શકતાં નથી, એવા પુરુષવિશેષને ઇશ્વર કહે છે.

**વિવેચનઃ**— અહીં હું તમને બીજીવાર યાદ દેવડાવું છું કે, પાતંજલ યોગશાસ્ત્ર મોટે ભાગે સાંખ્યદર્શન ઉપર રચાયેલું છે. ફેર એજ છે કે, સાંખ્યદર્શન ઇશ્વરનું અસ્તીત્વ સ્વીકારતું નથી અને યોગશાસ્ત્રે ઇશ્વરને સ્થાન આપેલું છે. યોગીઓ ઇશ્વરનો

સ્વીકાર તો કરે છે, પણ સૃષ્ટિકર્તૃત્વ અને એવી એવી કેટલીક ઇશ્વરને લગતી ભાવનાઓ વિષે તેઓ કશો અભિપ્રાય આપતા નથી. યોગીઓ જેને ઇશ્વર કહે છે તેનો અર્થ સૃષ્ટિના કર્તા થઇ શકતો નથી; પરંતુ વેદના મત પ્રમાણે ઇશ્વર જગતનો કર્તા પણ મનાય છે. વેદનો અભિપ્રાય એવો છે કે, જગતમાં સર્વત્ર એક તાનતા જોવામાં આવે છે, તેથી કરીને એકની ઇચ્છાશકિતથીજ તેનો વિકાસ થયો હોવો જોઇએ.

યોગીઓ ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવા નવા પ્રકારની દલીલનો ઉપયોગ કરે છે. તેઓ કહે છે કેઃ—

तत्र निरतिशयं सर्वज्ञबीजम् ॥२५॥

**સૂત્રાર્થઃ**—સર્વજ્ઞપણું જે બીજાઓમાં બીજરૂપે રહેલું છે તે, તેનામાં ( ઇશ્વરમાં ) વિકાસ પામીને નિરતિશયતા એટલે અનંતતાને પામેલું છે.

**વિવેચનઃ**—મનને અત્યંત બૃહત્ અને અત્યંત ક્ષુદ્ર એવા બે છેડાની વચમાં ભ્રમણ કરવું પડે છે. તમે અમુક મર્યાદિત વિષયનો વિચાર કરી શકો છો, પણ તેમ કરતાંની સાથેજ તમારા મનમાં અનંત દેશના વિચાર આવ્યા વગર રહેતોજ નથી આંખ બંધ કરીને એકાદ નાનકડી જગ્યાનો વિચાર કરી જોવાથી પ્રત્યક્ષ જોઇ શકશો કે, જે ઘડીએ નાની જગ્યારૂપી એક ક્ષુદ્ર વર્તુળની તમે કલ્પના કરો છો, તેજ વખતે તેની આસપાસ અનંત વિસ્તારવાળું વર્તુળ પડેલું છે, એ ખ્યાલ પણ તમને આવવાનોજ. જેવું દેશના સંબંધમા તેવુંજ કાળના સંબંધમાં પણ છે. દાખલા તરીકે તમે એક સેકન્ડનો વિચાર કરશો, એટલે તેની સાથે સાથેજ તમારી આગળ અનંતકાળનો વિચાર આવી ઊભો રહેશે. એજ પ્રમાણે જ્ઞાનનું પણ સમજવું. મનુષ્યમાં જ્ઞાન બીજરૂપે રહેલું છે, પણ એ ક્ષુદ્ર જ્ઞાનના વિચારની સાથેજ અનંતજ્ઞાનનો

વિચાર પણ આવી જાય છે સારાંશમાં, આપણા મનનું બંધારણજ સિદ્ધ કરી બતાવે છે કે, અનંતજ્ઞાન છે અને યોગીઓ કહે છે કે એ અનંતજ્ઞાન જેનામા પૂર્ણ વિકાસને પામેલું છે તેજ ઇશ્વર.

**स पूर्वेपामपि गुरुः कालेनानवच्छेदात् ॥२६॥**

**સૂત્રાર્થઃ**—તે ઇશ્વર પૂર્વપુરુષોનો પણ ગુરુ છે; કારણકે તેની અવસ્થા કાળથી મર્યાદિત નથી.

**વિવેચનઃ**—આપણી અંદર સર્વપ્રકારનું જ્ઞાન રહેલું છે એ વાત સત્ય છે, તોપણ તેને ઉત્તેજિત–વિકસિત કરવા માટે બીજાના જ્ઞાનની અપેક્ષા રહે છે. જ્ઞાન પ્રાપ્ત કરવાની શક્તિ પણ આપણામાં રહેલીજ છે. પણ આપણે તેને ઉત્તેજિત કરવી પડે છે. યોગીઓ કહે છે કે, આ જ્ઞાનની જાગ્રતિ, બીજા કોઇ પુરુષના જ્ઞાનની મદદ હોય તોજ થઇ શકે છે. જડ અને અચેતન પદાર્થોદ્વારા કદી પણ જ્ઞાનનો વિકાસ થઇ શકતો નથી. દીવા વડે દીવો સળગે છે, તેમ જ્ઞાનની શક્તિ વડેજ જ્ઞાનનો વિકાસ થઇ શકે છે. આપણામાં જે જ્ઞાન રહેલું છે, તેને જાગ્રત કરવાને માટે જ્ઞાની પુરુષોનો સમાગમ હમેશાં આપણે સેવવોજ જોઇએ. એટલા માટે ગુરુની સહાયતા તો પહેલીજ અગત્યની મનાઇ છે. એવા ગુરુઓનો જગતમા કોઇ કાળે અભાવ હતો પણ નહિ અને થશે પણ નહિ. તેમની સહાયતા વિના જ્ઞાન સંભવતુ જ નથી. સર્વ ગુરુઓનો ગુરુ એક ઇશ્વરજ છે; કારણકે ઉપર કહેલા ગુરુઓ–મહાત્માઓ ગમે તેટલા ઉન્નત થયા હોય અને જીવન્મુક્ત બની રહ્યા હોય, પરતુ જયાંસુધી તેમના પ્રારબ્ધનો ક્ષય ન થઈ રહે ત્યાસુધી ઉપાધિદૃષ્ટિથી તેઓ તેના બંધનમાજ છે અને દેશ, કાળ, ઇત્યાદિની મર્યાદા તેમને લાગુ પડે છે માત્ર ઇશ્વરને એકલાનેજ એ બંધન હોતું નથી.

યોગીઓના બે મુખ્ય સિદ્ધાંત છે. પ્રથમ તો એ કે, સાન્ત

પદાર્થનો વિચાર કરવા જતાં મનને અનંતનો વિચાર કરવાની ફરજ પડે છે અને એક બાજુનો માનસિક અનુભવ સાચો હોય તો બીજી બાજુઓનો માનસિક અનુભવ પણ સાચો હોવોજ જોઇએ; કારણકે બેઉ એકજ મનના અનુભવો હોવાથી તેમની કિંમત એકસરખીજ ગણાય. મનુષ્ય અલ્પજ્ઞ છે એજ બતાવી આપે છે કે, ઈશ્વર અનંતજ્ઞાનસંપન્ન છે. આ બે અનુભવોમાંથી જો હું એકને માન્ય રાખું તો મારે બીજાને પણ માન્ય રાખવો-જ જોઇએ. બુદ્ધિપૂર્વક વિચાર કરતાં તો મારે બેઉને માન્ય રાખવા અથવા બેઉને છોડી દેવા, એ સિવાય ત્રીજો રસ્તો જણાતો નથી. મનુષ્ય અલ્પજ્ઞ છે એમ જો આપણે માનતાજ હોઈએ, તો પછી તેની પાછળ એક અસીમ જ્ઞાનસંપન્ન પુરુષ રહેલો છે, એ વાત પણ કબૂલ રાખ્યેજ છૂટકો. યોગીઓનો બીજો સિદ્ધાંત એ છે કે, ગુરુની સહાયતા વિના જ્ઞાન મળી શકતુંજ નથી. હાલના દાર્શનિકો પણ એમજ કહે છે કે, જ્ઞાન મનુષ્યની અંદરથીજ ઉત્પન્ન થાય છે એ ખરૂં; પણ એ જ્ઞાનની જાગૃતિ થવા માટે કેટલાક અનુકૂળ અને સહાયક સંયોગોની આવશ્યકતા રહે છે, એટલા માટે ગુરુની જરૂર છે. એના સિવાય જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, જો મનુષ્ય, દેવ અથવા પયગંબર પણ આપણા ગુરુ હોય, તોપણ તેઓ બધા મર્યાદિતજ છે; એટલે તેમનો પણ કોઇ ગુરુ હોવોજ જોઇએ. એ પ્રમાણે વિચાર કરતાં આખરે એક પુરુષ, જેને કાળનું બંધન લાગુ પડતું નથી, તેજ સર્વ ગુરુઓનો-ગુરુ છે એવો અંતિમ સિદ્ધાંત માન્ય રાખ્યા વગર ચાલતુંજ નથી. એ ગુરુ અનંતજ્ઞાનસંપન્ન છે તથા સર્વ પ્રકારે અનંત અને અનાદિ છે અને તેનેજ આપણે ઈશ્વર કહીએ છીએ.

तस्य वाचकः प्रणवः ॥ २७ ॥

સૂત્રાર્થ:—પ્રણવ એટલે ૐકાર તેનો વાચક છે.

વિવેચન:—આપણા મનમાં જે કાંઇ વિચાર આવે છે, તે હરેકનો અંગીભૂત એકેક શબ્દ પણ હોય છે. એ શબ્દ અને વિચારને પૃથક્ કરી શકાતા નથી. એકજ વસ્તુનો બાહ્યભાગ તે શબ્દ અને તેનો અંદરનો ભાગ તે વિચાર અથવા ભાવના કહેવાય છે. કોઇ પણ મનુષ્ય પૃથક્કરણ કરીને ભાવનાને શબ્દથી છૂટી પાડી શકતો નથી. ઘણાનો એવો અભિપ્રાય છે કે, કેટલાક માણસોએ એકત્ર થઇને અમુક વસ્તુને કયા નામથી ઓળખવી તેનો વિચાર કરીને ઠરાવ કર્યો હશે અને એમ કરતાં કરતાં ભાષાની ઉત્પત્તિ થઇ હશે; પણ એ અભિપ્રાય ખોટો છે એવું સાબિત થઇ ચૂકયું છે. સૃષ્ટિની રચના થઈ ત્યારથીજ ભાષા અને શબ્દ અસ્તિત્વ ધરાવતાં આવ્યાં છે. ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે, શબ્દ અને ભાવના એ બેનો પરસ્પર સંબંધ છે ખરો ? આપણે એટલું તો જોઇ શકીએ છીએ કે, શબ્દ અને ભાવનાનો સંબંધ અવિચ્છિન્ન છે; તોપણ એક ભાવ એકજ શબ્દથી દર્શાવાય અને તેને માટે એક કરતાં વધારે શબ્દ નજ હોય એવું નથી. વીસપચીસ દેશના લોકોના મનમાં એકજ પ્રકારની ભાવના હોય, પણ તે ભાવના દર્શાવવાને માટે તેઓ એકજ શબ્દનો પ્રયોગ કરતાં નથી, પણ જુદા જુદા શબ્દ વાપરે છે. પ્રત્યેક ભાવના દર્શાવવા માટે આપણને શબ્દની જરૂર પડે છે, પણ એ શબ્દનો એકજ રીતે ઉચ્ચાર કરવો જોઇએ એવો કશો નિયમ નથી. જુદી જુદી પ્રજાઓ જુદા જુદા ઉચ્ચારવાળા શબ્દનો ઉપયોગ કરે છે. તેથી કરીને પતંજલિના યોગસૂત્રનો ભાષ્યકાર લખે છે કે, "ભાવના અને શબ્દનો સ્વાભાવિક સંબંધ તો છેજ; પણ એક શબ્દ અને એક ભાવના, એ બેની વચ્ચે અનિવાર્ય સંબંધ હોવોજ જોઇએ એવું ફલિત થતું નથી." એકજ ભાવનાને દર્શાવનારા શબ્દો અને ઉચ્ચારો ભિન્ન

હોય છે, તોપણ તેમની વચ્ચે સ્વાભાવિક સંબંધ રહેલો છે. જો વાચ્ય અને વાચકની વચ્ચે સ્વાભાવિક સંબંધ હોય, તોજ શબ્દ અને ભાવનાનો સંબંધ સંભવી શકે. એમ ન હોય તો વાચક શબ્દ કોઇ દિવસ સામાન્ય વપરાશમાં આવી શકેજ નહિ વાચક શબ્દ વાચ્ય પદાર્થનો પ્રદર્શક છે. વળી એ વાચ્ય પદાર્થનું પ્રથમથીજ અસ્તિત્વ હોય અને અનેક વારના અનુભવથી આપણી ખાતરી થાય કે, અમુક વાચક શબ્દનો જ્યારે જ્યારે ઉપયોગ થાય છે, ત્યારે ત્યારે અમુક વસ્તુનુંજ સૂચન થાય છે, ત્યારેજ આપણે નિશ્ચયપૂર્વક માની શકીએ કે વાચ્ય અને વાચકની વચ્ચે એક પ્રકારનો વાસ્તવિક સંબંધ છે. પછી એ વાચ્ય પદાર્થ સન્મુખ ન હોય તોપણ એકલા વાચક શબ્દની સહાયતાથીજ જેમને તે પદાર્થનું જ્ઞાન થઇ શકે એવા હજારો માણસો નીકળી આવશે. વાચ્ય અને વાચક વચ્ચે સ્વાભાવિક સંબંધ હોવાની ખાસ જરૂર છે. એમ હોય તોજ વાચક શબ્દનું ઉચ્ચારણ થતાંની સાથે વાચ્ય પદાર્થની ભાવના સાંભળનારના મનમાં તાજી થઇ જાય છે. પાતંજલદર્શનનો ભાષ્યકાર કહે છે કે, ૐકાર એ ઇશ્વરનો વાચક છે. ભાષ્યકાર આ બાબત ઉપર આટલો બધો ભાર મૂકે છે તેનું કારણ શું હશે ? "ઇશ્વર" એ વિચાર જણાવવાને માટે સેંકડો શબ્દો યોજાયા છે. જેમ એક વિચારની સાથે હજારો શબ્દોનો સંબંધ જોડાયેલો હોય છે, તેવી રીતે "ઇશ્વર" એ ભાવનાની સાથે સેંકડો શબ્દોનો સંબંધ છે અને એ દરેક શબ્દ ઇશ્વરનો વાચક થઇ શકે છે એ તો જાણે ઠીક, પણ એ બધા શબ્દો પૈકી આપણે એક એવો સાધારણ શબ્દ શોધી કાઢવો જોઇએ કે જે સમસ્ત વાચક શબ્દોના સામાન્ય આધારરૂપ હોય. તમામ શબ્દોનો વાચક હોવો જોઇએ, સર્વ વાચક શબ્દોમાં શ્રેષ્ઠ હોવો જોઇએ અને વાસ્તવિક રીતે બધા શબ્દોની જગ્યાએ વાપરી શકાય,

એવી શબ્દશક્તિવાળો હોવો જોઇએ જેમ ગળામાથીજ પ્રત્યેક શબ્દનો ઉચ્ચાર પ્રકટે છે, તેમ એવો કોઇ લૌતિક શબ્દ છે કે જેના વડે બીજા બધા શબ્દોનુ આપોઆપજ પ્રકટીકરણ થઇ જાય? ૐ એ એકજ એવો શબ્દ છે. એ તમામ શબ્દોના આધારરૂપ છે. એમાં પહેલો અક્ષર જે અ છે, તેમાં તમામ શબ્દોનુ મૂળ રહેલું છે એ તમામ શબ્દોની કૂંચી જેવો છે. એનુ ઉચ્ચારણ કરતી વખતે જીભ તથા તાળવાના કોઇ પણ ભાગને સ્પર્શ કરવો પડતો નથી. ત્રીજો અક્ષર મ-તે તમામ વર્ગનાં વ્યંજનોનો છેલ્લો અક્ષર છે, એટલે તેને બધા અક્ષરોનો પ્રતિનિધિ ગણી શકાય અને એનો ઉચ્ચાર કરતી વેળા બેઉ હોઠ બંધ કરવા પડે છે. વચલો અક્ષર ઉ તે જીભના મૂળથી માંડીને મુખમાં રહેલા શબ્દજનક યંત્રના બીજા છેડા સુધી પ્રસરી જાય છે એ રીતે એકલા ૐ શબ્દદ્વારા શબ્દોચ્ચારના તમામ પ્રકારનું પ્રકટીકરણ થઇ શકે છે. એટલા માટેજ એને સ્વાભાવિક ઈશ્વરવાચક શબ્દ માન્યો છે અને તમામ પ્રકારના શબ્દોના જનકતુલ્ય ગણ્યો છે. જેટલા પ્રકારના શબ્દ ઘડી શકાય તે સર્વનુ ૐકાર વડે સૂચન થઇ શકે છે. આ બધાં અનુમાન એક બાજુ ઉપર મૂકીએ તોપણ ૐકાર ઈશ્વરનો વાચક છે એમ માનવાને બીજાં પણ કારણો છે. ભરતખંડમા જે જે ધર્મની ભાવનાઓ પ્રચલિત થયેલી છે, તે બધી ૐકારની આસપાસજ ગૂંથાયેલી હોઇ ૐકારમાજ આવીને એકત્ર થાય છે. વેદમાં વર્ણવેલી વિવિધ પ્રકારની ધાર્મિક વિચારણાઓ ૐકારની આસપાસ એકત્ર થયેલી છે. અત્રે કોઇ એવો પ્રશ્ન કરશે કે, એની સાથે અમેરિકા, ઇંગ્લેંડ તથા બીજા દેશોનો સંબંધ છે ખરો? એનો ઉત્તર એ છે કે, તમામ દેશોમાં ૐકારનોજ ઉપયોગ થઇ રહ્યો છે. ભારતવર્ષમા જે જે ભિન્નભિન્ન ધર્મભાવનાઓનો વિકાસ થયો છે તે બધામાં ૐકાર મચવાઇ રહ્યો છે અને ઈશ્વરવિષયક જુદી જુદી

ભાવનાઓ દર્શાવવાને માટે તેનો ઉપયોગ કરવામા આવ્યો છે અદ્વૈતવાદી, દ્વૈતવાદી, દ્વૈતાદ્વૈતવાદી, ભેદવાદી અને નાસ્તિકવાદીઓએ પણ ૐકારનો સ્વીકાર કર્યો છે માનવપ્રજામા જે જે ધર્મભાવનાઓ પ્રચલિત થયેલી જોવામા આવે છે, તે સર્વનુ સૂચન ૐકારદ્વારા થઇ શકે છે અગ્રેજી શબ્દ "ગૉડ" લો એના વડે કેટલીક મર્યાદિત ભાવનાઓનુ જ સૂચન થઇ શકે છે એ ઉપરાત બીજી કોઇ ભાવનાને "ગૉડ" શબ્દદ્વારા સમજાવવી હોય, તો તેમા થોડાક વિશેષણો ઉમેરવા પડે છે જેમકે પર્સનલ (સગુણ), ઇમ્પર્સનલ (નિર્ગુણ), ઍબ્સોલ્યુટ (પૂર્ણ) વગેરે બીજી ભાષાઓમા પણ જે જે ઇશ્વિરવાચક શબ્દો છે, તે બધાનુ પણ એમજ સમજી લેવુ તેમનાદ્વારા ઇશ્વિર સબધી ઘણોજ મર્યાદિત ભાવ દર્શાવી શકાય છે, પણ ૐકારના સર્વ પ્રકારના અર્થ સમાઇ જાય છે, માટે એનો ઉપયોગ સર્વને આવશ્યક છે

तज्जपस्तदर्थभावनम् ॥ २८ ॥

**સૂત્રાર્થ:**—એ ૐકારનો જપ તથા તેના અર્થરૂપ પરમાત્માનુ ધ્યાન-ચિતન કરવુ, એનુ નામ ઇશ્વરપ્રણિધાન છે

**વિવેચનઃ**—કોઇ એમ પૂછશે કે, ઉપર પ્રમાણે કરવાની જરૂર શા માટે માનવામા આવી હશે? આગળ કહેવાઇ ચૂકેલો સસ્કારનો સિદ્ધાત તો આપણને બધાને હજી યાદજ હશે તમામ પ્રકારના સસ્કારનો સમૂહ આપણા મનમા રહે છે એ સિદ્ધાત સસ્કારના સબધમા મનાય છે તેઓ ક્રમે ક્રમે સૂક્ષ્મ અને તેથીયે વધારે સૂક્ષ્મ બનતા જાય છે ખરા, પણ નિર્મૂળ તો નથીજ થતા કોઇ ઉત્તેજક કારણ મળી આવતા પાછા તે જાગ્રત થઇ જાય છે અને તેમનો વિકાસ થવા લાગે છે એમ થતા થતા પરિણામે તેઓ સ્વભાવ-ટેવનુ પ્રકટ સ્વરૂપ પણ ધારણ કરે છે અણુઓનુ કપન કદી વિરામ પામતુ નથી સમગ્ર જગતનો નાશ

થશે, ત્યારે મોટાં મોટાં આંદોલનો શમી જશે; સૂર્ય, ચંદ્ર, તારા, પૃથ્વી એ સર્વ લય પામી જશે; પણ પરમાણુઓમાં જે કંપન ચાલી રહ્યું છે, તે તો કાયમજ રહેવાનું. મોટાં મોટાં બ્રહ્માંડોમાં જે કાર્ય ચાલી રહ્યું છે તેજ કાર્ય નાનામાં નાના પરમાણુમાં પણ ચાલ્યા કરે છે. આ નિયમ બાહ્ય વસ્તુઓને તેમજ ચિત્તને સરખી રીતે લાગુ પડે છે. ચિત્તની અંદર ચાલી રહેલાં આંદોલનો અદશ્ય ભલે થઇ જાય, પણ પરમાણુઓનાં આંદોલનોની માફક તેમની સૂક્ષ્મ ગતિ તો ચાલુજ રહેવાની અને જ્યારે કોઈ ઉત્તેજક કારણ મળી આવશે ત્યારે તે પાછાં ફરીથી પ્રકટ સ્વરૂપ પણ ધારણ કરવાનાં. હવે અભ્યાસ અથવા અમુક મંત્રનો પુનઃ પુનઃ ઉચ્ચાર કરવાનું રહસ્ય તમને સમજાયું હશે. આપણા મનની અંદર ધર્મના જે સંસ્કાર પડી રહેલા છે, તેને વિશેષરૂપે ઉત્તેજિત કરવામાં આ મંત્રોચ્ચાર બહુજ સહાયતા આપે છે.

क्षणमपि सज्जनसंगतिरेका । भवतिभवार्णवतरणेनौका ॥

અર્થાત્ એક ક્ષણનો પણ સાધુસમાગમ સેવ્યો હોય, તો તે ભવસાગર તરી જવાની નોકાસમાન થઇ પડે છે. સત્સંગનું આવું અદ્દભુત સામર્થ્ય છે. બાહ્ય સત્સંગની જેવી અસર છે, તેવીજ આંતરિક સત્સંગની પણ છે. ૐકારનો વારંવાર જપ અને તેના અર્થનું ધ્યાન કરવું એ આંતરિક સાધુસંગ કરવા જેવું છે. ૐકારનો વારંવાર જપ કરો અને તેની સાથે સાથે તેના અર્થનું મનન કરો, એટલે તમારા હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ પ્રકટી નીકળવાનો અને આત્મભાનુ ઝળકી ઊઠવાનો.

પરંતુ ૐકારનું ધ્યાન કરતી વખતે તેના અર્થનું પણ ચિંતવન કરવાની જરૂર છે. અસત્ પુરુષોના સમાગમમાં પળ વાર પણ આવતા નહિ; કારણકે તમારા જૂના ઘાની જે નિશાનીઓ હજી તમારા શરીરમાં રહેલી છે; તે બહારથી રૂઝાયેલ દેખાય છે તો-

પણ અસત્સંગરૂપી ઉત્તેજન મળતાં તે ઘા પાછા અસલના સ્વરૂપમાં તાજા થઈ જવાના. આ ઉદાહરણ ઉપરથી તમને સમજાયુ હશે કે, આપણા મનની અંદર જે ઉત્તમ સંસ્કારો અવ્યક્ત અવસ્થામાં પડી રહેલા છે, તેમને સત્સંગદ્વારા જાગ્રત કરાય તો તે વ્યક્ત સ્વરૂપ ધારણ કરે છે. જગતમાં સત્સંગના કરતાં વધારે પવિત્ર કશું છેજ નહિ, કારણકે એકલા સત્સંગથીજ શુભ સંસ્કારને જાગ્રત કરવાનો ઉત્તમોત્તમ સુયોગ પ્રાપ્ત થાય છે.

ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥२९॥

**સૂત્રાર્થ:**-એના થકી આન્તર્દષ્ટિ પ્રાપ્ત થાય છે અને યોગમાર્ગના અંતરાયો-વિઘ્નોનો નાશ થાય છે.

**વિવેચન**-ૐકારના જપ અને ધ્યાનનું પહેલું ફળ તો એ જોવામાં આવે છે કે, ધીમે ધીમે આંતર્દષ્ટિનો વિકાસ થવા લાગે છે અને યોગમાર્ગમાં જે જે માનસિક અને શારીરિક વિઘ્નો હોય છે તે સર્વ દૂર થઇ જાય છે એ વિઘ્નો કયાં? તે હવે પછીના સૂત્રમાં આવે છે.

व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥३०॥

**સૂત્રાર્થ:**-વ્યાધિ, માનસિક જડતા, સંશય, પ્રમાદ (અભ્યાસ તરફ બેકાળજી), આળસ, વૈરાગ્યની ન્યૂનતા, મિથ્યા અનુભવ એકાગ્રતા ન થવી, એકાગ્રતા પ્રાપ્ત થવા છતાં તેનો ટકાવ ન થવો આ નવ ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન કરનારા અંતરાયો છે.

**વિવેચન:**—તે સંસારરૂપી સમુદ્રને તરી જવામાં શરીર પણ ખાસ અગત્યનું સાધન હોવાથી તેને પણ બહુ કાળજીથી જાળવવું ઘટે છે. અસ્વસ્થ અને રોગી શરીરવાળાથી યોગાભ્યાસ થઇ શકતો નથી. માનસિક જડતા પણ યોગ માટેના આપણા પ્રબલ અનુરાગ

તથા ઉત્સાહને શિથિલ કરી નાખે છે. સાધન કરવા માટે જે દૃઢ એકાગ્રતા, દૃઢ સંકલ્પ અને શક્તિની અત્યંત જરૂર હોય છે, તેમાંનું કશું એથી કરીને રહેતું નથી. વળી યોગવિદ્યાના સંબંધમાં આપણો વિચારજનિત વિશ્વાસ ગમે તેટલો હોય, તોપણ જ્યાંસુધી દૂરદર્શન, દૂરશ્રવણ તથા એવી જાતના અલૌકિક અનુભવો આપણને ન મળે, ત્યાંસુધી આ વિદ્યાની સત્યતા વિષે આપણા મનમાં અનેક તરેહની શંકાઓ આવ્યાજ કરવાની. જ્યારે એવા એવા અનુભવો મળવા લાગે છે, ત્યારેજ આપણું મન દૃઢ થાય છે અને સાધનમાર્ગમાં વિશેષ ખંતથી પ્રયત્ન કરવાનું પ્રોત્સાહન મળતું જાય છે. સાધનમાં પ્રવૃત્ત થયા પછી કેટલાકોને થોડા દિવસ સુધી પોતાનું મન ખૂબ સ્થિર અને એકાગ્ર બની ગયું હોય એવું લાગે છે; અને એમજ થાય છે કે જાણે સાધનમાર્ગમાં ઘણીજ ત્વરાથી પ્રગતિ થતી ચાલે છે. પણ તે પછી ઉન્નતિનો પ્રવાહ એકાએક બંધ થઈ જાય છે, સપાટાબંધ જતું વહાણ જેમ એકાએક ભાઠા ઉપર ચડી જઈને જમીનમાં ખૂંચી બેસે અને કેમે કર્યું ત્યાંથી હટે નહિ, તેમ તમારી ઉન્નતિ એકદમ અટકી પડે છે. પરંતુ આવી સ્થિતિ થાય તોપણ પ્રયત્ન કર્યાજ કરજો. એમ ઘણીવાર ચડઊતર કરતાં કરતાંજ ઉન્નતિને માર્ગે આગળ વધી શકાય છે.

दुःखदौर्मनस्याङ्गमेजयत्वश्वासप्रश्वासविक्षेपसहभुवः ॥३१॥

સૂત્રાર્થઃ–દુઃખ, માનસિક ક્ષોભ, શરીરનું ધ્રૂજવું અને અનિયમિત શ્વાસોચ્છ્વાસ એટલા વિઘ્નો વિક્ષેપ (ધ્યાનભંગ)ની સાથે સાથે ઉત્પન્ન થાય છે.

વિવેચનઃ–અભ્યાસની સાથે સાથેજ મન પણ શાંત થતું ચાલે છે. જ્યારે અભ્યાસમાં અવળે રસ્તે ચાલતા હોઇએ અથવા મનનો સંયમ જેવો જોઇએ તેવો થયો ન હોય, ત્યારેજ ઉપર ગણાવેલાં વિઘ્નો ઉપસ્થિત થાય છે. ૐકારનો જપ અને ઈશ્વરની

આગળ મનસા-વાચા-કર્મણા આત્મસમર્પણ કર્યાથી મન દૃઢ થાય છે અને નવું બળ પ્રાપ્ત થાય છે. સાધક અવસ્થામાં સર્વને જ્ઞાનતંતુની ચંચળતાનો અનુભવ થાય છે; પરંતુ એ તરફ ધ્યાન ન આપતાં સાધન કર્યેજ જાઓ. સાધનના બળથી એ બધાં વિઘ્નો ટળી જશે અને તમારૂં આસન સ્થિર થઈ જશે.

तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः ॥३२॥

**સૂત્રાર્થઃ**—એ (વિઘ્નો)નું નિવારણ કરવા માટે એક તત્વના અભ્યાસની આવશ્યકતા છે.

**વિવેચનઃ**—થોડાં સમય સુધી કોઈ પણ એક ઇષ્ટ વસ્તુનો અભ્યાસ કરવાથી-અર્થાત્ તે વસ્તુમાં વારંવાર મનને જોડવાથી, ઉપર જણાવેલાં વિઘ્નો ટળી જાય છે. આ ઘણો સામાન્ય ઉપદેશ છે. આના પછીનાં સૂત્રોમાં એ વિષે વધારે વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે. એકજ પ્રકારનો અભ્યાસ બધાને માટે અનુકૂળ હોતો નથી, એટલા માટે નાના પ્રકારના ઉપાય બતાવવામાં આવ્યા છે. તેમાંથી પોતપોતાના અનુભવ અને પ્રકૃતિ પ્રમાણે જે જેને અનુકૂળ લાગે તે ઉપાય તેણે ગ્રહણ કરી લેવો.

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥ ३३ ॥

**સૂત્રાર્થઃ**—સુખીથી મૈત્રી, દુઃખી પર કરુણા, પુણ્યવાનથી હર્ષ અને પાપાત્માની ઉપેક્ષા, એવી વૃત્તિઓ ધારણ કરવાથી ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**—ઉપર કહી તે ચારે પ્રકારની ભાવનાઓને કેળવવાની ઘણી જરૂર છે. આપણે સર્વના પ્રતિ બંધુભાવ રાખવો, દીન-દુઃખી પ્રત્યે દયા રાખવી, લોકોને સત્કર્મ કરતા જોઇને રાજી થવું અને અસત્ પ્રવૃત્તિ કરનાર તરફ ઉપેક્ષા કરવી. આ

પ્રમાણે જે જે પ્રાણી, પદાર્થ કે વિષય આપણી આગળ આવી ચડે તેના પ્રત્યે ઉપર કહી તેમાંની એકાદ શુભ ભાવના પ્રમાણે વર્તવું. શુભ વિષયથી પ્રસન્ન થવું અને અશુભ વિષય તરફ ઉદાસીનવૃત્તિ રાખવી એમાંજ કલ્યાણ છે. અનેક પ્રકારના જુદાજુદા પ્રાણીપદાર્થો તરફ આવી ભાવના રાખવાથી મન શાંત થઈ જાય છે. આપણે દરરોજ નાના પ્રકારના કોલાહલ અને અશાંતિનો અનુભવ કરીએ છીએ તેનું કારણ એ છે કે, આપણું મન ઉપર કહ્યા તેવા ભાવ ધારણ કરી શકતું નથી. દાખલા તરીકે અમુક માણસ આપણા તરફ અન્યાય ભરેલું વર્તન ચલાવે છે, તો આપણે પણ તેનો બદલો વાળવા તૈયાર થઈએ છીએ અને તે પ્રમાણે કર્યા વગર આપણને નિરાત વળતી નથી. એનું કારણ એ છે કે. આપણું ચિત્ત નિર્મળ નથી અને આપણે વશ નથી. આપણે તેને રોકી શકતા નથી. આથી કરીને ચિત્ત તે પ્રાણીપદાર્થ તરફ દ્વેષના રૂપમાં વહેવા લાગે છે અને તે દ્વારા આપણી બધી શક્તિ ક્ષીણ થઈ જાય છે આપણા મનની અંદર ઘૃણા અથવા બીજાનું ભૂંડું કરવાની વૃત્તિરૂપી પ્રતિક્રિયા ઉત્પન્ન થતાની સાથેજ આપણી શક્તિનો ક્ષય થવા લાગે છે અને જો આપણે એવા અશુભ વિચારને અથવા ધિક્કારભરેલા કાર્યને અથવા કોઈ પણ પ્રકારની પ્રતિક્રિયાના વિચારને રોકી શકીએ તો તેમાંથી શુભ પરિણામ લાવે એવી શક્તિ પેદા થાય છે અને આપણા કલ્યાણને માટે તેનો સંચય થવા માંડે છે. આવી રીતે સંયમ કરવાથી આપણને નુકસાન કાંઈ પણ નહિ થતાં ઊલટો આપણી કલ્પનામાં ન આવે એટલો બધો લાભ આપણે મેળવીએ છીએ. આપણે જ્યારે પણ ધિક્કાર અથવા ક્રોધની વૃત્તિને દબાવી દઈએ છીએ ત્યારે ત્યારે આપણા લાભાર્થે આપણે શુભ શક્તિનો સંચય કરીએ છીએ. એ શક્તિ આગળ જતાં આપણામાં ઊંચા પ્રકારની શક્તિના રૂપમાં

પરિણત થાય છે

प्रच्छर्दनविधारणाभ्यां प्राणस्य ॥ ३४ ॥

**સૂત્રાર્થઃ**—નાસિકાદ્વારા પ્રાણવાયુને બહાર કાઢવાથી અને તેનો નિરોધ કરવાથી (રોકવાથી) પણ ચિત્ત સ્થિર થાય છે

**વિવેચનઃ**—આ ઠેકાણે "પ્રાણ" શબ્દનો ઉપયોગ કરવામા આવ્યો છે પણ "પ્રાણ"નો ખરો અર્થ શ્વાસ થતો નથી. જે શક્તિ આખા જગતમા વ્યાપી રહી છે, તને "પ્રાણ" કહે છે જગતમા જે જે વસ્તુ અસ્તિત્વ અને જીવન ધરાવે છે, તે બધામા પ્રાણનોજ વિકાસ થયેલો છે પ્રાણ એટલે જગતની તમામ શક્તિઓનો સરવાળો યુગના આરભ પહેલા આ પ્રાણ લગભગ ગતિ વગરની સ્થિતિમા પડી રહેલો હોય છે જ્યારે યુગનો આરભ થાય છે ત્યારે તે વ્યક્ત સ્વરૂપ ધારણ કરે છે એ પ્રાણજ ગતિરૂપે આપણી આગળ પ્રત્યક્ષ થાય છે, વળી મનુષ્યજાતિના અન્ય પ્રાણીઓમા રહેલી શક્તિરૂપે પણ એ પ્રાણજ પ્રકટ થાય છે આખુ જગત પ્રાણ અને આકાશના સરવાળાનુ બનેલુ છે મનુષ્યના શરીરમા પણ એજ પ્રમાણે બન્યુ છે આપણે જે કાઈ જોઇએ છીએ અથવા ઇંદ્રિયોદ્વારા અનુભવીએ છીએ, તે સઘળા પદાર્થો આકાશમાથી ઉત્પન્ન થયા છે અને તેમા રહેલી જુદીજુદી શક્તિઓ પ્રાણમાથી પ્રકટ થઈ છે એ પ્રાણને બહાર કાઢી નાખવો અથવા તેનો નિગ્રહ કરવો તેનુ નામ પ્રાણાયામ યોગશાસ્ત્રના જનકરૂપ પતજલિ આ પ્રાણાયામના સબધમા વિશેષ વિધાન બતાવતા નથી, પરતુ તેમના પછી થઈ ગયેલા યોગીઓએ પ્રાણાયામ વિષે અનેક તત્ત્વોની શોધ કરીને તેમાથી એક મહાન વિદ્યાની રચના કરી છે પતજલિના મત પ્રમાણે ચિત્તવૃત્તિનો નિરોધ કરવાના અનેક ઉપાયો છે, તે માહેનો પ્રાણાયામ એક ઉપાય છે, પણ એ વિષય ઉપર એ કરતા વધારે ભાર તેણે મૂક્યો

નથી. પતંજલિના ઉપલા કથનનો સારાંશ તો એજ છે કે, શ્વાસને થોડી વાર બહાર કાઢી નાખ્યા પછી તેને અંદર ખેંચવો અને થોડી વાર સુધી ધારણ કરી રાખવો. એટલું કર્યાથી મન પહેલાનાં કરતાં કાંઇક વધારે સ્થિર અને શાંત થઇ શકે છે; પણ તેના પછી થઇ ગયેલા યોગીઓએ પ્રાણાયામ વિષેની એક ખાસ ક્રિયા ઉત્પન્ન કરી છે. એમનો આ વિષયના સંબંધમા શો અભિપ્રાય છે તે જાણી લેવો જરૂરનો છે. આ બાબત ઉપર અગાઉ પણ કેટલુંક વિવેચન થઈ ગયું છે, પણ તેનું પુનરાવર્તન કરવાથી તમારા મનમાં તે સારી રીતે ઠસી જશે. પ્રથમ તો તમારે એટલું સમજી લેવું જોઇએ કે, પ્રાણનો શ્વાસોચ્છ્વાસ નહિ પણ જે શક્તિવડે શ્વાસોચ્છ્વાસની ગતિ નિરંતર ચાલ્યા કરે છે, જે શક્તિ શ્વાસોચ્છ્વાસની ગતિને જીવન અર્પે છે તેનેજ પ્રાણ કહેવામાં આવે છે. વળી એ "પ્રાણ" શબ્દનો ઉપયોગ તમામ ઇંદ્રિયોના અર્થમાં પણ કરવામા આવ્યો છે. તેઓ પણ "પ્રાણ" સંજ્ઞાથી ઓળખાય છે. વળી મનને પણ પ્રાણ કહેવામાં આવે છે. આ ઉપરથી તમને સમજાયું હશે કે પ્રાણ એ સર્વ પ્રકારની શક્તિનુ નામ છે. આમ છતાં તેને શક્તિનું નામ આપવામાં આવતું નથી, તેનું કારણ એ છે કે, શક્તિ પણ પ્રાણનોજ વિકાસ માત્ર છે. જે મૂળ વસ્તુ શક્તિ અથવા ગતિરૂપે પ્રકટ થાય છે, તે મૂળ વસ્તુનેજ પ્રાણ કહેવામાં આવે છે આપણું ચિત્ત યંત્રરૂપ બનીને ચારે તરફથી એ પ્રાણતત્ત્વનું આકર્ષણ કરે છે અને પછી એ પ્રાણમાંથીજ શરીરનું રક્ષણ કરનારી અનેક શક્તિઓ જેવી કે, વિચારશક્તિ, સંકલ્પશક્તિ તથા એવી એવી અનેક શક્તિઓ ઉત્પન્ન થાય છે. પ્રાણાયામનો અભ્યાસ કરવાથી આપણા શરીરની અંદર ચાલી રહેલી તમામ ગતિઓને તથા શરીરની અંદરની નાડીઓની અંદર ચાલી રહેલા શક્તિપ્રવાહને આપણે કાબૂમાં લાવી શકીએ છીએ.

પ્રથમ તો આપણે તેમના વિષે અપરોક્ષ જ્ઞાન મેળવવું જોઈએ. તે પછીજ તેમને વશ કરવાની યોગ્યતા ધીમે ધીમે પ્રાપ્ત થાય છે. પતંજલિના પછી થઇ ગયેલા યોગીઓએ શરીરની અંદર પ્રાણના ત્રણ પ્રવાહનો નિર્દેશ કર્યો છે. એકને ઇડા, બીજાને પિંગલા અને ત્રીજાને સુષુમ્ણા કહેવામાં આવે છે. તેમના મત પ્રમાણે પિંગલા નાડી મેરૂદંડ (કરોડ)ની જમણી દિશાએ અને ઇડા ડાબી બાજુએ આવેલી છે. મેરૂદંડના મધ્યભાગમાં એક પોકળ નાડી આવેલી છે તેને સુષુમ્ણા એવું નામ આપેલું છે. ઇડા અને પિંગલા નામની બેઉ નાડીઓ મનુષ્ય માત્રના શરીરમાં રહેલી છે અને તેનાદ્વારા ચાલી રહેલા શક્તિના પ્રવાહ વડે આપણાં જીવન ટકી રહે છે સુષુમ્ણા નાડી પણ સર્વના શરીરમાં છે તો ખરી, પણ તે અવ્યક્ત છે. માત્ર યોગીઓના શરીરમાંજ તે વ્યક્ત સ્વરૂપ ધારણ કરે છે. તમારે સ્મરણમાં રાખવું જોઈએ કે, યોગીઓ યોગસાધનના બળ વડે પોતાના શરીરમાં ફેરફાર કરી શકે છે. તમે પણ સાધનમાર્ગમાં જેમ જેમ આગળ વધતા જશો તેમ તેમ તમારા શરીરમાં પણ પરિવર્તન થવા માંડશે. સાધનનો આરંભ કરતા પહેલાં તમારૂં શરીર જેવું હતું તેવું ને તેવુંજ સાધન કરવા માંડ્યા પછી રહેશે નહિ. આ સિદ્ધાંત બુદ્ધિ વડે વિચાર કરતાં સમજાઈ શકે એવો છે અને એ પરિવર્તન શાથી થાય છે તેનો યુક્તિપૂર્વક ખુલાસો પણ આપી શકાય તેવો છે. આપણે જ્યારે જ્યારે નવો વિચાર કરીએ છીએ ત્યારે હમેશાં આપણા મગજમાં એક નવી નીક ખોદાય છે. મનુષ્યમાત્રને સ્વાભાવિક રીતે નવો વિચાર ગ્રહણ કરતાં શા માટે કઠિન લાગે છે અને જૂના વિચારને તે શા માટે આગ્રહથી વળગી રહે છે, તેનું કારણ તમને આ ઉપરથી સમજાઇ જશે. સ્વાભાવિક રીતેજ તેને જૂને માર્ગે ભ્રમણ કરવાનું ગમે છે, કારણકે એ વધારે સહેલું

છે. ઉદાહરણાર્થે, આપણું મન સોયના જેવું છે અને મગજ એક નરમ પદાર્થનો ગોળો છે. હવે તમે જોઇ શકશો કે, જ્યારે જ્યારે આપણે નવો વિચાર કરીએ છીએ, ત્યારે ત્યારે મનરૂપી સોય વડે આપણા મગજની અંદર એક નવી સડક ખોદાય છે. આ મગજ સફેદ અને ભૂરો એવા બે નરમ પદાર્થનું બનેલું છે. જ્યારે નવો માર્ગ તૈયાર થાય છે, ત્યારે પેલો ભૂરો પદાર્થ ત્યાં આવીને તેની સીમા બાંધી લે છે, નહિ તો સફેદ પદાર્થ વડે તે પુરાઈ જાય. એ ભૂરો પદાર્થ મગજમાં ન હોત, તો મનુષ્યમાં સ્મરણશક્તિ જેવું કાંઇ હોતજ નહિ કારણકે સ્મરણશક્તિ એટલે જૂના માર્ગે પુન: ભ્રમણ કરવું, જેનો વિચાર કરી ગયા હોઈએ તેનો ફરીથી વિચાર કરવો, તેના તરફ ફરીથી દૃષ્ટિ કરવી. બધાને સારી રીતે જાણીતા હોય એવાજ પ્રકારના વિચારો લઇને તેમના વિષે જો હું વિવિધ પ્રકારથી વિવેચન કરૂં, તો તે તમને બધાને તરતજ સમજાઈ જશે. એનું કારણ એજ છે કે, તે પ્રકારના વિચારનો માર્ગ તમારા મગજમા પ્રથમથીજ ખોદાઈ ચૂકેલો છે અને તેના તેજ માર્ગે તમારે ફરી ફરીને જવાનું છે. પણ જ્યારે આપણી આગળ કોઇ તદ્દન નવીન વિચાર મૂકવામાં આવે છે, ત્યારે તેને માટે આપણે નવોજ રસ્તો ઘડવાની જરૂર ઊભી થાય છે આથી કરીને તે સહેલાઈથી સમજી શકાતો નથી. મનુષ્યો નહિ પણ તેમનાં મગજોજ અજાણપણે નવા વિચાર ગ્રહણ કરવાની ના પાડે છે અને તે અંદર દાખલ થવા જાય છે ત્યારે તેનો બળપૂર્વક અટકાવ કરે છે. મનુષ્યમાં રહેલો પ્રાણ એ સમયે જે નવો માર્ગ ખોદવાનો પ્રયત્ન કરે છે, તેમાં મગજ અટકાવ કરવા જાય છે. માણસો જૂના વિચારને શા માટે વળગી રહે છે અને નવા વિચારને જલદી કેમ ગ્રહણ નથી કરતા, તેનું આ કારણ છે. મગજમાં માર્ગની સંખ્યા જેમ ઓછી હશે અને

પ્રાણરૂપી સોય વડે મગજની અંદર જેમ ઓછી સડકો ખોદાઇ હશે, તેટલા પ્રમાણમાં તે માણસ જૂના વિચારને વળગી રહેશે અને નવા વિચાર અને ભાવનાઓને ગ્રહણ કરતાં રકઝક કરશે. મનુષ્ય જેટલો વધારે વિચારશીલ તેટલા પ્રમાણમાં તેના મગજની આડીઅવળી સડકોની સંખ્યા પણ વધારે અને તેટલા પ્રમાણમાં નવીન વિચારોને ઝીલવાની તેની તત્પરતા પણ વધારે હોવીજ જોઇએ. દરેક નવા વિચારને માટે આજ નિયમ છે. મગજમાં જ્યારે પણ નવો વિચાર દાખલ થાય છે, ત્યારે તેને માટે એક નવો રસ્તો તૈયાર થાય છે એટલાજ માટે યોગાભ્યાસ કરતી વખતે શરૂઆતમાં અનેક શારીરિક વિઘ્નો આવી પડે છે; કારણકે એ તદ્દન નવોજ વિષય છે, એની અંદર તદ્દન નવીન ભાવનાઓનો સમાવેશ થયેલો છે આજ કારણને લીધે ધર્મની બાબતમાં પણ એમજ છે. કુદરતમાં અથવા દુનિયાદારીમાં લાગુ પડે એવું કોઇ ધર્મનું અંગ લઇને સમજાવવા બેસીએ, તો તેમાં બધાને સમજ પડે છે; પરંતુ દર્શનશાસ્ત્ર, મનોવિજ્ઞાન કે મનુષ્યના આંતરિક જીવન વિષે કોઈ વ્યાખ્યાન આપવા માંડ, તો સામાન્ય માણસોને તેમાં સમજ પડશે નહિ. આપણે જેને જગત કહીએ છીએ તે શું છે, તે બરાબર સમજી લેવું જોઇએ. એક અનંત સત્તાજ આ જગતનું રૂપ ધારણ કરે છે. એ અનંત સત્તાનો માત્ર અલ્પ અંશજ જગતરૂપે પ્રકટ થાય છે અને તેને આપણે-જગત કહીએ છીએ આ ઉપરથી તમે જોઈ શકશો કે, જગતની બહાર પણ તે અનંત સત્તા રહેલી છે આ નાનું સરખું બ્રહ્માંડ કે જેને આપણે જગત કહ્યું છે તે અને જગતથી પર–તેની બહારની અનંત સત્તા, એ બેઉની સાથે ધર્મનો સંબંધ છે.

જે ધર્મ આ બેમાંથી માત્ર એકનોજ વિચાર કરે છે. તે ધર્મ ખરેખર અધૂરોજ છે. ધર્મની અંદર બ[illegible] [illegible]શ થયો

જોઈએ. જે ધર્મ અનંત સત્તાના જગતરૂપી વ્યક્ત અંશ સાથેજ માત્ર સંબંધ ધરાવતો હોય છે, તે ધર્મને છેવટે દિશા, કાળ અને કારણરૂપી ચક્રમાં અટવાઈ જવું પડે છે. જે ધર્મશાસ્ત્રોમાં માત્ર આ જગતરૂપી વ્યક્ત અંશનીજ ચર્ચા હોય છે, તેમાં આપણને બધાને સમજ પડે છે; કારણકે આપણે પોતે પણ તેની અંદરજ આવી જઈએ છીએ અને જગત વિષેની ભાવનાઓનો આપણને અનંત કાળથી પરિચય થયેલો છે. પણ ધર્મનો જે અંશ અનંતની ચર્ચામાં ઊતરે છે, તે તો આપણે માટે તદ્દન નવીનજ છે. એથી કરીને એને સારૂ મગજમાં નવો માર્ગ તૈયાર કરવો પડે છે અને એનાથી આખા શરીરમાં મોટો ફેરફાર થઈ જાય છે. સાધારણ માણસો યોગાભ્યાસ કરવા જતા પોતાના હમેશના માર્ગમાંથી દૂર નીકળી જાય છે, તેનું આજ કારણ છે આ વિઘ્નોની નડતર બને તેટલી ઓછી કરવા સારૂજ ભગવાન પતંજલિએ આ બધા ઉપાયો યોજ્યા છે એમાથી આપણને જે ઉપાય સૌથી વધારે અનુકૂળ અને ઉપયોગી લાગે, તે પસંદ કરવો અને તે રીતે સાધન કરવા માંડવું એજ કર્તવ્ય છે.

**विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबंधिनी ॥ ३५ ॥**

**સૂત્રાર્થઃ**-જે જે સમાધિદ્વારા કેટલાક અલૌકિક ઇંદ્રિયવિષયોનો અનુભવ થાય છે, તેના વડે પણ મનની સ્થિરતા થાય છે.

**વિવેચનઃ**-આ બધા અનુભવો ધારણા વડે એટલે એકાગ્રતા વડે આપોઆપ થઈ જાય છે યોગીઓ કહે છે કે, જો નાકના અગ્રભાગ ઉપર મનને એકાગ્ર કરવામા આવે, તો થોડાજ દિવસમાં અલૌકિક સુગંધનો અનુભવ થાય છે જીભના મૂળમાં મનને એકાગ્ર કરવાથી ઘણાજ મધુર શબ્દો સંભળાય છે અને જીભના ટેરવા ઉપર મનને સ્થિર કરવાથી અત્યત સ્વાદિષ્ટ રસનો અનુભવ મળે છે. જીભના મધ્યભાગ ઉપર મનને સ્થિર કરવાથી

કોઇક વસ્તુને સ્પર્શ કરતા હોઇએ એવો અનુભવ થાય છે. તાળવામાં મનને એકાગ્ર કર્યાથી સઘળાં દિવ્ય સ્વરૂપોનું દર્શન થાય છે. યોગના અમુક માર્ગનું અવલંબન કરવા છતાં આ વિદ્યાની સત્યતા વિષે જેમનુ મન શંકાશીલ હોય, તેઓ ઉપર કહેલી બાબતોનો થોડા દિવસ અભ્યાસ કરી જોશે, તો તેમને એ બધા અનુભવો થવા લાગશે અને તેમની શંકાઓ પણ આપોઆપ ટળી જશે.

विशोका वा ज्योतिष्मती ॥ ३६ ॥

**સૂત્રાર્થ:**—અથવા શોકરહિત જ્યોતિર્મય પદાર્થનું ધ્યાન કરવાથી પણ સમાધિની પ્રાપ્તિ થાય છે.

**વિવેચન:**—આ પણ એક પ્રકારની સમાધિ છે. જાણે હૃદયની અંદર એક કમળ છે, એવી કલ્પના કરીને ધ્યાન કરવું. તેની પાખડીઓ નીચી નમેલી છે, તેમની વચમા થઈને સુષુમ્ણા ચાલી જાય છે, આવું ચિત્ર કલ્પીને તેનું ધ્યાન કરો ત્યાર પછી એક પૂરક કરવો. પછી રેચક કરતી વેળા એવી કલ્પના કરો કે, કમળની પાંખડીઓ જે નીચી નમેલી હતી, તે ઊંચી થતી જાય છે અને એ કમળની અંદર ઝગઝગતા તેજની કલ્પના કરીને એ તેજનું ધ્યાન કરો

वीतरागविषयं वा चित्तम् ॥ ३७ ॥

**સૂત્રાર્થ:**—અથવા જેણે તમામ પ્રકારના ઇંદ્રિયવિષયની આસક્તિનો ત્યાગ કર્યો છે, એવા વીતરાગ પુરુષના હૃદયનું ધ્યાન કરવાથી પણ ચિત્ત સ્થિર થાય છે.

**વિવેચન:**—કોઇ સાધુ પુરુષને યાદ કરો. કોઇ મહાત્મા, જેના ઉપર તમને ઘણીજ શ્રદ્ધા હોય અથવા કોઇ સંતજન, જે સંપૂર્ણ રીતે અનાસક્ત છે એમ તમે જાણતા હો, તેના હૃદયનુ

ધ્યાન કરો જેનું અંતઃકરણ દરેક પ્રકારના વિષય તરફ અનાસક્ત થઈ ગયું છે, એવા સાધુપુરુષના અંતઃકરણનું ધ્યાન કરવાથી પણ તમારું અંતઃકરણ શાંત થઈ રહેશે. તમને આ પદ્ધતિ અનુકૂળ ન હોય તો બીજો પણ એક માર્ગ બતાવવામાં આવે છે.

स्वप्ननिद्राज्ञानावलंबनं वा ॥ ૩૮ ॥

સૂત્રાર્થઃ—અથવા નિદ્રાને વિષે પણ કોઈ કોઈ વાર અપૂર્વ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તેનું ધ્યાન કરવાથી પણ ચિત્તની સ્થિરતા થઇ જાય છે.

વિવેચનઃ—કોઇ કોઈ વાર કેટલાક માણસોને સ્વપ્નમાં એવો અનુભવ થાય છે કે, જાણે કોઈ દેવ આવીને તેની સાથે વાતચીત કરી રહ્યો છે. એવે વખતે તે એક જાતના આનંદમાં ચકચૂર બની જાય છે. હવામાં જાણે અપૂર્વ સંગીત ચાલ્યું આવતું હોય અને તેનો ધ્વનિ તે સાંભળતો હોય, એવું તેને લાગે છે. આવા પ્રકારનાં સ્વપ્નમાં તેને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે. જાગ્યા પછી પણ તેના મગજ ઉપર એ સ્વપ્નની ઊંડી અસર રહી જાય છે. એ સ્વપ્ન જાણે સત્યજ હોય, એમ સમજીને તેનું ધ્યાન કરો. તમારાથી આટલું પણ જો બની શકતુ ન હોય, તો નીચેના સૂત્રમાં કહ્યું છે તેમ તમને જે પણ રુચે તેનું ધ્યાન કરજો.

यथाभिमतध्यानाद्वा ॥ ૩૯ ॥

સૂત્રાર્થઃ—અથવા કોઇ પણ પદાર્થ જે તમને પ્રિય લાગતો હોય, તેનું ધ્યાન પણ કરી શકાય.

વિવેચનઃ—અલબત, આ ઉપરથી એમ તો નજ માનવું જોઈએ કે, કોઈ અનિષ્ટ વસ્તુનું પણ ધ્યાન કરવાની રજા આપવામાં આવે છે; પણ જે કોઇ શુભ વસ્તુ તમને પ્રિય હોય—જેમકે કોઇ પવિત્ર સ્થાન ઘણું પસંદ હોય અથવા કોઇ દૃશ્ય તમને

ઘણુંજ મનોહર લાગતું હોય અથવા કોઇ ભાવના તમને ઘણીજ પ્રિય હોય—સારાંશમાં જેનું ધ્યાન કરવામાં તમારૂં ચિત્ત સ્વાભાવિક રીતેજ એકાગ્ર બનતુ હોય, તેનું ધ્યાન તમારે માટે ઇષ્ટ છે.

परमाणुपरममहत्त्वान्तोऽस्य वशीकारः ॥४०॥

સૂત્રાર્થ:—એવે પ્રકારે ધ્યાન કરતાં કરતાં યોગીનું મન પરમાણુથી માંડીને પરમ બૃહત્ પદાર્થ સુધી વગર પ્રતિબંધે ગમન કરી શકે છે.

વિવેચનઃ—અભ્યાસ વડે મન નાનામાં નાની તેમજ મોટામા મોટી વસ્તુનું ધ્યાન સહેલાઇથી કરી શકે છે. તેમ થતાં મનોવૃત્તિનો પ્રવાહ પણ ક્ષીણ થતો જાય છે.

क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहितृग्रहणग्राह्येषु तत्स्थतदञ्जनतासमापत्तिः ॥४१॥

સૂત્રાર્થ:—શુદ્ધ સ્ફટિકની સામે જેવા રંગની વસ્તુ મૂકવામાં આવે, તેવોજ રંગ તે ધારણ કરતો દેખાય છે; તેમ જેની ચિત્તવૃત્તિઓ સાધનદ્વારા ક્ષીણ થઇ ગઇ છે, એવા યોગી (આત્મા)-માં, ગ્રહણ કરનાર, ગ્રહણક્રિયામાં અને ગ્રાહ્યપદાર્થમાં એકાગ્રતા અને એકરૂપતા પ્રાપ્ત કરી શકે છે.

વિવેચનઃ—ઉપર બતાવેલા વિધિ પ્રમાણે ક્રમવાર ધ્યાન કરતાં શું પરિણામ આવે છે? તમને સર્વને યાદ તો હશેજ કે, આગલા એક સૂત્રમાં પતંજલિએ જુદાજુદા પ્રકારની સમાધિઓનું વર્ણન કર્યું છે. પ્રારંભમાં સમાધિનો વિષય કોઇ સ્થૂળ પદાર્થ હોય છે; પછી સૂક્ષ્મ વિષયને ગ્રહણ કરી શકાય છે અને એ રીતે ધીમે ધીમે સૂક્ષ્મમાંથી વધારે વધારે સૂક્ષ્મ વસ્તુ યોગીની સમાધિનો વિષય થઇ શકે છે. ઉપર જે સમાધિનો વિધિ બતાવ્યો છે, તે પ્રમાણે સાધન કરવાથી સ્થૂળની પેઠે સૂક્ષ્મ વસ્તુનું ધ્યાન

પણ આપણે સહેલાઇથી કરી શકીએ છીએ. આ અવસ્થામાં યોગી ત્રણ વસ્તુઓને સ્પષ્ટ જોઈ-સમજી શકે છે; ગ્રહણ કરનાર, ગ્રાહ્ય વસ્તુ અને ગ્રહણક્રિયા. ધ્યાન કરવાને માટે આપણને ત્રણ જાતના વિષય બતાવવામાં આવ્યા છે પ્રથમ સ્થૂળ વિષય-જેમકે શરીર અથવા એવો બીજો કોઈ ભૌતિક પદાર્થ; બીજો સૂક્ષ્મ વિષય-જેમકે મન અથવા ચિત્ત; ત્રીજો ગુણવિશિષ્ટ પુરુષ-શુદ્ધપુરુષ નહિ, પણ અસ્મિતા અથવા અહંકાર. અભ્યાસ વડે યોગી આ ત્રણે વિષયના ધ્યાનમાં સ્થિર થઈ શકે છે. એમ કરતાં કરતાં તેને એવી એકાગ્રતાશક્તિ પ્રાપ્ત થાય છે કે, જ્યારે તે ધ્યાન કરવા બેસે છે ત્યારે ધ્યેય વસ્તુ સિવાય બીજી તમામ વસ્તુઓને લગતા વિચારો તેના મનમાથી નીકળી જાય છે અને પોતે જે વિષયનું ધ્યાન કરતો હોય તેમા તન્મય બની જાય છે. જેમ સ્ફટિકની પાસે લાલ રંગનું પુષ્પ મૂકયુ હોય તો સ્ફટિક લાલ રંગનો દેખાય છે ભૂરા રંગનું હોય તો સ્ફટિક પણ ભૂરોજ દેખાય છે, તેમ યોગીના ચિત્તમાથી રજસતમસની વૃત્તિઓ ક્ષીણ થઇ જ્યારે તે સ્વચ્છ બની રહે છે, ત્યારે તે પોતાના ધ્યેય-પદાર્થમા તદાકાર બની રહે છે.

**तत्र शब्दार्थज्ञानविकल्पैः सङ्कीर्णा सवितर्का समापत्तिः ॥४२॥**

**સૂત્રાર્થ**:—શબ્દ, અર્થ અને તેમાંથી ઉત્પન્ન થતું જ્ઞાન એ ત્રણે જ્યારે મિશ્ર થઇ જાય છે, ત્યારે સવિતર્ક સમાધિ કહેવાય છે.

**વિવેચનઃ**—અહીં "શબ્દ"નો અર્થ આંદોલન અથવા કંપન સમજવાનો છે. "અર્થ" એટલે જ્ઞાનતંતુ માંહેનો શક્તિ-પ્રવાહ એ આંદોલનને અંદર લઈ જાય છે તે ક્રિયા; અને "જ્ઞાન" એટલે તેની સામે થતી પ્રતિક્રિયા. અત્યાર સુધી આપણે ધ્યાન-ના જે જે પ્રકાર જોયા, તે સર્વને પતંજલિ "સવિતર્ક" એવું નામ આપે છે. ત્યાર પછી તે આપણને ક્રમે ક્રમે એના કરતાં પણ

ઉચ્ચ ધ્યાનનું લક્ષણ સમજાવે છે. આ સવિતર્ક સમાધિમાં આપણે વિષય અને વિષયી બેઉને સંપૂર્ણરૂપે અલગ રાખીએ છીએ; કારણકે સવિતર્ક સમાધિમાં શબ્દ, તેનો અર્થ અને તજ્જનિતજ્ઞાન એ ત્રણેનું મિશ્રણ થયેલું હોય છે. પ્રથમ તો બાહ્યકંપન, જેને આપણે "શબ્દ" કહીએ છીએ તે ઉત્પન્ન થાય છે; પછી એ કંપન ઇંદ્રિયપ્રવાહદ્વારા શરીરની અંદર દાખલ થાય છે અને જેને આપણે "અર્થ" કહીએ છીએ તે ક્રિયા થાય છે અને ત્યાર પછી આપણું ચિત્ત તેની સામે પ્રતિક્રિયા કરે છે. ખરૂં જોતાં એ પ્રતિક્રિયાનેજ "જ્ઞાન" એવું નામ આપવું જોઇએ. પરંતુ એ ત્રણે ક્રિયાઓ એટલી ઝડપથી થાય છે કે આપણે તેને છૂટી પાડી શકતા નથી; તેથી એ ત્રણે ક્રિયાના સરવાળાનેજ આપણે "જ્ઞાન" કહીએ છીએ આપણે અત્યાર સુધી સમાધિના જે જે પ્રકાર જોયા, તેમાં આ ત્રણેનું મિશ્રણજ આપણા ધ્યાનનો વિષય હોય છે; પણ હવે પછી જે સમાધિનું વર્ણન કરવામાં આવનાર છે, તે એના કરતાં શ્રેષ્ઠ છે.

स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा निर्वितर्का ॥४३॥

**સૂત્રાર્થ:**—જ્યારે સ્મૃતિમાંથી શબ્દ અને અર્થનું સ્મરણ દૂર થઇ તે શુદ્ધ બની રહે; અર્થાત્ ચિત્ત કેવળ ધ્યેયસ્વરૂપમાંજ તદાકાર બની રહે, ત્યારે તે નિર્વિતર્ક સમાધિ કહેવાય છે.

**વિવેચન:**—આગલા સૂત્રમાં શબ્દ, અર્થ અને જ્ઞાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એ ત્રણેનો સાથે સાથે અભ્યાસ કરતાં કરતાં એક સમય એવો આવે છે, કે એ ત્રણેનું મિશ્રણ થવા પામતું નથી. તે વખતે આપણે એ ત્રણેને સહેલાઇથી અલગ અલગ કરી શકીએ છીએ. હવે એ ત્રણેનું સ્વરૂપ શું છે તે સમજવાનો પ્રયત્ન કરીએ. પ્રથમ આપણે ચિત્તનો વિચાર કરીએ. ચિત્તના સંબંધમાં આગળ આપણે સરોવરનું દૃષ્ટાંત લીધું હતું,

તે પાછું યાદ કરો. ચિત્ત અથવા મનના તત્ત્વને આપણે સરોવર-ની ઉપમા આપી હતી અને શબ્દ એટલે કોઇ બાહ્યવસ્તુનું કંપન, તેને સરોવરમાં ઉત્પન્ન થતાં મોજાંની સાથે સરખાવ્યું હતું. હવે ધારો કે, તમારી અંદર એક તદ્દન સ્થિર સરોવર છે. હવે જાણે કે, મેં "ગાય" એવો ઉચ્ચાર કર્યો. એ શબ્દનાં આંદોલન તમારા કાનમાં દાખલ થતાંની સાથેજ તમારા ચિત્ત-રૂપી સરોવરમાં એક મોજું પેદા થાય છે. "ગાય" એ શબ્દ-દ્વારા જે ભાવનું સૂચન થાય છે, તે તમારા ચિત્તમાં ઉત્પન્ન થયેલું મોજુંજ છે. એ ભાવનેજ આપણે "આકાર અથવા અર્થ" એવું નામ આપીએ છીએ. આપણે જે "ગાયનું" સ્વરૂપ જોઇએ છીએ તે બીજું કંઇજ નહિ, પણ બાહ્ય તેમજ આંતરિક આંદોલનોની પ્રતિ-ક્રિયારૂપે ચિત્તમાં જે તરંગ ઉત્પન્ન થાય છે તે તરંગજ માત્ર છે. એવી રીતે આપણે જે જે પદાર્થને જોઇએ છીએ અથવા અનુ-ભવીએ છીએ, તે બધાયે આપણા મનની પ્રતિક્રિયાનાંજ પરિ-ણામ માત્ર છે. આંદોલન બંધ થાય છે, એટલે તરંગ પણ શમી જાય છે. આંદોલન વિના તરંગ હોઇ શકેજ નહિ. કોઇ એવો પ્રશ્ન કરશે કે, જ્યારે આપણે "ગાય" એવો વિચાર કરીએ છીએ ત્યારે તો બહારથી કોઇ પણ જાતનો શબ્દ આવતો નથી અને છતાં શબ્દ વગર ચિત્તમાં તરંગ કેવી રીતે ઉત્પન્ન થયો? એનો ઉત્તર એ છે કે, એ શબ્દ તમારા મનની અંદર તમે પોતેજ ઉચ્ચારો છો. તમે પોતેજ મનમાં ને મનમાં "ગાય" એવો ઉચ્ચાર કરો છોજ અને એમ થાય એટલે તમારા ચિત્તમાં તરંગ ઉત્પન્ન થવા માંડે છે. શબ્દની ઉત્તેજના વિના તરંગ કદી પણ ઉત્પન્ન થાયજ નહિ. એ ઉત્તેજના જો બહારથી નથી આવતી તો અંદરથી આવે છે. શબ્દ શમી જાય છે તેની સાથે તરંગ પણ શમી જાય છે. ત્યારે બાકી શું રહે છે? બાકીમાં પ્રતિક્રિયાનું

પરિણામ, જેને આપણે "જ્ઞાન" કહીએ છીએ, તેજ રહેવા પામે છે. એ ત્રણ આપણા મનની અંદર એવા દૃઢપણે સંકળાયેલા છે કે, આપણે તેમને એકબીજાથી અલગ કરી શકતાજ નથી. શબ્દ ઉત્પન્ન થાય છે કે તરતજ ઇંદ્રિયોનું આંદોલન થવા લાગે છે અને તેની પ્રતિક્રિયારૂપે ચિત્તમાં તરંગો પેદા થાય છે. આ બધી ક્રિયાઓ એક પછી એક એટલી ઝડપથી થાય છે કે, એમાંથી કોઇ પણ એક ક્રિયાને આપણે છૂટી પાડીને તપાસી શકતા નથી. જે સમાધિની વાત હમણાં ચાલે છે, તેનો લાંબો વખત અભ્યાસ કર્યાથી, તમામ સંસ્કારના આધારરૂપ જે સ્મૃતિ તે શુદ્ધ થવા પામે છે અને તેમ થયા પછી એ ત્રણ પૈકી ગમે તે એક ક્રિયાને આપણે જુદી પાડી શકીએ છીએ. એ સમાધિને નિર્વિતર્ક (તર્ક-વિતર્કરહિત) સમાધિ એવું નામ આપવામાં આવ્યું છે.

एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥४४

**સૂત્રાર્થઃ**—ઉપરનાં બે સૂત્રોમાં સવિચાર અને નિર્વિચાર સમાધિની જે વ્યાખ્યા કરવામાં આવી છે, તે દ્વારા જે સવિચાર અને નિર્વિચાર સમાધિનું ધ્યેય વધારે સૂક્ષ્મ પદાર્થનું છે, તેની પણ વ્યાખ્યા થઈ જાય છે.

**વિવેચનઃ**—આને વિષે પણ ગયા સૂત્રમાં કહ્યું તે પ્રમાણેજ સમજી લેવાનું છે. માત્ર ફરક એટલોજ છે કે, પહેલાં જે બે પ્રકારની સમાધિ કહી, તેમાં ધ્યાનનો વિષય સ્થૂળ પદાર્થ છે અને આ ઠેકાણે ધ્યાનનો વિષય સૂક્ષ્મ પદાર્થ છે.

सूक्ष्मविषयत्वं चालिङ्गपर्यवसानम् ॥ ४५ ॥

**સૂત્રાર્થઃ**—સૂક્ષ્મ વિષયોનો અલિંગ-અવ્યક્ત પ્રકૃતિ આગળ અંત આવે છે.

**વિવેચનઃ**—મૂળતત્ત્વો અને તેમના સંયોગથી ઉત્પન્ન થયે-

લા તમામ પદાર્થોને સ્થૂળ કહેવામા આવે છે. સૂક્ષ્મ વસ્તુઓનો આરંભ તન્માત્રા એટલે સૂક્ષ્મ પરમાણુથી થાય છે. ઇંદ્રિયો, મન, અહંકાર, ચિત્ત, વ્યક્ત જગતનું કારણ સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણોની સામ્ય અવસ્થારૂપ પ્રધાન પ્રકૃતિ અથવા અવ્યક્ત સૃષ્ટિ; એ સર્વનો સૂક્ષ્મ વસ્તુઓમાં સમાવેશ થઈ જાય છે. એકલા પુરુષનીજ એમાં ગણના થતી નથી.

ता एव सबीजः समाधिः ॥ ४६ ॥

**સૂત્રાર્થ**:—આ પ્રકારની સમાધિઓને સબીજ સમાધિ કહે છે.

**વિવેચનઃ**—આવી સમાધિઓથી પૂર્વકર્મના બીજનો નાશ થતો નથી અને તેથી તેના વડે મુક્તિની પ્રાપ્તિ થતી નથી ત્યારે એમનું ફળ શું હશે? આ પ્રશ્નનો ઉત્તર હવે પછીનાં સૂત્રોમાં આપવામાં આવ્યો છે.

निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः ॥ ४७ ॥

**સૂત્રાર્થ**:—નિર્વિચાર સમાધિની નિર્મળતા થવાથી ( ચિત્ત રજસ તમસથી રહિત થઈ પ્રકૃતિ પર્યંત તેનો શુદ્ધ એકાગ્ર પ્રવાહ થવાથી ) ચિત્તમાં અધ્યાત્મપ્રસાદ ( આંતરિક પ્રસન્નતા ) થાય છે.

तत्र ऋतंभरा प्रज्ञा ॥ ४८ ॥

**સૂત્રાર્થ**:—એ અધ્યાત્મિક શાંતિદ્વારા જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેને "ઋતંભરા પ્રજ્ઞા" અર્થાત્ સત્યથી ભરપૂર જ્ઞાન કહે છે.

**વિવેચનઃ**—નીચેના સૂત્ર વડે એ સમજાઈ જશે.

श्रुतानुमानप्रज्ञाभ्यामन्यविषया विशेषार्थत्वात् ॥ ४९ ॥

**સૂત્રાર્થ**:—શ્રવણદ્વારા તથા અનુમાનદ્વારા જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તે જ્ઞાન સાધારણ વિષયોને લગતું હોય છે, પણ ઉપર

કહેલી સમાધિમાં તો જે વિષય શ્રવણ અને અનુમાનથી પર છે, તેનો બોધ થઇ જાય છે.

**વિવેચનઃ**—આનું તાત્પર્ય એ છે કે, આપણે સાધારણ વસ્તુઓ વિષેનું જ્ઞાન પ્રત્યક્ષ અનુભવદ્વારા અથવા તો અનુભવને આધારે બાંધેલા અનુમાનદ્વારા તથા આપ્ત વિશ્વાસુ માણસોના વચનદ્વારા મેળવીએ છીએ. "આપ્ત" શબ્દ યોગી લોકો ઋષિઓને ઉદ્દેશીને-જ વાપરે છે. "ઋષિ" એટલે વેદોમાં જે વિચારો વર્ણવ્યા છે તેનો અપરોક્ષ સાક્ષાત્કાર કરનારા પુરુષો. યોગીઓના મત પ્રમાણે શાસ્ત્રનાં વચન માન્ય રાખવાનું કારણ એ છે કે, એ શાસ્ત્રો ઉપર કહ્યા તેવા વિશ્વાસપાત્ર પુરુષોએજ રચેલાં છે આ પ્રમાણે શાસ્ત્રો વિશ્વાસપાત્ર પુરુષોનાં વચન તો છે, પણ એકલાં શાસ્ત્રોનું વાચન આપણને કદી પણ સત્યનો અનુભવ કરાવી શકતું નથી. આપણે ચારે વેદ ભણી જઇએ, પણ તેથી કરીને આધ્યાત્મિક સત્યનો સાક્ષાત્કાર થનાર નથી, શાસ્ત્રમાં બતાવેલી પદ્ધતિ મુજબ આપણે સાધન કરવા માંડીશું તોજ તે સત્યનો સાક્ષાત્કાર થઇ શકશે, કે જેને ઇંદ્રિયજન્ય જ્ઞાન, અનુમાન અથવા આપ્તવાક્ય એમાંનું કોઈ પણ પહોંચી શકતું નથી. આ સૂત્રનું તાત્પર્યજ એ છે કે, તે પરમસત્યનો અપરોક્ષ અનુભવ કરવો, એનુંજ નામ ખરેખરો ધર્મ છે ધર્મનો સાર આમાંજ રહેલો છે. એ સિવાય બીજું જે કાંઇ ધર્મની અંદર ગણાય છે, જેમકે ધાર્મિક વ્યાખ્યાનનું શ્રવણ અથવા શાસ્ત્રનું અધ્યયન કે તદ્વિષયક ચર્ચા એ બધું ધર્મને માર્ગે જવાની તૈયારી કરવામાં મદદ કરે છે અને તેટલા પૂરતીજ તેની જરૂરિયાત છે ખરેખરો ધર્મ શ્રવણ, વાચન કે ચર્ચામાં રહેલો નથી. ધર્મના સિદ્ધાંત આપણે બુદ્ધિ વડે સમજીએ અને તે સત્ય છે એમ સ્વીકારીએ યા ન સ્વીકારીએ, તેટલાથીજ ધર્મનો સાક્ષાત્કાર થઇ ચૂક્યો એમ ઠરતું નથી. યોગીઓનો વાસ્તવિક અભિ-

પ્રાય એવો છે કે, જેવી રીતે ઇંદ્રિયો વડે સ્થૂળ પદાર્થોનો આપણે સાક્ષાત્ અનુભવ કરીએ છીએ, તેવીજ રીતે ધર્મનાં સત્યોનો પણ સાક્ષાત્ અનુભવ થઇ શકે છે; એટલુંજ નહિ પણ જેટલી સ્પષ્ટતાથી આપણે બાહ્ય પદાર્થો જોઇએ છીએ તે કરતાં પણ વધારે સ્પષ્ટપણે ધર્મના સત્યો અનુભવી શકાય છે ઇશ્વર, આત્મા વગેરે જે સત્યોનું ધર્મ પ્રતિપાદન કરે છે, તેમનો બાહ્ય ઇંદ્રિયોથી અનુભવ થઇ શકતો નથી. આપણે ઇશ્વરને આંખ વડે જોઇ શકતા નથી, તેમજ હાથ વડે તેને અડકી શકતા નથી, વળી બુદ્ધિ પણ ઇંદ્રિયોના પ્રદેશની પેલી પાર ગતિ કરી શકતી નથી. આખી જિંદગી સુધી બુદ્ધિ વડે વિચાર કર્યાજ કરીએ–હજારો વર્ષ થયાં દુનિયા તેમ કરતી આવી છે, પરંતુ ધર્મનો સાક્ષાત્કાર કરવાની કે તેને અસત્ય કહેવાની શક્તિ બુદ્ધિમાં આવી શકે તેમજ નથી. જેનો આપણને સાક્ષાત્ અનુભવ થઇ શકતો હોય તેને આધારે આપણી બુદ્ધિ અનુમાન બાંધી શકે છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે સમજાશે કે, બુદ્ધિને ઇંદ્રિયજનિત અનુભવોની મર્યાદામાં રહીનેજ કામ કરવું પડે છે. એની પેલી પાર તે જઇ શકતીજ નથી અને જે આધ્યાત્મિક સત્યનો આપણે અનુભવ કરવા ઇચ્છીએ તે સત્ય તો એ ઇંદ્રિયોની પેલીબાજુના પ્રદેશમા રહેલુ છે. યોગીઓ કહે છે કે, મનુષ્ય ઇંદ્રિયજનિત અનુભવ અને વિચારશક્તિ બેઉને ઓળંગી શકે છે. બુદ્ધિની સીમા ઓળંગી જવાની શક્તિ મનુષ્યમાત્રમાં–જીવજંતુમા પણ રહેલી છે યોગાભ્યાસ વડે આ શક્તિ જાગૃત થાય છે અને તેમ થતાંજ બુદ્ધિની સીમા ઓળંગીને–જ્યાં બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી એવા પ્રદેશમા પ્રવેશ કરીને, બુદ્ધિથી અગમ્ય સત્યોનો મનુષ્ય સાક્ષાત્કાર કરી શકે છે.

तज्जः संस्कारोऽन्यसंस्कारप्रतिबन्धी ॥५०॥

સૂત્રાર્થઃ—આ સમાધિ વડે ઉત્પન્ન થયેલા સંસ્કાર બીજા

સ્કારોનો પ્રતિબંધ કરે છે, અર્થાત્ તેમને આવવા દેતા નથી.

**વિવેચનઃ**—આપણે આગલા સૂત્રમાં જોઇ ગયા કે, જ્ઞાનાતીત ભૂમિકામાં પ્રવેશ કરવાનો એકજ ઉપાય છે અને તે માત્ર એકાગ્રતાજ છે વળી આપણે એ પણ જોઇ શકયા છીએ કે, આપણા પૂર્વના સંસ્કારજ આપણને આવા પ્રકારની એકાગ્રતાની પ્રાપ્તિમાં વિઘ્નરૂપ છે. તમને બધાને અનુભવ થયો હશે કે, જ્યારે તમે ચિત્તને એકાગ્ર કરવા બેસો છો ત્યારે નાના પ્રકારના વિચારો તમારા મનમાં તરવરી આવે છે જ્યારે તમે ઈશ્વરનું ચિંતન કરવાનો પ્રયત્ન કરો છો, ત્યારે કોણ જાણે કેમ તમારા તમામ સંસ્કારો એકદમ જાગૃત થઇ જાય છે ! બીજે પ્રસંગે તેમનુ આટલું બધુ પ્રાબલ્ય જોવામાં નથી આવતું. પણ તમે તેમને મનમાથી કાઢી નાખવા ઇચ્છો એટલે તે ઊલટા વધારે જોરથી આવવાના અને તમારા મનને ચારે દિશાએથી ઘેરી વળવાના. આમ થવાનું કારણ શું ? એકાગ્રતા કરવા બેસીએ ત્યારેજ તેમનામાં આટલું બધું બળ આવવાનું કારણ શું ? કારણ એજ કે તમે તેમને દબાવી દેવાનો પ્રયત્ન કરો છો, ત્યારે તેઓ તેમના સઘળા બળથી તમારી સામે પ્રતિક્રિયા કરે છે. બીજે પ્રસંગે તેઓ આટલું બધું બળ દાખવતા નથી. એ પૂર્વના સંસ્કાર એટલા બધા છે કે ગણ્યા ગણાય નહિ. ચિત્તના કયા ખૂણામાં કોણ જાણે કયાં ભરાઈ રહે છે અને વાઘની પેઠે તરાપ મારવા હમેશાં લાગ જોતાજ હોય છે. જે વિચારને આપણે હૃદયમાં ધારણ કરવો હોય તે એકલોજ આવે અને બીજા બધા ચાલ્યા જાય, એટલા માટે આ જૂના ઘર કરી બેઠેલા સંસ્કારોને દબાવી દેવાની જરૂર છે. જ્યાંસુધી તેમનું પૂરેપૂરું દમન નહિ થયું હોય ત્યાંસુધી એકાગ્રતા કરવાને વખતેજ તે આવીને ઊભા રહેશે. આ રીતે એકાગ્રતાનો ભંગ કરવાનું સામર્થ્ય સંસ્કારોમાં રહેલું છે; એટલા માટે જે સમાધિની

આપણે હમણાં ચર્ચા કરી ગયા તેનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. એના વડેજ જૂના સંસ્કારોનું દમન થઇ શકશે. આ સમાધિના અભ્યાસથી જે નવા સસ્કારો પેદા થશે, તે એટલા તો બળવાન હશે કે બીજા તમામ સંસ્કારોનું કાર્ય બંધ કરી દઇ તેમને પૂરેપૂરા દબાવી દેશે.

**तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः ॥५१॥**

**સૂત્રાર્થ:**—ઉપર કહેલા બીજા બધા સંસ્કારોને દબાવી દેનારા સસ્કારનો પણ નિરોધ કરવાથી સંસ્કાર માત્રનો નિરોધ થઇ જશે અને તેમ થતાજ નિર્બીજ સમાધિ પ્રાપ્ત થશે.

**વિવેચનઃ**—આત્માનો સાક્ષાત્કાર કરવો એજ આપણા જીવનનું અતિમ લક્ષ્ય છે, એ વાતનું તો તમારે કદી પણ વિસ્મરણ થવા ન દેવુ. આપણે આત્માનો અનુભવ નથી કરી શકતા તેનું કારણ એ છે કે, તે પ્રકૃતિ, શરીર અને મનની સાથે સેળભેળ થઇ ગયેલો છે જેઓ અત્યત અજ્ઞાની છે, તેઓ તો પોતાના દેહનેજ આત્મા માની લે છે. તેમના કરતાં જેઓ કાંઇક આગળ વધેલા છે, તેઓ મનને આત્મા સમજે છે, પણ બેઉ ભ્રમમાં ગોથાં ખાય છે. આ બધી ઉપાધિની સાથે આત્મા સેળભેળ થઇ ગયો તેનુ કારણ શું? ચિત્તની અદર જે નાના પ્રકારના તરંગ ઉત્પન્ન થાય છે, તેના વડે આત્માની આસપાસ આવરણ બંધાય છે. આપણે કોઇ કોઇ વાર એ તરંગની અંદર નજર નાખીને એ આત્માના કિંચિત્ પ્રતિબિંબનુંજ દર્શન કરી શકીએ છીએ. જ્યારે ક્રોધરૂપી વૃત્તિનું મોજું ચિત્તમાં ઉત્પન્ન થાય છે, ત્યારે આપણને આત્મા ક્રોધરૂપજ દેખાય છે અને આપણે કહીએ છીએ કે, "હું ગુસ્સે થયો છું" જ્યારે પ્રેમનું મોજું ઉત્પન્ન થાય છે ત્યારે એ પ્રેમના તરંગમાં આપણે આપણું પ્રતિબિંબ જોઇએ છીએ અને માનીએ છીએ કે, આપણે પ્રેમ કરીએ છીએ. જ્યારે

નિર્બળતારૂપી વૃત્તિનું મોજું પેદા થાય છે, ત્યારે તેમાં આપણે આત્માનું પ્રતિબિંબ જોઇએ છીએ અને તે વખતે આપણને એમ લાગે છે કે, આપણે નિર્બળ છીએ. આ બધા જુદાજુદા ભાવ જુદાજુદા પૂર્વના સંસ્કારોમાંથી પ્રકટ થાય છે અને આત્માના ખરા સ્વરૂપને ઢાંકી દે છે. જ્યાંસુધી ચિત્તમાં એક પણ તરંગ રહી ગયો હોય ત્યાંસુધી આત્માના ખરા સ્વરૂપનું દર્શન થઇ શકેજ નહિ. તમામ મોજાં પૂરેપૂરાં, એક પણ અપવાદ વગર શાંત ન થઈ જાય, ત્યાંસુધી આત્માનું સત્ય સ્વરૂપ શી રીતે પ્રકટ થાય? એટલા માટે પતંજલિએ આ મોજાંનું સ્વરૂપ કેવું છે અને તે શાથી ઉત્પન્ન થાય છે તે સૌથી પ્રથમ સમજાવી, તેમને શા ઉપાય વડે દબાવી દેવાં તે ઉપાય બતાવ્યા છે અને પછી જેમ અગ્નિનો પ્રચંડ સમૂહ નાના તણખાઓને પોતાનામાં સમાવી દે છે, તેમ એક એવો બળવાન તરંગ ઉત્પન્ન કરવો કે તમામ નાનાં નાનાં મોજાંઓ તેમાં સમાઇ જાય અને માત્ર એકજ તરંગ અવશિષ્ટ રહે, એનો વિધિ સમજાવ્યો. જ્યારે આ પ્રમાણે છેવટે એકજ તરંગ રહેવા પામે, ત્યાર પછી તેને પણ સમાવી દેવો એ બહુ અઘરી વાત નથી અને જ્યારે તે છેલ્લું મોજું પણ સમી જાય ત્યારે નિર્બીજ સમાધિની સ્થિતિ થઈ એમ જાણવું. પછી કાંઇ રહેવા પામતું નથી. આ પ્રમાણે જ્યારે એક આત્માજ પોતાના પ્રકાશથી પ્રકાશિત થતો અવશિષ્ટ રહેશે, ત્યારે આપણને અનુભવ થશે કે, આત્મા જરા પણ મિશ્ર પદાર્થ નથી. આખા જગતમાં તે એકલોજ અમિશ્ર અને નિત્ય-શાશ્વત પદાર્થ છે. તેને જન્મ પણ નથી અને મરણ પણ નથી. તે અમર, અવિનાશી અને નિત્ય ચૈતન્યસ્વરૂપ છે.

# अध्याय २ जो—साधनपाद

तपःस्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥१॥

**સૂત્રાર્થ:**—તપશ્ચર્યા, અધ્યાત્મશાસ્ત્રનું અધ્યયન અને ઈશ્વરને સર્વ કર્મનું ફળ અર્પણ કરવું, એ ત્રણને "ક્રિયાયોગ" કહે છે.

**વિવેચનઃ**—ગયા અધ્યાયમાં સમાધિના જે જે પ્રકાર ગણાવ્યા છે તે ઉત્તમ અધિકારીને માટે હોઇને મધ્યમ તથા મંદ અધિકારી માટે તેની સિદ્ધિ અત્યંત કઠિન છે. એટલા માટે તેના સાધકે ક્રમે ક્રમે અભ્યાસ કરવો ઘટે છે. સાધનના પહેલા પગથિયાને ક્રિયાયોગ એવું નામ આપેલું છે. કર્મદ્વારા યોગમાર્ગમાં પ્રગતિ કરવી, એવો ક્રિયાયોગનો શબ્દાર્થ થાય છે. શરીર એ રથ છે; ઇંદ્રિયો અશ્વને ઠેકાણે છે; મન તે અશ્વને કાબૂમાં રાખવાની લગામ છે; બુદ્ધિ સારથિ છે અને આત્મા રથમાં બેસનાર રથનો સ્વામી છે. જો ઘોડા અત્યંત બળવાન હોય, લગામને પત કરતા ન હોય અને એ તોફાની ઘોડાને કેવી રીતે કાબૂમાં રાખવા, તેનું જ્ઞાન બુદ્ધિરૂપી સારથિને ન હોય, તો એ રથ મહા વિપત્તિના ખાડામાં જઇ પડવાનો એમાં સંશય નથી. એથી ઊલટું જો ઇંદ્રિયરૂપી ઘોડા સારથિના પૂરેપૂરા કાબૂમાં આવી ગયા હોય અને મનરૂપ લગામને બુદ્ધિરૂપી સારથિએ દઢતાથી પકડી હોય, તો એ રથને જે સ્થાને હાંકી જવો હોય ત્યાં હાંકી જવાય. આ ઠેકાણે "તપશ્ચર્યા" શબ્દનો અર્થ પણ બરાબર સમજી લેવો

જોઇએ. તપશ્ચર્યા એટલે શરીર અને ઇંદ્રિયોના વ્યાપાર કરતી વખતે મનરૂપી લગામને એવી મજબૂત હાથે પકડી રાખવી કે, તે પોતાની મરજી પ્રમાણે કાર્ય ન કરતાં આપણી આજ્ઞા પ્રમાણે કાર્ય કરતાં રહે. ત્યાર પછી બીજી બાબત સ્વાધ્યાયને લગતીછે. આ ઠેકાણે સ્વાધ્યાયનો શો અર્થ લેવાનો છે? અધ્યયન એટલે વાર્તાઓ કે નવલકથાઓનું વાચન નહિ, પણ આત્માની મુક્તિ કયા ઉપાયે કરી શકાય, એનેજ લગતો ઉપદેશ જે ગ્રંથોમાં આપ્યો હોય તેનોજ માત્ર અભ્યાસ. વળી એ સ્વાધ્યાયમાં તર્ક અને બુદ્ધિવિષયક ચર્ચાઓથી ભરેલાં પુસ્તકોનો પણ સમાવેશ થતો નથી. એટલું તો પહેલેથીજ માની લેવું જોઇએ કે, યોગમાર્ગમાં પ્રવેશ કરવા ઇચ્છનાર વાદવિવાદ અને તર્કવિતર્કની અવસ્થાને ઓળંગી ચૂકેલો તથા તેનાથી ધરાઈ ઉપરામ બનેલો હોવો જોઇએ. તેને માટે કશુંજ વિચાર કરવા જેવું રહેલું હોતું નથી. તેણે પોતાનો માર્ગ નક્કી કરી લીધો હોય છે અને હવે તો પોતાની ધારણા—માન્યતા વિશેષ દૃઢ બને એટલાજ માટે તેને વાચનની જરૂર હોય છે. શાસ્ત્રજ્ઞાનનાં બે પગથિયાં છે. એક વાદાત્મક; જેમાં તર્ક, દલીલ, વિચાર વગેરે બુદ્ધિના વ્યાપાર ચાલે છે અને બીજું સિદ્ધાંત; જેની અંદર અમુક નિશ્ચય ઘડાઇ ચૂકેલો હોય છે. અજ્ઞાનરૂપી અંધકારની અવસ્થામાં લોકોની પ્રવૃત્તિ પહેલા પ્રકારના શાસ્ત્રીય અભ્યાસ તરફ હોય છે. એ એક જાતની બુદ્ધિની સાઠમારી છે. એમાં પૂર્વપક્ષી અને ઉત્તરપક્ષીની તકરારો વિષે વિચાર કરાય છે. એ વિચારનું કાર્ય પૂરું થાય એટલે પછી અમુક નિશ્ચય—સિદ્ધાંત ઘડાય છે; પણ માત્ર મનથી સિદ્ધાંત સમજી લીધો એટલે કાર્ય પૂરું થયું કહેવાય નહિ. ખરું કાર્ય તો ત્યાંથીજ શરૂ થાય છે. એ સિદ્ધાંત મનમાં ખૂબ દૃઢપણે ઠસી જવો જોઇએ. શાસ્ત્રો તો અનંત છે અને જીવન ટૂંકું છે; તેથી કરીને

જ્ઞાન પ્રાપ્ત કરવાની ચાવી તો સર્વ શાસ્ત્રનો ખરેખરો સાર ગ્રહણ કરીને તે પ્રમાણે જીવન ગાળવામાંજ રહેલી હોય છે. પ્રાચીન-કાળથી ભારતવર્ષમાં એક દંતકથા કહેવાતી આવી છે કે, રાજહંસ આગળ દૂધ અને પાણી ભેળાં કરીને મૂકીશું તો તે માત્ર દૂધજ પી જશે અને પાણીને પડતું મૂકશે; એટલા માટે જ્ઞાનનો જરૂરી સારાંશજ ગ્રહણ કરવો અને બાકીની ખટપટની બિનજરૂરી તક-રારોને છોડી દેવી. અલબત, શરૂઆતની અવસ્થામાં તો બુદ્ધિને કસવાની જરૂર છેજ. કોઇ પણ તત્ત્વનો આંખો મીંચીને સ્વીકાર નજ કરાય; પરંતુ યોગને ઇચ્છનાર તો તે અવસ્થા પસાર કરી ચૂક્યો હોય છે અને હવે એકજ સિદ્ધાંત ઉપર આવી ચૂકેલો હોય છે. તેનું લક્ષ્ય તો હવે એકજ ઉદ્દેશ તરફ સ્થિર થઈ ગયેલું હોય છે કે, કોઇ પણ પ્રકારે તે સિદ્ધાંત હવે જીવનમાં ઊતરી જાય. તે એમજ કહે છે કે, "વાદવિવાદ છોડી દો. વાદવિવાદથી ચિત્ત અસ્થિર થઇ જાય છે." તમારી સાથે કોઈ વાદવિવાદ કરવા આવે તો ચૂપકી પકડીને બેસી રહેજો. શા માટે ખાલી મગજને ડોળી નાખવું જોઇએ? કોઇ ગમે તે કહે તેને જવાબજ ન આપવો. વાદવિવાદ કરવાનું એકજ પ્રયોજન છે અને તે માત્ર બુદ્ધિને કસ-રત આપવા પૂરતુંજ. બુદ્ધિને જોઇએ તેટલી તાલીમ એક વાર આપી દીધા પછી શા માટે ખાલી માથું પકવવું જોઇએ? બુદ્ધિ એક નિર્બળ યંત્ર જેવી છે. તે આપણને માત્ર ઇંદ્રિયોથી મર્યા-દિત થયેલા પ્રદેશનુંજ જ્ઞાન આપી શકે છે. યોગીનો ઉદ્દેશ તો ઇંદ્રિયોના પ્રદેશની પેલી પાર જવાનો છે; એટલે હવે તેને બુદ્ધિના વ્યાપારનો બહુ ખપ નથી. તેને પૂરેપૂરી ખાતરી થઇ ચૂકેલી છે, એટલે હવે તેને વાદવિવાદની જરાયે પરવા નથી. તે પોતાના નિશ્ચયમાં દૃઢ રહે છે અને કોઈ વાદવિવાદ કરવા આવે છે, ત્યારે ચૂપકી પકડી બેસી રહે છે; કારણકે તે જાણે છે કે, જો હું વિવાદ

કરવા જઇશ તો મારા ચિત્તની સમતાનો ભંગ થશે, ચિત્તમાં વિક્ષેપ ઉત્પન્ન થશે અને ચિત્તનો વિક્ષેપ એ પ્રગતિના માર્ગમાં મોટી નડતર છે. તર્ક, વાદવિવાદ, વિચારપૂર્વક તત્ત્વાન્વેષણ એ બધુ શરૂઆતની અવસ્થામાં-જ્યાંસુધી કોઇ લક્ષ્ય નક્કી ન થયુ હોય, ત્યાંસુધીજ હિતકર છે આ તર્કના કરતાં વધારે ઊંચી વસ્તુ બુદ્ધિની પેલી પારના પ્રદેશમા છે નિશાળે ભણતા વિદ્યાર્થીની માફક વાદવિવાદ અને બુદ્ધિની સાઠમારીઓ કર્યા કરવી એ જીવનનો હેતુ નથી. કર્મના ફળ ઇશ્વરને અર્પણ કરવાં એનો અર્થ એજ કે, પ્રશસા અગર નિંદા બેઉ પોતાને માથે વહોરી ન લેતાં બેઉ ઈશ્વરને સમર્પણ કરવાં અને શાંતિમાં જીવન પસાર કરવું.

*स समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ॥ २ ॥*

**સૂત્રાર્થ:**—સમાધિના અભ્યાસમાં સુગમતા મળે અને ક્લેશજનક વિઘ્નસમૂહ કમી થઈ જાય એ ક્રિયાયોગનુ પ્રયોજન છે.

**વિવેચનઃ**-આપણામાંના ઘણાખરાએ પોતાના મનને અતિશય લાડથી બગાડી મૂકેલા છોકરાંના જેવાં બનાવી દીધાં હોય છે. આપણું મન જે કાંઈ માગે છે, તે આપણે તેને પૂરૂં પાડીએ છીએ મનનો સંયમ થાય અને તે આપણા તાબામાં રહે એટલા માટે ક્રિયાયોગ બહુ જરૂરનો છે આવા પ્રકારના સયમનો અભાવ હોવાથી યોગાભ્યાસમાં વિઘ્નો આવી પડે છે અને ક્લેશની ઉત્પત્તિ થાય છે. એ વિઘ્નોને દૂર કરવાનો ઉપાય એ છે કે, ક્રિયાયોગવડે મનને વશ કરવું અને મનને તેની મરજી મુજબ કાર્ય કરતુ અટકાવવુ.

अविद्याऽस्मितारागद्वेषाऽभिनिवेशाः क्लेशाः ॥ ३ ॥

**સૂત્રાર્થ:**—અવિદ્યા,× અસ્મિતા, રાગ, દ્વેષ અને+ અભિનિ-

× અહંકાર + ઐહિક જીવનને વળગી રહેવાની વૃત્તિ.

વેશ, એ પાંચ ક્લેશો છે.

**વિવેચનઃ**—ઉપર ગણાવેલા પાંચ પ્રકારના કલેશ એ આપણને સંસારની સાથે જકડી રાખનાર બંધનરૂપ છે. એમાં અવિદ્યા એ બાકીના ચાર ક્લેશની જનેતા છે. અવિદ્યા એજ આપણાં સર્વ પ્રકારનાં દુઃખોનું એક માત્ર કારણ છે. અવિદ્યા ન હોય તો કોની તાકાત છે કે, આપણને લેશમાત્ર દુ ખ દઇ શકે? આત્મા તો નિત્યઆનંદસ્વરૂપ છે. અજ્ઞાન, ભ્રમ અને માયા સિવાય તેને દુઃખી કરનાર કોઇ નથી. આત્માનું દુઃખ એ કેવળ ભ્રમજ છે.

अविद्याक्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥ ४ ॥

**સૂત્રાર્થઃ**—એમા અવિદ્યા, એજ બાકીના ચાર ક્લેશોને પેદા કરનારૂ ક્ષેત્ર છે. એ ક્લેશની ચાર અવસ્થાઓ છે. પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર

**વિવેચનઃ**—અવિદ્યામાંથીજ અહંકાર, રાગ, દ્વેષ અને અભિનિવેશ જન્મ પામે છે. આ ક્લેશો જુદાજુદા માણસોમાં થોડા અથવા વધારે પ્રમાણમાં અને જુદાજુદા સ્વરૂપમાં રહેલા હોય છે. કોઇમા તેઓ સુપુપ્ત અવસ્થામા હોય છે આપણે ઘણી વાર સાંભળીએ છીએ કે, અમુક માણસ તો નાના બાળક જેવો નિર્દોષ છે, પણ એ બાળક જેવાની અંદર પણ દેવતાનો અથવા દૈત્યનો ભાવ રહેલો છે અને તે સુયોગ મળતાં બહાર પ્રકટી નીકળે છે. યોગીના હૃદયમાં પૂર્વના કર્મો વડે બધાયેલા સંસ્કારો ઘણી ક્ષીણ અવસ્થામાં પડી રહેલા હોય છે. તેમને યોગી પુરુષાર્થ વડે દબાવી રાખે છે અને પ્રકટ થવા દેતો નથી વિચ્છિન્ન અવસ્થાનો અર્થ એ છે કે, અમુક સંસ્કાર અમુક સમય સુધી, બીજા તેમના કરતાં વધારે બળવાન સસ્કાર વડે દબાઇ રહેલા હોય છે; પણ તેમને દબાવી રાખનાર સસ્કારોનું બળ ઘટતાંજ

તેઓ પાછા સતેજ થઇ જાય છે સસ્કારની આ છેટની અવસ્થાને "ઉદાર" એવુ નામ આપેલુ છે એ અવસ્થામા અનુકૂળ સયોગો મળી આવતા જૂના સસ્કાર પોતાના શુભ અથવા અશુભ રૂપમા ખૂબ જોરશેર જાગી ઊઠે છે અને પોતાનુ કાર્ય કરવા માડે છે *

अनित्याऽशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥

**સૂત્રાર્થ:**—અનિત્ય, અપવિત્ર, દુખ અને અનાત્મામા નિત્ય, પવિત્ર, સુખ અને આત્મબુદ્ધિ, તેનું નામ "અવિદ્યા" છે

**વિવેચન:**—અનેક પ્રકારના સસ્કારોનું એકજ કારણ છે અને તે અવિદ્યા છે, માટે એ અવિદ્યાનુ સ્વરૂપ બરાબર જાણી લેવુ જોઇએ બધા લોકો એમ સમજી બેઠેલા છે કે, "અમે શરીર છીએ" અને પોતે શુદ્ધ, જ્યોતિર્મય નિત્ય આનદસ્વરૂપ આત્મા છે, તેનુ તેમને ભાન નથી આનુ જ નામ અવિદ્યા અથવા અજ્ઞાન છે આપણે મનુષ્યનો જ્યારે ખ્યાલ કરીએ છીએ, ત્યારે આપણા મનમા તેના શરીરનોજ વિચાર આવે છે, એજ મોટો ભ્રમ છે

दृग्दर्शनशक्त्योरेकात्मतैवास्मिता ॥ ६ ॥

**સૂત્રાર્થ:**—જોનારો પુરુષ અને જોવાનુ સાધન બુદ્ધિ, એ બેને અવિદ્યાથી એક માની લેવા તેનુ નામ "અસ્મિતા"

**વિવેચન:**—ખરેખરો દ્રષ્ટા તો પુરુષ છે એ પુરુષ સ્વરૂપથી

---

* प्रसुप्तास्तत्त्वलीनानां तन्त्ववस्थाश्च योगिनाम् ।
विच्छिन्नोदाररूपाश्च क्लेशा विषयसंगिनाम् ॥

અર્થાત્-વિદેહ અને પ્રકૃતિલય પુરુષોના ક્લેશ પ્રસુપ્ત (ઊંઘેલા), યોગીઓના તનુ (ક્ષીણ, દુર્બળ) અને વિષયરત પુરુષોના વિચ્છિન્ન (એક વસ્તુ પરના રાગને લીધે બીજી વસ્તુ પરનો રાગ દબાઇ રહેલો હોય છે અને દબાણ દૂર થતા ખડો થઇ જાય છે, તેવા પ્રકારના) તથા ઉદાર (વિષય સન્મુખ આવતા ઝટ તેને તાબે થઇ જવુ તે) હોય છે

શુદ્ધ, નિત્ય, પવિત્ર, અનંત અને અમર છે. મન, નિશ્ચયાત્મિકા બુદ્ધિ, ચિત્ત અને ઇંદ્રિયો એ ચાર સાધનોનો ઉપયોગ બાહ્ય જગતને જોવા તથા અનુભવવા માટે આત્મા કરે છે અને એ સાધનો અને આત્મા બંને જુદા હોવા છતાં તેને એક તરીકે માની લેવાય, એ સ્થિતિને અસ્મિતા અથવા અહંકાર કહે છે. આપણે કહીએ છીએ કે, "હું ગુસ્સે થયો છું," "હું સુખી છું," "હું વિચારૂં છું," "હું ચિંતન કરૂં છું;" પણ આપણે ગુસ્સે થઇએજ કેવી રીતે? આપણે વળી ધિક્કાર કેવો? એ બધું કામ તો ચિત્તવૃત્તિનું છે. આપણે તેની સાથે કાંઈ લેવાદેવા નથી. આપણે તો આપણી આત્મરૂપતાને અનુભવવી જોઇએ. આત્મા તો અવ્યય છે; તેમાં ફેરફાર થઈ શકતોજ નથી. તે ઘડીમાં સુખી અને ઘડીમાં દુઃખી કેવી રીતે થાય? તે તો નિરાકાર, અનંત અને સર્વવ્યાપી છે. એનામાં ફેરફાર કરીજ કોણ શકે? આત્મા સર્વ પ્રકારના નિયમોથી પણ પર છે. તે કેમ કરીને વિકૃત થઈ શકે? જગતમાં એવો એક પણ પદાર્થ નથી કે, જે આત્માની ઉપર અસર કરી શકે; છતાં પણ આપણે અજ્ઞાનને વશ થઇને—આત્મા અને ચિત્તવૃત્તિને ભેળસેળ કરી દઇને જાણે આપણેજ સુખદુઃખનો અનુભવ કરીએ છીએ એમ માની લઇએ છીએ.

सुखानुशयी रागः ॥ ७ ॥

**સૂત્રાર્થઃ**—સુખ ભોગવ્યા પછી તે સુખમાં અને તેનાં સાધનોમાં જે આસક્તિ બંધાય છે, તેને રાગ કહે છે,

**વિવેચનઃ**—આપણને અમુક પદાર્થોમાં સુખ જણાય છે, એટલે પછી સ્વભાવથીજ આપણા મનનો પ્રવાહ તે પદાર્થો તરફ વહેવા લાગે છે. આ રીતે સુખરૂપી કેંદ્ર તરફના મનના પ્રવાહને આસકિત કહેવામાં આવે છે. જે પદાર્થોથી આપણને સુખ થાય તેવું ન હોય, તેમના તરફ આપણું મન જરા પણ આકર્ષાતું નથી.

ઘણી વાર આપણને વિલક્ષણ વસ્તુઓમાં પણ સુખનો ભાસ થાય છે; પરંતુ તેમાં પણ મૂળ નિયમ તો એજ છે કે, સુખબુદ્ધિને લીધેજ તે પદાર્થો તરફ આપણું મન આકર્ષાય છે.

दुःखानुशयी द्वेषः ॥८॥

**સૂત્રાર્થ:**—દુઃખના અનુભવ પછી તેની સ્મૃતિદ્વારા દુઃખ તથા દુઃખનાં સાધનો પ્રત્યે અંતઃકરણમાં ઉદ્ભવતી ક્રોધરૂપ વૃત્તિને ' દ્વેષ " કહે છે.

**વિવેચન:**—આપણને જેનાથી દુઃખ થાય તેમ હોય, તેનો આપણે તરતજ ત્યાગ કરવાનો પ્રયત્ન કરીએ છીએ.

स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः ॥९॥

**સૂત્રાર્થ:**—મૂર્ખ તેમજ વિદ્વાનના ચિત્તમાં પણ પૂર્વસંસ્કારને લીધે મરણનો ભય તથા જીવવાનો આગ્રહ રહે છે, તેનું નામ "અભિનિવેશ" છે.

**વિવેચન:**—જીવનનો આગ્રહ જીવમાત્રમાં જોવામાં આવે છે. એના આધારે મરણ પછીના જીવનને લગતા સિદ્ધાંતો સ્થાપવાના ઘણા પ્રયત્નો થયા છે. મનુષ્યમાત્રને જીવન એટલું બધું પ્રિય છે કે, તેમને મરણ પછી પણ બીજું જીવન ધારણ કરવાની આકાંક્ષા રહે છે. મનુષ્ય પરલોકમાં જીવન ધારણ કરે છે, એની સાબિતીને માટે પાશ્ચાત્ય દેશોમાં જીવનની મમતાનો આધાર બનાવાય છે ખરો, પણ તે એકલા મનુષ્યનેજ લાગુ પાડવામાં આવે છે, પશુપક્ષીને તેમાંથી બાદ કરવામાં આવે છે. ગયા જન્મોનાં જીવન અને સંસ્કાર સાબિત કરવાને માટે ભરતખંડમાં પણ આ જીવનની મમતાની દલીલનોજ ઉપયોગ થતો આવ્યો છે. દાખલા તરીકે, આપણે જે કાંઇ જ્ઞાન ધરાવીએ છીએ તે પ્રત્યક્ષ અનુભવથીજ પ્રાપ્ત થાય છે; તે ઉપરથી નિશ્ચય થાય છે કે, જેનો

આપણને કદી પણ અનુભવ ન થયો હોય, તેની આપણે કલ્પના પણ ન કરી શકીએ અને આપણી સમજમાં પણ તે વાત ન ઊતરે. મરઘીનાં બચ્ચાં ઇંડાંમાંથી નીકળતાંજ ખોરાક વીણી ખાવા માંડે છે. એવું પણ જોવામાં આવ્યું છે કે, બતકનાં ઇંડાં મરઘીએ સેવ્યાં હોય છે, તોપણ ઇંડાંમાંથી બહાર નીકળતાંજ બચ્ચાં પાણી તરફ દોડવા લાગે છે અને તેમને સેવનારી મરઘીને એમ થાય છે કે, હમણાં તેઓ પાણીમાં ડુબી જવાનાં જો જ્ઞાનનું મૂળસાધન પ્રત્યક્ષ અનુભવજ હોય, તો મરઘીનાં બચ્ચાંને ખાવાનું વીણતાં કોણે શીખવ્યું? અને આપણું કુદરતી રહેઠાણ પાણીમાંજ છે એવું બતકનાં બચ્ચાંને કોણે સમજાવ્યું? કોઇ કહેશે કે, એ તો બધું સહજાતજ્ઞાનથી થાય છે; પણ એ દલીલ અર્થ વગરની છે. એ પ્રમાણે એકાદ શબ્દ વાપર્યાથીજ ખરી વસ્તુનો ખુલાસો થઇ શકતો નથી. સહજાતજ્ઞાન એટલે શું? આપણા પોતામાં પણ અનેક પ્રકારનાં સહજાતજ્ઞાન (સ્વાભાવિક-સાહજિકજ્ઞાન) રહેલાં છે. અહીં બેઠેલી સન્નારીઓમાંથી ઘણીખરી પિયાનો બજાવી શકે છે. તેમને એટલું તો જરૂર યાદ હશે કે, જ્યારે તેઓ પિયાનો બજાવતાં શીખતી હતી, ત્યારે કાળી અને સફેદ ચાવીઓ જોઇ જોઇને તેમના ઉપર ઘણીજ સંભાળથી આંગળીઓ મૂકવી પડતી હતી હવે લાંબા વખતનો મહાવરો થઈ જવાથી મિત્રોની સાથે વાત કરતાં કરતાં પણ તેઓ પિયાનો બજાવ્યે જાય છે અને આંગળીઓ જ્યાં પડવી જોઇએ ત્યાં પોતાની મેળેજ પડ્યા કરે છે. સારાંશ એ છે કે, વાજિંત્ર બજાવવાની કળા તમારે માટે એક પ્રકારના સહજાતજ્ઞાન જેવી થઇ ગઇ છે. આપણે બીજાં કાર્યો કરીએ છીએ તેમના સંબંધમાં પણ એમજ છે. અભ્યાસ વડે તેઓ સાહજિકજ્ઞાન જેવાં સ્વાભાવિક બની જાય છે. આપણે જાણીએ છીએ ત્યાંસુધી જે જ્ઞાન પ્રથમની અવસ્થામાં વિચારપૂર્વ-

કેનું જ્ઞાન હતું, તે હવે એક દરજ્જે આગળ વધીને સાહજિકજ્ઞાન તરીકે ગણાય છે. આથી કરીને જેને આપણે સાહજિકજ્ઞાન કહીએ છીએ, તે પણ વિચારજનિત જ્ઞાનનીજ એક અવસ્થા છે, એમાં કશો સંદેહ નથી.

હવે આ વિચારજનિત જ્ઞાન પણ પ્રત્યક્ષ અનુભવ વિના ઉત્પન્ન થતું નથી; માટે સાહજિકજ્ઞાન પણ પ્રત્યક્ષ અનુભવનુંજ પરિણામ છે. મરઘીનાં બચ્ચાને બાજ પક્ષીનો સ્વાભાવિક રીતે ભય લાગે છે અને બતકનાં બચ્ચાં સ્વભાવથીજ પાણી તરફ આકર્ષાય છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, એ અનુભવ મેળવનારૂં કોણ છે? જીવાત્મા કે શરીર? બતકનાં બચ્ચાંને જે અનુભવ પ્રાપ્ત થાય છે તે તેમનો પોતાનો મેળવેલો છે કે, તેમના પૂર્વજોને મળેલો અનુભવ તેમના સ્વભાવમા ઊતરી આવેલો છે? આધુનિક વૈજ્ઞાનિકોનો એવો અભિપ્રાય છે કે, આ અનુભવ કેવળ શરીરનોજ છે; પણ યોગીઓ એમ કહે છે કે, એ અનુભવ મનનો મેળવેલો છે; માત્ર તેને લગતી ક્રિયાજ શરીરદ્વારા થાય છે. આ પુનર્જન્મનો સિદ્ધાંત છે. આપણે હમણાંજ જોઈ ગયા કે, આપણું તમામ પ્રકારનું જ્ઞાન પ્રત્યક્ષ અનુભવથી ઉત્પન્ન થયેલું, વિચારશક્તિ વડે મેળવેલું અથવા સાહજિકજ્ઞાન-એ બધાંયે જ્ઞાન અનુભવજ્ઞાનદ્વારાજ આપણને પ્રાપ્ત થયાં છે. એથી કરીને જેને આપણે સહજાત અથવા સાહજિક જ્ઞાન કહીએ છીએ, તે પણ પૂર્વના પ્રત્યક્ષ અનુભવનુંજ પરિણામ છે. એ સહજાતજ્ઞાન પાછું વિચારજનિતજ્ઞાનના રૂપમાં પણ ફેરવાઈ શકે છે. આખા જગતમાં એજ નિયમ ચાલી રહ્યો છે. આના આધારેજ ભરતખંડમાં પ્રચલિત થયેલો પુનર્જન્મનો સિદ્ધાંત રચાયો છે. પૂર્વજન્મમાં અનુભવાયેલા અનેક ભયના સંસ્કારોજ આ જન્મમાં જીવનની મમતારૂપે પરિણત થયેલા છે. આજ કારણને લીધે બાળપણમાં દરેક બાળક પોતાની મેળેજ,

કોઈના શીખવ્યા વગર ભય પામતું જણાય છે; કારણકે પૂર્વ-જન્મના દુઃખના સંસ્કાર તેનામાં રહેલા છે. પ્રૌઢમાં પ્રૌઢ પંડિતો, જેઓ સારી રીતે જાણે છે કે આ શરીર નાશવંત છે અને જેઓ વારંવાર કહે છે કે, આત્માનું મરણ થતુંજ નથી; એક શરીર પછી બીજાં અનેક શરીર તૈયારજ છે, માટે કશો ભય નથી; તેવાઓ પણ, તેમની વિચારજનિત માન્યતા એવી હોવા છતાં જીવવાનો આગ્રહ રાખતા જોવામાં આવે છે. એ મમતા થવાનું કારણ શું? આપણે જોઇ ગયા કે, એ વૃત્તિ આપણામાં સ્વાભાવિક અથવા સહજાત બની ગઇ છે. યોગીઓની દાર્શનિક ભાષામાં કહીએ તો એ વૃત્તિજ સ્વભાવરૂપે પરિણત થયેલી છે. એ સંસ્કાર સૂક્ષ્મ અથવા ગુપ્ત સ્વરૂપમાં ચિત્તની અંદર પડી રહેલા હોય છે. પૂર્વજન્મના મૃત્યુના અનુભવો, જેમને આપણે સહજાતજ્ઞાન કહીએ છીએ તેઓ, આપણા વર્તમાન ઉચ્ચ કોટિના જ્ઞાન કરતાં નીચલી કોટિના હોવા છતાં પણ, તે ચિત્તમાં ઊંડા ઊતરી જઇને સ્વભાવરૂપે દૃઢ બની ગયેલા હોવાથી પ્રસંગ આવતાં તરતજ પોતાની નીચલી ભૂમિકામાંથી પ્રકટી નીકળે છે. તેઓનું રહેઠાણ ચિત્તની અંદરજ હોય છે અને તેઓ છેક સુષુપ્ત અવસ્થામાં પડી રહેતા હોય એવું પણ નથી. તેઓ અંદર રહ્યા રહ્યા પણ તેમનું કાર્ય કર્યાજ કરે છે. ચિત્તની જે જે વૃત્તિઓ સ્થૂળરૂપમાં પ્રકટ થાય છે, તેમને તો આપણે સારી રીતે સમજી અને અનુભવી શકીએ છીએ અને તેમને તો સહેલાઈથી દબાવી દેવાય છે; પણ સૂક્ષ્મ સંસ્કારરૂપી જે વૃત્તિઓ ચિત્તની અંદર ભરાઇ બેઠી છે, તેનો નિગ્રહ કરવાનું કામ ઘણું અઘરું છે. આપણે એનો ઉપાય શોધી કાઢવો જોઇએ. જ્યારે આપણે ગુસ્સે થઇએ છીએ, ત્યારે આપણું બધું મન જાણે ક્રોધનું ભારે મોજું હોય એવું થઇ જાય છે. આપણે તેને જોઇએ છીએ, અનુભવીએ છીએ,

તેની પરિચાલના કરીએ છીએ, તેનો મરજી મુજબ ઉપયોગ કરીએ છીએ, તેની સાથે યુદ્ધ પણ કરીએ છીએ, પણ જ્યાસુધી મનના ઊંડામા ઊંડા ભાગમા આપણો પ્રવેશ થયો ન હોય ત્યા સુધી એ સસ્કારજનિત વૃત્તિઓ ઉપર પૂરેપૂરો વિજય મેળવવાની આશા વૃથા છે અમુક માણસ આવીને આપણને કડવા બોલ સભળાવે છે, તે વખતે આપણામા કેટલોક વિક્ષેપ થતો હોય એવુ આપણને લાગે છે પછી જો તે માણસ ગુસ્સો ઉત્પન્ન કરે એવા શબ્દો બોલવાનુ વધુ વખત ચાલુ રાખે છે, તો આપણે ક્રોધના પૂર્ણ આવેશમા આવી જઇએ છીએ અને આપણને આત્મવિસ્મૃતિ થઇ જાય છે ક્રોધવૃત્તિ સાથે એ સમયે આપણે તદાકાર-ક્રોધરૂપજ બની જઇએ છીએ જ્યારે તે માણસે કડવા બોલ બોલવાની શરૂઆત કરી હતી, ત્યારે આપણામા ગુસ્સો આવવા લાગ્યો એમ આપણને લાગતુ હતુ અર્થાત્ તે વખતે આપણે અને ક્રોધ એ બેઉ જુદા છે એવો આપણને અનુભવ થયો હતો, પણ જ્યારે આપણે વધારે ગુસ્સે થયા ત્યારે આપણે એક રીતે ક્રોધરૂપજ બની ગયા આ પ્રકારની વૃત્તિને અર્થાત્ તન્મયતાને તેના મૂળમાથીજ-તેની સૂક્ષ્મમા સૂક્ષ્મ અવસ્થામાથી-ઉખેડી નાખવાની જરૂર છે એ વૃત્તિ આપણા ઉપર તેની અસર જમાવવા માડે તે પહેલાજ આપણે તેને દબાવી દેવી જોઇએ જગતના ઘણાખરા માણસોને તો આ વૃત્તિની સૂક્ષ્માવસ્થા અથવા સુપ્તાવસ્થાની ખબર સુધ્ધા હોતી નથી એ સૂક્ષ્માવસ્થા એટલે શુ? આપણા હાલના ઉચ્ચકોટિના જ્ઞાનને લીધે નીચલી ભૂમિકામા દબાઈ રહેલી આ વૃત્તિઓને ઉત્તેજના મળતા તેઓ ધીમેધીમે ઊંડેથી કાઢી બહાર આવતી જાય છે, તેનુ નામ સૂક્ષ્માવસ્થા છે સરોવરને તળિયેથી ઉત્પન્ન થઇને પરપોટો ઉપર આવતો જાય છે, તે વખતે આપણે તેને જોઇ શકતા નથી, એટલુજ નહિ પણ તે સૌથી

ઉપરની સપાટીથી પૂર્ણ નજીક આવ્યો હોય, ત્યારે પણ તે નજરે પડતો નથી જ્યારે તે ઉપર આવીને દેખા દે છે તથા ફૂટી જઇને તળાવમાં એક નાનું સરખું મોજું ઉત્પન્ન કરે છે, ત્યારેજ તે આપણી દૃષ્ટિએ પડે છે. જો આપણે એ મોજાને તેની સૂક્ષ્માવસ્થામાંજ દબાવી દઈએ, તોજ તેનુ નિવારણ થઇ શકે. એ મોજું આપણી આગળ સ્થૂળસ્વરૂપમાં પ્રકટ થાય એ પહેલાંજ તેની સૂક્ષ્મ અવસ્થામાંજ એ ઇંદ્રિયવૃત્તિનુ જ્યાંસુધી દમન કરવામાં આવશે નહિ, ત્યાંસુધી તેનો સંપૂર્ણ નિગ્રહ નહિજ થાય. ઇંદ્રિયવૃત્તિનો સંયમ કરવા માટે તેને નિર્મૂળ કરવાનોજ પ્રયાસ કરવો જરૂરનો છે. જ્યારે તેના સૂક્ષ્મ બીજ પણ દગ્ધ થઈ જશે, ત્યારે જેમ શેકેલા દાણા જમીનમાં વાવ્યા છતાં ઉદી અંકુરિત થતા નથી, તેવી રીતે આ વૃત્તિઓ ફરીથી અંકુરિત થશે નહિ.

ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥१०॥

**સૂત્રાર્થઃ**—ક્લેશના સૂક્ષ્મ સંસ્કારોનો પ્રતિપ્રસવ કરીને એટલે તેનાથી ઊલટા પ્રકારની ભાવનાઓ વડે ચિત્તનો લય કરીને નાશ કરવાનો છે

**વિવેચનઃ**—ધ્યાનદ્વારા ચિત્તવૃત્તિઓ શમી ગયા પછી તેમાંનું જે કાંઇ અવશિષ્ટ રહે છે, તેને સૂક્ષ્મ સંસ્કાર અથવા વાસના કહે છે એનો નાશ કરવાનો ઉપાય શો ? પ્રથમ વૃત્તિઓનાં મોટાં મોજાંથી આરંભ કરવો અને પછી ક્રમે ક્રમે નાનાં નાનાં મોજાંને હાથ પર લેતા જવું. દાખલા તરીકે, આપણા મનમાં ક્રોધનું એક બળવાન મોજું ઉત્પન્ન થયું, હવે તેનું નિવારણ શી રીતે થાય તેનો વિચાર કરીએ એ મોજાનું શમન કરવું હોય તો તેનાથી ઊલટા પ્રકારનું પણ તેના જેટલુંજ બળવાન બીજું મોજું ઉત્પન્ન કરવું જોઇએ. પ્રેમનું ઉદાહરણ લઇએ ધારો કે, અમુક સ્ત્રી તેના ધણી સાથે ઘણી ગુસ્સે થયેલી છે અને એવામાં તેનું નાનકડું

બાળક તેની પાસે દોડતું આવે છે તે બચ્ચાંને લઇને ચુંબન દે છે. પ્રેમના આવેશમાં ક્રોધ શમી જાય છે અને ક્રોધનાં મોજાંને ઠેકાણે વાત્સલ્યપ્રેમનું બળવાન મોજું ખડું થઇ જાય છે. પ્રેમ એ ક્રોધથી વિરુદ્ધ છે. આ ઉદાહરણ ઉપરથી સમજાશે કે, જે તરંગને આપણે દાબી દેવો હોય, તેનાથી વિરુદ્ધ પ્રકારનો તરંગ ઉત્પન્ન કરવો. એજ પ્રમાણે જો આપણા સૂક્ષ્મ સ્વભાવની અંદર વિરુદ્ધ પ્રકારના સૂક્ષ્મ તરંગો પેદા કર્યો કરીએ, તો જ્ઞાનની ભૂમિકાની નીચેની ભૂમિકામાં પેદા થતા ક્રોધ વગેરેના સૂક્ષ્મ તરંગોની ઉત્પત્તિજ અટકી જાય. આપણે અગાઉ જોઇ ગયા છીએ કે, સહજાતજ્ઞાનની શરૂઆત પ્રથમ તો વિચારજનિત કર્મોમાંથીજ થઇ હતી અને પછી ક્રમે ક્રમે તેઓ સૂક્ષ્મ અવસ્થામાં પરિણામ પામતાં ગયાં. તેથી કરીને જો ચિત્તની અંદર શુભ વૃત્તિઓનાં મોજાં વારવાર ઉત્પન્ન કરવામાં આવે, તો તેઓ આપણા સૂક્ષ્મ સ્વભાવમાં ઊંડાં ઊંડાં ઊતરી જશે અને અશુભ વિચારોના સંસ્કારોને દમાવી દેશે.

ध्यानहेयास्तद्वृत्तयः ॥ ११ ॥

**સૂત્રાર્થ:**—તે ક્લેશોની વૃત્તિઓનો–સ્થૂલ અવસ્થાઓનો નાશ ધ્યાન વડે થઇ શકે છે.

**વિવેચન:**—તમામ મોટા મોટા ચિત્તવૃત્તિના તરંગોને અટકાવવાનો એકજ ઉપાય છે અને તે ધ્યાન છે. ધ્યાનદ્વારા મનની વૃત્તિઓના તમામ તરંગ લય પામી જાય છે જ્યારે દિવસ, માસ અને એમ કરતાં કરતાં વર્ષોનાં વર્ષો સુધી તમે ધ્યાનનો અભ્યાસ ચાલુ રાખશો અને ધ્યાનાવસ્થા એ તમારી સ્વાભાવિક સ્થિતિ બની જશે; તે એટલે સુધી કે તમારી ધ્યાન કરવાની ઇચ્છા ન હોય તોપણ આપોઆપજ તમારી એ સ્થિતિ થવા લાગશે ત્યારે રાગદ્વેષાદિ તમામ વૃત્તિઓનું શમન થઇ જશે.

क्लेशमूलः कर्माशयो दृष्टादृष्टजन्मवेदनीयः ॥ १२ ॥

**સૂત્રાર્થ:**—આ જન્મમા તેમજ જન્માંતરમાં ફળ આપવાવાળા જે કર્માશય, (શુભાશુભ ધર્મજન્ય ધર્માધર્મ) તેનુ મૂળ કારણ ઉપર જણાવેલા અવિદ્યાદિ ક્લેશોજ છે.

**વિવેચન:**–કર્મનો ભંડાર એટલે સંસ્કારનો સમૂહ આપણે કોઈ પણ કાર્ય કરીએ કે તરતજ મનરૂપી સરોવરમાં એક પ્રકારનો તરંગ ઉત્પન્ન થાય છે તે કાર્ય પૂરૂં થઇ ગયા પછી આપણે એમ માની લઇએ છીએ કે, એ તરંગ શમી ગયો; ખરૂં જોતાં તે શમી જતો નથી માત્ર તેનું સૂક્ષ્મ સ્વરૂપ બની રહે છે, પણ તેનું અસ્તિત્વ મટી જતું નથી; કેમકે જ્યારે આપણે તે કામને પુનઃ યાદ કરીએ છીએ, ત્યારે કર્માશયમાં રહેલો તે કર્મનો સંસ્કાર તાજો થઇ જાય છે અને તરંગની આકૃતિ ધારણ કરે છે. આ ઉપરથી સમજાય છે કે, એ તરંગ મનની અંદર સૂક્ષ્મ સ્થિતિમાં રહે છે. તેમ ન બનતું હોય તો સ્મરણશક્તિ જેવું કશું હોઇ શકેજ નહિ. એટલું નક્કી યાદ રાખવું કે, ગમે તે કામ, ગમે તે વિચાર, પછી તે શુભ હોય કે અશુભ હોય; તોપણ તે મનના ઊંડામા ઊંડા પ્રદેશમા સૂક્ષ્મરૂપે ઊતરી જાય છે અને ત્યાં પડી રહે છે. શુભ તેમજ અશુભ બંને પ્રકારના વિચારો વિઘ્નરૂપ મનાય છે; કારણકે યોગીઓના અભિપ્રાય પ્રમાણે બેઉ પરિણામે દુઃખ ઉત્પન્ન કરે છે; કેમકે જેટલા પ્રમાણમાં ઇંદ્રિયોદ્વારા સુખ ઉત્પન્ન થાય છે, તેટલાજ પ્રમાણમાં પાછું દુઃખ પેદા થાય છે અને આપણે સુખનો ઉપભોગ જેમ જેમ વધારે કરતા જઇશું, તેમ તેમ તૃષ્ણા વધતી ચાલીને તેના પરિણામમાં દુઃખનીજ વૃદ્ધિ થવાની. મનુષ્યની વાસનાનો અંત નથી. તે પોતાની વાસના વધાર્યેજ જાય છે. આ પ્રમાણે વાસના વધતી વધતી એટલી બધી વધી જાય છે કે, તે પરિપૂર્ણ થઈ શકેજ નહિ. આ વાસના

જેમ જેમ વધતી ચાલે છે, તેમ તેમ દુખમા પણ વધારો થતો ચાલે છે એટલા માટેજ યોગીઓ કહે છે કે, શુભ અને અશુભ બેઉ પ્રકારના સસ્કાર પરિણામે તો ક્લેશજનક છે અને આત્મા ની મુક્તિના માર્ગમા વિઘ્નરૂપ છે

તમામ કાર્યોના મૂળસ્વરૂપ સસ્કારોના સબધમા આજ નિયમ પ્રવર્તે છે તેઓ કારણરૂપ બનીને આ જીવનમા અથવા હવે પછીના જીવનમા તેમના ફળ ઉત્પન્ન કરે છે કેટલાક ખાસ સજોગોમા સસ્કાર એટલા બધા પ્રબળ હોય છે કે, તરતજ ફળ આપી દે છે પુણ્યના તેમજ પાપના અત્યત ઉત્કટ સસ્કારોનુ ફળ આ ને આજ જન્મમા પ્રાપ્ત થાય છે આ ઉપરાત વિશેષમા યોગીઓ એવો પણ અભિપ્રાય આપે છે કે, જેઓ આ જન્મમાજ અતિ બળવાન શુભ સસ્કારોનો પુષ્કળ સચય કરી શકે છે, તેઓ જો ધારે તો બીજાઓની પેઠે મરવાને બદલે આ ને આ જન્મમાજ માનવશરીરમાથી દેવશરીરમા બદલાઇ જાય છે યોગવિદ્યાના ગ્રથોમા એવા અનેક દાખલાઓ નોધાયેલા છે આવા યોગીઓ જો ધારે તો પોતાના શરીરમાના તત્ત્વોમા ફેરફાર કરી નાખીને પરમાણુઓને પણ એવા સ્વરૂપમા ગોઠવી શકે છે કે, માદગી તો શુ પણ મૃત્યુ સુધ્ધા તેમની પાસે આવી શકતુ નથી આમ થઈ શકવુ જરા પણ અસભવિત નથી શારીરવિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે આહારનો અર્થ સૂર્યમાથી શક્તિનુ શોષણ કરવુ એવો થાય છે સૂર્યની શક્તિ પ્રથમ વનસ્પતિમા પ્રવેશ કરે છે અને એ વનસ્પતિનુ અથવા તે વનસ્પતિનો આહાર કરનારા પશુઓનુ મનુષ્ય ભક્ષણ કરે છે આ વ્યાપારને વૈજ્ઞાનિક ભાષામા કહીએ તો આપણે સૂર્યમાથી શક્તિનુ શોષણ કરીને તેને આપણા શરીરની અગીભૂત બનાવી દઇએ છીએ જો આ સિદ્ધાત સત્ય હોય તો પછી શક્તિનુ શોષણ કરવાનુ સાધન માત્ર એકલો આહારજ

છે, એમ માનવાની કશી જરૂર નથી. આપણે જે રીતે એ શક્તિનું શોષણ કરીએ છીએ, તેજ રીતે વનસ્પતિ શોષણ કરતી નથી. એની જુદીજ પદ્ધતિ છે. એજ પ્રમાણે પૃથ્વી પણ સૂર્યમાંથી જુદીજ રીતે શક્તિ મેળવે છે. વળી યોગીઓ તો એવા સાધારણ ઉપાયોને કામમાં લીધા વિના જેટલું જોઇએ તેટલું બળ માત્ર સંકલ્પના બળથીજ મેળવી લે છે.* જેમ કરોળિયો પોતાના શરીરમાંથી તાંતણો બહાર કાઢી તેનું જાળું ગૂથીને તેની અંદર એવો તો ગૂંચવાઇ જાય છે કે, પછી જાળાંની બહાર નીકળી શકતો નથી; તેવી રીતે આપણે પણ જ્ઞાનતંતુઓરૂપી એવી જાળ પેદા કરી છે કે એ જ્ઞાનતંતુઓની મદદ લીધા વિના કાંઇ પણ કાર્ય કરી શકતા નથી. યોગીઓ કહે છે કે, આવી રીતે બંધાઇ રહેવાનું કશુંજ પ્રયોજન નથી.

એક ઉદાહરણ લીધાથી આ સિદ્ધાંત સારી રીતે સમજાઇ જશે આપણે જગતમાં ચારે દિશાએ વીજળીનો પ્રવાહ મોકલી શકીએ છીએ; પણ તેમ કરવાને સારૂ આપણને તારની × મદદ લેવી પડે છે; પરંતુ કુદરતમાં તો વગર તારે વીજળીના મોટા મોટા પ્રવાહ રોજ વહ્યા જ કરે છે. આપણે પણ તેમ શા માટે ન કરી શકીએ? આપણે પણ ચારે દિશાએ માનસિક વિદ્યુતનો પ્રવાહ મોકલી શકીએ તેમ છીએ. જેને આપણે મન કહીએ તે

---

* યોગીઓ એકલા સૂર્યમાંથીજ નહિ, પણ વનસ્પતિ, અગ્નિ, વાયુ અને મનુષ્યના શરીરમાંથી પણ શક્તિ ખેંચી શકે છે.

× આ વ્યાખ્યાન અપાયું ત્યારે મરકોનીની વગર તારે સંદેશા મોકલવાની શોધ થઇ ન હતી. ડૉ. જગદીશચંદ્ર બોઝે એ શોધ પ્રથમ સને ૧૮૯૯ માં કરી, પણ તે હિંદી હોવાથી તેમની શોધના પત્રો યુરોપના વૈજ્ઞાનિકોએ પ્રકટ ન કર્યા અને એ શોધનો જશ યુરોપવાસીને અપાયો.
—અનુવાદક

પણ એક પ્રકારની વીજળીજ છે; કારણકે વીજળીની માફક તેને પણ બે કેંદ્ર હોય છે અને વીજળીનાં તમામ લક્ષણો એની અંદર પણ જોવામાં આવે છે. જ્ઞાનતંતુની ક્રિયાની અંદર વીજળીની ગતિ આપણે અનુભવી શકીએ છીએ. આપણે એ જ્ઞાનતંતુની મારફતે વીજળીનો પ્રવાહ પ્રેરી શકીએ છીએ. પણ જ્ઞાનતંતુનો ઉપયોગ કર્યા વિના પણ શા માટે આપણે તેમ ન કરી શકીએ? યોગીઓને પૂછશો તો તેઓ કહેશે કે, આ કાર્ય પૂરેપૂરૂં સંભવિત છે અને તે કરવાની આપણામાં શક્તિ પણ રહેલી છે. તેઓ એથી પણ આગળ વધીને કહે છે કે, જો તમે એટલું કરી શકો, તો તમે આખા જગતમાં ગમે ત્યાં તમારી શક્તિ પ્રેરીને તેની મારફતે કામ લઈ શકશો. એવી શક્તિ પ્રાપ્ત કર્યા પછી તમે જ્ઞાનતંતુની મદદ લીધા વગરજ મરજીમાં આવે ત્યાં અથવા ગમે તેના શરીર ઉપર તમારી માનસિક વીજળીનું બળ વાપરી શકશો. માણસ જ્યાંસુધી પોતાના જ્ઞાનતંતુદ્વારા કાર્ય કરી શકે ત્યાંસુધીજ આપણે તેને જીવતો કહીએ છીએ અને જ્યારે એ યંત્રનો નાશ થઈ જાય છે ત્યારે તેને મરણ પામેલો માનીએ છીએ; પરંતુ જે માણસ શરીરની મદદ લઈને અને શરીરની મદદ લીધા વગર બેઉ રીતે કાર્ય કરી શકે છે, તેના સંબંધમાં તો જન્મ અને મરણ એ શબ્દોનો કશોજ અર્થ નથી. જગતમાં જે ભિન્નભિન્ન પ્રકારનાં શરીરો છે તે બધાં એ તન્માત્રાનાં બનેલાં છે અને ફેર માત્ર તેમની ગોઠવણીમાંજ છે. હવે જો તમેજ તમારા શરીરના ઉત્પન્ન કરનાર છો, તો પછી એ તન્માત્રાને તમારી મરજીમાં આવે તે રીતે ગોઠવી શકો છો; કારણકે તમારા શરીરને તમે પોતે નહિ તો બીજા કોણે બનાવ્યું? કોણ ખોરાક ખાય છે? જો બીજો માણસ તમારા વતી ખાઈ લે તો તમે ઝાઝો વખત જીવતા ન રહો. વારુ, એ ખોરાકમાંથી રુધિર કોણ પેદા કરે છે?

એ રક્તને તમેજ પેદા કરો છો અને તમેજ તેને નાડીએ નાડીએ, શિરાએ શિરાએ વહેવડાવી રહ્યા છો. તમારા જ્ઞાનતંતુઓને અને માંસપેશીઓને પણ તમેજ તૈયાર કર્યાં છે. તમારા શરીરની રચના તમે પોતે કરી છે અને તેમાં તમેજ વાસ કરી રહ્યા છો; પરંતુ આ બધું શી રીતે થાય છે, તેનું જ્ઞાન આપણે ગુમાવી બેઠા છીએ. આપણે યંત્રવત્ બની ગયા છીએ, અવનતિએ પહોંચી ગયા છીએ. શરીરનાં પરમાણુઓની ગોઠવણ કેવી રીતે કરાય તે જ્ઞાન આપણે ગુમાવી દીધું છે. હવે આપણે કશું નવીન કાર્ય કરવાનું નથી; પણ જે કાર્ય આપણે યંત્રવત્ કરતા આવ્યા છીએ, તે કાર્ય જ્ઞાનપૂર્વક કરતાં શીખવાનું છે. આ સર્વ વસ્તુઓને ઉત્પન્ન કરનાર પણ આપણેજ છીએ અને તેમને આપણી મરજી પ્રમાણે વ્યવસ્થિત કરવાનો અધિકાર પણ આપણોજ છે. આટલું કરતાં આવડ્યું એટલે આપણે આપણા શરીરની જેટલી વાર પુનર્ઘટના કરવા ઇચ્છીએ તેટલી વાર કરી શકીશું. પછી આપણને વ્યાધિ, જન્મ, મરણ એમાંનું કશુ યે રહેશે નહિ.

सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥१३॥

**સૂત્રાર્થ**:—એ કલેશરૂપી મૂળ કાયમ હોવાને લીધેજ તેના પરિણામરૂપ જન્મ, આયુષ્ય અને સુખદુઃખરૂપી ભોગો થાય છે.

**વિવેચન**:—જ્યાંસુધી મૂળ એટલે કલેશ તથા સંસ્કારરૂપી કારણ અંદર રહેલું હોય છે, ત્યાંસુધીજ તે વ્યક્ત સ્વરૂપ ધારણ કરીને ફળરૂપે પરિણામ પામે છે. આ પ્રમાણે કારણમાંથી કાર્યનો ઉદય થાય છે અને કાર્ય પણ સમય આવતાં પાછું સૂક્ષ્મભાવ ધારણ કરીને ત્યાર પછીના કાર્યનું કારણ બને છે. વૃક્ષ બીજ ઉત્પન્ન કરે છે અને એ બીજ પાછું બીજા વૃક્ષની ઉત્પત્તિનું કારણ બને છે. આ રીતે કાર્યકારણનો પ્રવાહ ચાલ્યોજ જાય છે. આપણે અત્યારે જે જે કર્મ કરીએ છીએ, તે ઘણાંખરાં પૂર્વના સંસ્કારનાં

પરિણામ છે અને અત્યારનાં કર્મ પાછાં સંસ્કારરૂપે બનીને ભવિષ્યના કર્મોના કારણરૂપ નીવડશે. આ રીતે કર્મમાંથી સંસ્કાર અને સંસ્કારમાંથી કર્મ ઘડાતાંજ ચાલે છે. એટલા માટેજ આ સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે, જ્યાંસુધી કારણનું અસ્તિત્વ હશે, ત્યાંસુધી તેનું ફળ અથવા કાર્ય થયાજ કરવાનું. એ ફળ પ્રથમ તો જાતિ અથવા જન્મરૂપે પ્રગટ થાય છે. કોઈ મનુષ્ય થાય છે, કોઇ દેવ થાય છે, કોઇ પશુ થાય છે, તો કોઈ વળી અસુર થાય છે. બીજું, આયુષ્ય પણ કર્મ વડે નિર્માણ થાય છે. એક માણસ પચાસ વર્ષ જીવી મરણ પામે છે; બીજો સો વર્ષનું આયુષ્ય ભોગવે છે, ત્રીજો વળી બેજ વર્ષ જીવીને મૃત્યુના મુખમાં હોમાઇ જાય છે અને મોટો થવા પામતોજ નથી. આ બધી વિભિન્નતા પૂર્વનાં કર્માનુસાર ઘડાય છે કેટલાકનાં જીવન જોઇએ છીએ તો જણાય છે કે, જાણે તેઓ સુખ ભોગવવાને માટેજ જન્મ્યા છે. તેઓ સંસાર છોડીને વનમાં જાય તો ત્યાં પણ સુખ તેમની પાછળ ચાલ્યું આવે છે. બીજા માણસોને જોઇએ છીએ તો દુઃખ તેનો *પિચાસનો* કેડોજ મૂકતું નથી. બધુંયે તેને દુઃખકર્તાજ થઈ પડે છે આ બધું તેમનાં કાર્યનું પરિણામમાત્ર છે. યોગીઓ કહે છે કે, પુણ્યકર્મથી સુખ અને પાપકર્મથી દુઃખ પેદા થાય છે. જે માણસ પાપાચરણ કરે છે, તેને તેનાં કર્મના પરિણામે કલેશ ભોગવવાજ પડે છે.

ते ह्लादपरितापफलाः पुण्याऽपुण्यहेतुत्वात् ॥ १४ ॥

**સૂત્રાર્થ**:—પુણ્ય અને અપુણ્ય એ તેમનાં કારણ હોવાથી તેઓ સુખ અને દુઃખરૂપી ફળ ઉત્પન્ન કરે છે.

परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च सर्वमेव दुःखं विवेकिनः ॥ १५ ॥

**સૂત્રાર્થઃ**—વિવેકીને મન તો સુખ અને દુઃખ બેઉ દુઃખરૂપજ છે; કારણકે સુખ પણ પરિણામે દુઃખ ઉત્પન્ન કરે છે. સુખના ભોગને સમયે ભોજ્ય વસ્તુના નાશની આશંકા દુઃખ ઉત્પન્ન કરે છે. સુખના સંસ્કારથી પેદા થતો રાગ પણ દુઃખનો અનુભવ કરાવે છે. વળી ગુણવૃત્તિ એટલે સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણની પરસ્પર વિરુદ્ધતાને લીધે પણ દુઃખ પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**—યોગીઓ કહે છે કે, જેમનામાં વિવેકશક્તિ છે, જેઓ આંતરદૃષ્ટિ વડે સત્ય વસ્તુ જોઈ શકે છે, તેઓ સુખ અને દુઃખ એવા નામથી ઓળખાતી વસ્તુઓની આરપાર દૃષ્ટિ નાખી શકતા હોવાથી બંનેને સરખાં, એકબીજા સાથે જડઇ ગયેલાં અને એકબીજામાં ભળી ગયેલાંજ સમજે છે. વિવેકી પુરુષો સમજી જાય છે કે, મૃગજળની પાછળ મૃગ દોડ્યા કરે તેમ મનુષ્યનું સમગ્ર જીવન કદી પણ પ્રાપ્ત ન થાય એવા સુખની પાછળજ દોડવામાં વહ્યું જાય છે અને તેની વાસના કદી પણ પૂર્ણ થઈ શકતી નથી. મહારાજા યુધિષ્ઠિરે એક પ્રસંગે કહ્યું હતું કે, "સૌથી વધારે આશ્ચર્યકારક વાત એ છે કે, માણસો પોતાની આજુબાજુનાં માણસોને પળે પળે મરતાં જુએ છે, તોપણ દરેક જણ એમજ સમજીને વર્તે છે કે, હું કદી મરી જવાનો નથી. તેને એમજ લાગે છે કે, મારી આસપાસ બધાયે મૂર્ખ છે; માત્ર હું એકલોજ અપવાદરૂપ છું; હું એકલોજ જ્ઞાની છું. ચારે બાજુએ બધી વસ્તુઓની અસ્થિરતા અને નાશવંતપણું જોયા છતાં આપણે એવું માન્યા કરીએ છીએ. આપણે આપણા પ્રેમને શુદ્ધ માનીએ છીએ, પણ તે કેવી રીતે સંભવે? પ્રેમ હમેશાં સ્વાર્થની સાથે મિશ્રિત થયેલો હોય છે. યોગીઓ તો કહે છે કે, પતિપત્નીનો પ્રેમ, માબાપ અને સંતાનનો પ્રેમ અને મિત્રોમિત્રોનો પ્રેમ પણ પોતપોતાના સુખને અર્થે તથા છેવટે નાશ પામવાવાળો છે. આ

સંસારમાં દરેક વસ્તુ વહેલીમોડી નાશ પામ્યા વગર રહેતી નથી. આ પ્રમાણે જ્યારે દરેક વસ્તુને અને પ્રેમને પણ નાશ પામતો મનુષ્ય જાતે અનુભવે છે, ત્યારે વીજળીના ઝબકારાની પેઠે તેને એકાએક સમજાઈ જાય છે કે, જગત કેવળ ભ્રમજ છે; માત્ર સ્વપ્ન જેવુ જ છે. આવી સ્થિતિમાં તેને વૈરાગ્યનું એક બિંદુ પ્રાપ્ત થાય છે અને જગતની પેલી મેર રહેલી સત્તાનો તેને કાંઇક ખ્યાલ આવે છે. આ જગતના વિચારો એકબાજુ થાય ત્યારેજ પરલોકના તત્ત્વની હૃદયમાં સ્ફુરણા થાય છે. જ્યાસુધી આ જગતનાજ વિચારો અને જગતનાંજ સુખોમાં આસક્તિ રહેલી છે, ત્યાંસુધી સત્ય જ્ઞાન હૃદયમાં પેસી શકતુંજ નથી. એવો કોઈ પણ મહાપુરુષ આજ સુધીમાં પેદા થયો નથી કે જેણે ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરવા માટે ઇંદ્રિયસુખનો ત્યાગ ન કર્યો હોય. મનુષ્યને એક શક્તિ એક બાજુએ ઘસડે છે, ત્યારે બીજી ઊલટીજ બાજુ તરફ ઘસડે છે. આથી કરીને સ્થાયી સુખનો તેને સંભવજ નથી.

हेयं दु खमनागतम् ॥ १६ ॥

**સૂત્રાર્થઃ**—જે દુઃખ હજી આવ્યુ નથી, પણ હવે પછી આવનારૂં છ, તેનો પ્રથમથીજ પ્રતિકાર કરવો યોગ્ય છે.

**વિવેચનઃ**—આપણાં કર્મોનો અમુક ભાગ તો આપણે ભોગવી ચૂકયા છીએ. અમુક ભાગ આપણે અત્યારે ભોગવીએ છીએ અને બાકીનો ભાગ ભવિષ્યમાં તેનુ ફળ આપવા માટે તૈયાર થઇ રહ્યો છે. આપણે જે ભોગવી ગયા તેનો હિસાબ તો ચોખ્ખો થઈ ગયો છે. આપણે અત્યારે જે ભોગવી રહ્યા છીએ, તે પણ ભોગવી લેવાંજ પડશે. એ તો ભોગવી નાખ્યેજ છૂટકો. માત્ર જે કર્મો ભવિષ્યમાં ફળ આપનારાં છે, તેમનોજ આપણે વિજય કરી શકીએ; તેમનોજ નાશ થઈ શકે. આથી કરીને એ કર્મો ફળ ઉત્પન્ન કરે, તે પહેલાં તેમની ફળ ઉત્પન્ન કરવાની શક્તિનો

નાશ થઇ જાય, તેમ કરવા પાછળ આપણે આપણી તમામ શક્તિનો ઉપયોગ કરવાની જરૂર છે પતંજલિએ પૂર્વના એક સૂત્રમાં કહ્યુ છે કે, "વિરુદ્ધ પ્રકારના તરંગોની ઉત્પત્તિ કરવાથી સંસ્કારના બીજનો નાશ થઇ શકે છે." એમ કહેવાનુ આજ તાત્પર્ય છે.

द्रष्टृदृश्ययोः संयोगो हेयहेतुः ॥ १७ ॥

**સૂત્રાર્થ:**—જે હોય છે અર્થાત્ જે દુઃખનો ત્યાગ કરવો છે, તેનુ કારણ દ્રષ્ટા અને દૃશ્યનો સંયોગ છે

**વિવેચન:**—દ્રષ્ટા એટલે મનુષ્યનો આત્મા અથવા પુરુષ અને દૃશ્ય એટલે મનથી માંડીને સ્થૂળ પદાર્થો સુધીની સમગ્ર પ્રકૃતિ એ પુરુષ અને મનના સંયોગથી જે કાંઇ સુખ તથા દુઃખને આપનાર છે તેની ઉત્પત્તિ થાય છે. આ ઠેકાણે તમારે એટલુ બરાબર સ્મરણમા રાખવુ જોઇએ કે, યોગશાસ્ત્રના મત પ્રમાણે પુરુષ શુદ્ધસ્વરૂપ છે. જ્યારે તે પ્રકૃતિની સાથે મળી જાય છે અથવા પ્રકૃતિમા તેનુ પ્રતિબિંબ પડે છે, ત્યારેજ તે સુખ અથવા દુઃખને અનુભવતો દેખાય છે

प्रकाशक्रियास्थितिशीलं भूतेन्द्रियात्मकं भोगापवर्गार्थं दृश्यम् ॥

**સૂત્રાર્થ:**—દૃશ્ય એટલે સ્થૂ વસ્તુઓ અને ઇંદ્રિયો. પ્રકાશ, ક્રિયા અને સ્થિતિ એ ત્રણ લક્ષણ તેનામા જોવામાં આવે છે અને તે દ્રષ્ટા એટલે પુરુષના ભોગ તથા મોક્ષને માટેજ છે.

**વિવેચન:**—દૃશ્ય એટલે પ્રકૃતિ, સ્થૂ પદાર્થો અને ઇંદ્રિયોનો સમૂહ સ્થૂ પદાર્થોમા સ્થૂળ તેમજ સૂક્ષ્મ બધાયે પદાર્થોનો સમાવેશ થઇ જાય છે અને ઇંદ્રિયો એટલે એકલી ચક્ષુ વગેરે ઇંદ્રિયોજ નહિ. પણ મન વગેરેની પણ એમાજ ગણતરી થઇ જાય છે. એમનો ધર્મ ત્રણ પ્રકારનો છે, જેમકે-પ્રકાશ, કાર્ય અને સ્થિતિ અથોત્ જડતા. એમને સંસ્કૃત પરિભાષામાં સત્ત્વ

રજસ અને તમસ કહેવાય છે સમગ્ર પ્રકૃતિનો ઉદ્દેશ એજ છે કે, પુરુષ એ સર્વનો ઉપભોગ કરીને વિશેષ અનુભવ મેળવે. પુરુષને પોતાના મહાન દૈવીસ્વરૂપનું વિસ્મરણ થઈ ગયું છે. આના સંબંધમાં એક ઘણીજ સુંદર આખ્યાયિકા કહેવામાં આવે છે. એક વાર દેવોનો રાજા ઇંદ્ર ભૂંડનું સ્વરૂપ ધારણ કરીને કાદવકીચડમાં મસ્ત થઈ પડેલો હતો તેની પાસે ભૂંડણ અને નાનાં નાનાં અનેક બચ્ચાંઓ પણ હતાં. આવી અવસ્થામાં પણ ઇંદ્ર પોતાને ઘણોજ સુખી સમજતો હતો. તેની આવી અધમ અવસ્થા જોઇને દેવતાઓ તેની પાસે આવીને કહેવા લાગ્યા કે, "તમે દેવોના નૃપતિ છો. તમામ દેવો આપની આજ્ઞાનું પાલન કરવા તૈયાર છે અને તેમ છતાં તમારી આવી હાલત કેમ?" પોતાની સ્થિતિનું જેને વિસ્મરણ થઇ ગયું છે એવા ઇંદ્રે દેવતાઓને સંબોધીને કહ્યું કે, "હું અહીં જયાં છું ત્યાંજ ઘણો સુખી છું. મારે તમારા સ્વર્ગની પરવા નથી. મારી પાસે મારી ભૂંડણ અને મારાં બચ્ચાં છે ત્યાંસુધી મને તમારા સ્વર્ગની જરાયે દરકાર નથી." બિચારા દેવતાઓ તો આ જવાબ સાંભળીને ચકિતજ થઇ ગયા. શું કરવું તેની તેમને સમજ ન પડી. થોડા દિવસ પછી તેમણે પોતાના મનમાં એક પ્રકારનો સંકલ્પ કર્યો. તેમણે છાનામાના આવીને તેના એક બચ્ચાને મારી નાખ્યું. એમ એક પછી એક કરીને તેમણે તેનાં બધાંજ બચ્ચાંઓને મારી નાખ્યાં. ત્યાર પછી તેમણે પેલી ભૂંડણને પણ મારી નાખી. આ પ્રમાણે પોતાના સમગ્ર કુટુંબનો નાશ થયેલો જોઇ બિચારો ઇંદ્ર આર્તપણે વિલાપ કરવા લાગ્યો. પછી દેવતાઓએ ઇંદ્રના પોતાના ભૂંડના દેહને ચીરી નાખ્યો. જ્યારે તે ભૂંડના શરીરમાંથી બહાર નીકળ્યો અને પોતાને કેવું ભયંકર સ્વપ્ન આવ્યું હતું, તેની જ્યારે તેને ખબર પડી, ત્યારે તે પોતે પણ હસી પડ્યો. તેને થયું કે, હું ઇંદ્ર, દેવોનો શિરોમણિ

છતા ? ને એવોજ ભ્રમ થઈ ગયો કે, હુ ભૂડ છુ અને ભૂડની જિદગી એજ ખરેખરી જિદગી છે અરે! એટલુજ નહિ પણ હુ એમ ચાહતો કે, આખુ વિશ્વ ભૂડનુ સ્વરૂપ ધરણ કરે તો કેવુ સારૂ! વાહ! અહી કેવી મજા છે! આવીજ રીતે પુરુષ પણ પ્રકૃતિ સાથે એકમેક થઇ જતા પોતાના શુદ્ધ અને અનત સ્વરૂપને ભૂલી જાય છે આ પુરુષ અસ્તિત્વમા છે એમ કહી શકાય નહિ, કારણકે તે પોતેજ અસ્તિત્વરૂપ છે તેને જ્ઞાનસપન્ન કહેવાય નહિ, કારણકે તે જ્ઞાનરૂપજ છે તેને પ્રેમસપન્ન પણ કહેવાય નહિ, કારણકે તે પોતેજ પ્રેમસ્વરૂપ છે આત્માને અસ્તિત્વવાળો અને જ્ઞાનવાળો અને પ્રેમસપન્ન કહેવો એ સપૂર્ણ ભૂલ છે પ્રેમ, જ્ઞાન અને અસ્તિત્વ એ પુરુષના ગુણ નથી, પણ એ તેના સ્વરૂપજ છે જ્યારે એ તત્ત્વોનો પ્રકાશ કોઇ વસ્તુ ઉપર પડે છે, ત્યારે એ તત્ત્વો એ વસ્તુના ગુણ તરીકે કહેવાય છે, પણ પુરુષના ગુણ તો તે નથીજ. તેઓ તો આ મહાન પુરુષ જેને જન્મ નથી, મૃત્યુ નથી, જે પોતાનાજ મહિમા વડે પ્રકાશી રહ્યો છે, તેનુ સ્વરૂપજ છે તેને પોતાના સ્વરૂપનુ એટલુ બધુ ગાઢ વિસ્મરણ થઇ ગયુ છે કે, તેની પાસે જઇને કહેશો કે, "તુ ભૂડ નથી પણ આત્મા છે," ત્યારે તે આરડવા લાગશે અને તમને કરડવા દોડશે

માયાના આવરણને લીધે આ જગતરૂપી સ્વપ્નની અદર આપણી પેલા ઇદ્રના જેવીજ દશા થઇ ગઈ છે જ્યાત્યા રુદન, દુખ અને હાહાકાર ચાલી રહેલા દેખાય છે જેમ થોડાક પૈસા ભિખારીઓની વચ્ચે ફેકવાથી તેઓ પડાપડી અને મારામારી મચાવી દે છે, તેમ આગ પણ કરોડો માનવોની વચમા થોડાક સુવર્ણના લખોટાઓ ગગડાવવામા આવે છે અને આખુ જગત તેમને પકડી લેવા દોડાદોડી અને પડાપડી કરી રહ્યુ છે તમારૂ પોતાનુ સ્વરૂપ વિચારો તમે કોઇ પણ નિયમથી બધાયેલા

નથીજ પ્રકૃતિના બંધન તમને કોઇ કાળે લાગુ પડી શકે એમ નથી યોગવિદ્યા તમને જે કાંઇ શીખવે તે તમે ધીરજ રાખીને શીખી લો. પુરુષ પ્રકૃતિની સાથે-મન અને જગતની સાથે-મળી જઇને પોતાને કેવી રીતે દુ ખી માની બેઠો છે, એ બધું રહસ્ય યોગવિદ્યા તમારી આગળ ખુલ્લું કરી દે છે તે ઉપરાંત યોગીઓ તમને એમ પણ કહે છે કે, આ દુ ખમય સંસારને તરી જવાને માટે તેનો અનુભવ કરી લેવો એ અનુભવ લીધા વિના છૂટકો તો નથીજ, પણ જેટલો તે જલદી લેવાશે તેટલા જલદી છૂટા થઇ જવાશે આપણે હાથેજ જાળ ગૂંથીને તેમાં આપણે બંધાઈ ગયા છીએ જાળને બનાવનાર આપણે છીએ, એ જાળમાં આપણે હાથેજ બંધાઇ ગયા છીએ અને તેમાંથી આપણા પુરુષાર્થ વડેજ છૂટા થઇ શકાશે માટે પતિનો, પત્નીનો, મિત્રનો તથા બીજા નાના પ્રકારના સંબંધોનો અને વસ્તુસ્થિતિઓનો અનુભવ લઈ લો. જો તમે તમારૂં પોતાનું મૂળ સ્વરૂપ હમેશા સ્મરણમાં રાખ્યા કરશો, તો તમે આ બધા અનુભવોમાંથી સત્વર અને નિર્વિઘ્ને પસાર થઈ શકશો. એકબીજા વચ્ચેના આ પ્રેમ અને તેના સંબંધો અલ્પકાલીન છે, એ સત્યનું કદી પણ વિસ્મરણ થવા ન દેતાં એ બધાની બહાર નીકળી જવું એજ આપણું લક્ષ્ય છે ભોગ-સુખ-દુ ખનો અનુભવ એજ મહાન ગુરુ છે ભોગને હમેશાં ભોગ રૂપેજ માની લેજો ક્રમે ક્રમે એ ભોગો-એ અનુભવોજ આપણને એવી સ્થિતિમાં લાવી મૂકશે કે, એ બધાએ આપણને તુચ્છ જેવા લાગશે અને પુરુષ વિશ્વવ્યાપી વિરાટસ્વરૂપે દેખાવા લાગશે આખું જગત તેની આગળ પાણીના ટીપા જેવું ક્ષુદ્ર બની જશે અને પછી તે તમારી આગળથી આપોઆપજ ઊડી જશે, કારણકે તેનું વાસ્તવિક રીતે અસ્તિત્વજ નથી સારાંશ એ કે, સુખદુ ખના અનુભવો લીધા વિના આપણને ખરાખોટાનું ભાન થાય તેમ નહિ

હોવાથી તે અનુભવો લીધેજ છૂટકો છે; પણ તે ભોગવતી વખતે આપણું મૂળસ્વરૂપ આપણે વિસારવું જોઇએ નહિ.

विशेषाविशेषलिङ्गमात्राऽलिङ्गानि गुणपर्वाणि ॥ १९ ॥

**સૂત્રાર્થઃ**—ગુણની નીચે જણાવેલી કેટલીક અવસ્થાઓ છે. જેવી કે વિશેષ, અવિશેષ, કેવળ ચિહ્નરૂપ અને ચિહ્ન વિનાની.

**વિવેચનઃ**—હું અગાઉનાં વ્યાખ્યાનોમાં કહી ગયો છું કે, યોગશાસ્ત્ર સાંખ્યદર્શનને આધારે રચાયેલું છે. આજે પણ સાંખ્યદર્શનમાં જગતની સૃષ્ટિનો વિષય કેવી રીતે સમજાવ્યો છે, તેનું હું તમને ફરીથી સ્મરણ કરાવી દઇશ. સાંખ્યદર્શન પ્રમાણે પ્રકૃતિ એ જગતનું નિમિત્તકારણ તેમજ ઉપાદાનકારણ પણ છે. એ પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. એ ત્રણ ગુણ સત્ત્વ, રજસ અને તમસ એ નામથી ઓળખાય છે. તમસ કેવળ અંધકાર, અજ્ઞાન અને જડસ્વરૂપ છે. રજસ એ ક્રિયા અથવા ગતિસ્વરૂપ છે. સત્ત્વગુણ સ્થિર અને પ્રકાશસ્વરૂપ છે. સૃષ્ટિની પૂર્વે પ્રકૃતિ જે સ્થિતિમાં હતી તેને સાંખ્યમતવાદીઓ અવ્યક્ત, અવિશેષ અથવા અવિભક્ત કહે છે. એનો અર્થ એટલોજ છે કે, એ અવસ્થામાં નામરૂપનો ભેદ હોતો નથી અને આ ત્રણે ગુણ સામ્યભાવે પડી રહેલા હોય છે. ત્યાર પછી એ સામ્ય અવસ્થાનો ભંગ થતાં એ ત્રણે ગુણ વિશેષરૂપે જુદા જુદા પ્રમાણમાં મિશ્ર થવા લાગે છે અને તેને પરિણામે જગતની રચના થાય છે દરેક વ્યક્તિમાં આ ત્રણે ગુણ રહેલા છે. જેની અંદર સત્ત્વગુણનું પ્રાબલ્ય હોય છે, તેનામાં જ્ઞાનનો ઉદય થવા લાગે છે. રજોગુણનું પ્રાબલ્ય થવાથી ક્રિયા–શક્તિની વૃદ્ધિ થાય છે અને તમોગુણ વધી પડવાથી આળસ, અજ્ઞાન અને અંધકારનું આવરણ ઘેરાય છે. સાંખ્યદર્શન પ્રમાણે ત્રિગુણાત્મક પ્રકૃતિના સર્વથી ઉચ્ચતમ વિકાસ–પ્રકટીકરણને મહત્ અથવા બુદ્ધિતત્ત્વ કહે છે. તે તત્ત્વ સર્વવ્યાપી છે. પ્રત્યેક મનુ-

ષ્યની બુદ્ધિ એ સર્વવ્યાપી બુદ્ધિનો એક અંશ છે. સાંખ્યમનોવિજ્ઞાનમાં મન અને બુદ્ધિની વચ્ચે મોટો પ્રભેદ માનેલો છે. મનનું કાર્ય એટલુંજ છે કે, તમામ સંસ્કારોના મસૂહને બુદ્ધિ એટલે વ્યક્તિગત મહતની આગળ રજૂ કરી દેવા. પછી એ સર્વ ઉપરથી નિશ્ચય કરવાનું કાર્ય બુદ્ધિનું છે. મહતમાંથી અહંતત્ત્વ અને અહંતત્ત્વમાંથી સૂક્ષ્મ પદાર્થોની ઉત્પત્તિ થાય છે. એ સૂક્ષ્મ પદાર્થોનું પરસ્પર સંમિશ્રણ થવાથી બાહ્ય સ્થૂળ પદાર્થોની રચના થાય છે, અને એમ કરતાં કરતાં સ્થૂળ જગત ઊભું થાય છે. સાંખ્યદર્શન એવા મતનું પ્રતિપાદન કરે છે કે, બુદ્ધિથી માંડીને પથ્થર સુધીના તમામ પદાર્થો એકજ મૂળ વસ્તુમાથી ઉત્પન્ન થયા છે. ફેર માત્ર તેમની વત્તીઓછી સૂક્ષ્મતામાં તથા સ્થૂળતામાંજ છે. એ બધા પદાર્થોમાં સૌથી વધારે સૂક્ષ્મ વસ્તુ બુદ્ધિ છે. તેના પછી અહંકાર અને તેના પછી સૂક્ષ્મ પદાર્થો જેમને સાંખ્યદર્શનમાં તન્માત્રા એવું નામ આપેલું છે તે, ઉત્તરોત્તર એકબીજાથી સ્થૂળ છે. એ સૂક્ષ્મ પદાર્થો નજરે જોઈ શકાતા નથી. માત્ર અનુમાનદ્વારાજ તેમનું અસ્તિત્વ જાણી શકાય છે. એ તન્માત્રાઓનું પરસ્પર સંમિશ્રણ થવાથી સ્થૂળ આકૃતિ બંધાય છે અને તેમાંથીજ આખું જગત ઊભું થયું છે. જે બીજાને મુકાબલે સૂક્ષ્મ છે તે કારણ છે અને જે બીજાની અપેક્ષાએ સ્થૂળ છે તે કાર્ય છે. આ પ્રમાણે પદાર્થમાત્રનો આરંભ બુદ્ધિમાંથીજ થયો છે. સૌથી વધારે સૂક્ષ્મ પદાર્થ બુદ્ધિ છે અને એ બુદ્ધિ ધીમે ધીમે વધારે વધારે સ્થૂળ સ્વરૂપ પકડતી ચાલીને આખરે સ્થૂળ પદાર્થો-જગતરૂપે પરિણામ પામે છે. સાંખ્યમત પ્રમાણે પુરુષ પ્રકૃતિથી પર છે. તે લેશમાત્ર પણ જડ કે ભૌતિક પદાર્થ નથી. બુદ્ધિ, મન, તન્માત્રા અને સ્થૂળ પદાર્થો એમાંના કોઈનુ પણ તેની સાથે સામ્ય નથી. એ તો સર્વ પ્રકારે સર્વથી ભિન્ન છે, એના લક્ષણ પણ સૌથી જુદાજ

પ્રકારના છે આ ઉપરથી સાખ્યમતવાળા એવો સિદ્ધાત સ્થાપિત કરે છે કે, પુરુષ મૃત્યુરહિત-અજરઅમર-છે, કારણકે તે કોઈ પણ પદાર્થના મિશ્રણથી બન્યો નથી જે મિશ્રણથી ઉત્પન્ન થતો નથી, તેનો કોઈ દિવસ નાશ પણ થઈ શકતો નથી એ પુરુષ અથવા આત્માની સખ્યા અગણિત છે

હવે જે સૂત્રનુ વિવેચન ચાલે છે તેનુ તાત્પર્ય આપણે સમજી શકીશુ "વિશેષ" શબ્દ આ ઠેકાણે સ્થૂલ પદાર્થોના સબધમા વપરાયો છે, ખાસ કરીને જેમનો આપણે ઇંદ્રિયો વડે અનુભવ કરીએ છીએ, તેમને ઠેકાણે વપરાયો છે "અવિશેષ" એટલે સૂક્ષ્મ પદાર્થો અથવા તન્માત્રા આ તન્માત્રાનો અનુભવ સામાન્ય માણસો કરી શકતા નથી પતજલિ કહે છે કે, તમે યોગાભ્યાસ કર્યે જશો, તો તમારી અનુભવશક્તિ એવી સૂક્ષ્મ બની જશે કે, તમે આ તન્માત્રાનો પણ અનુભવ કરી શકશો તમે સાભળ્યુ હશે કે, દરેક માણસની ચોતરફ એક પ્રકારનુ તેજ હોય છે પ્રત્યેક પ્રાણીના શરીરમાથી એ ખાસ પ્રકારનુ તેજ હમેશા નીકળ્યાજ કરે છે પતજલિ કહે છે કે એ તેજને માત્ર યોગીઓજ જોઈ શકે છે આપણે બધા એ તેજને જોઈ શકતા તો નથી, તોપણ જેમ પુષ્પમાથી સુગધરૂપે-અત્યત સૂક્ષ્મ પરમાણુરૂપે-તન્માત્રા બહાર નીકળ્યા કરે છે, તેવી રીતે આપણા શરીરમાથી પણ હમેશા એક પ્રકારના તેજરૂપે તન્માત્રા બહાર નીકળ્યાજ કરે છે કોઈના શરીરમાથી પવિત્ર તો કોઈના શરીરમાથી અપવિત્ર-પણ દરરોજ આપણા દરેકના શરીરમાથી ઢગલાબધ સૂક્ષ્મ તન્માત્રાનો પ્રવાહ નીકળ્યેજ જાય છે અને આપણે જ્યા જ્યા જઈએ છીએ, ત્યા ત્યા ચારે બાજુએ એ તન્માત્રા વડે બધુ સ્થાન ભરી દઈએ છીએ મનુષ્યના મનમા મદિર અને દેવાલયોની રચના કરવાની વૃત્તિ સ્ફુરી છે, તેનુ આજ

રહસ્ય છે ઇશ્વરની ઉપાસના કરવા માટે મંદિર બાંધવાની શી જરૂર છે? જ્યાં પણ કરવું હોય, ત્યાં ઈશ્વરનું ધ્યાનભજન થઇ શકે છે, પરંતુ તેમને સ્વાભાવિક રીતે એમ લાગ્યું કે, જે ઠેકાણે બેસીને લોકો હમેશાં ઇશ્વરની ભક્તિ કરતા હોય તે જગ્યા ઘણા મોટા પ્રમાણમાં પવિત્ર તન્માત્રાથી પરિપૂર્ણ થઈ જાય છે લોકો ત્યાં દરરોજ ઇશ્વરોપાસના કરવા જાય છે અને જેમ જેમ વધારે લોકો એ હેતુથી ત્યાં જતા જાય છે, તેમ તેમ એ જગ્યા વધારે પવિત્ર બનતી જાય છે જે વ્યક્તિના હૃદયમાં સત્ત્વગુણનો ઉદય થયો ન હોય, એવો કોઇ માણસ ત્યાં જાય, તોપણ તે સ્થાનની અસર તેના ઉપર થાય છે અને તેના હૃદયમાં સત્ત્વગુણનો ઉદય થઈ આવે છે મંદિરો અને દેવાલયોને શા માટે પવિત્ર માનવામાં આવે છે, તેનું કારણ આ ઉપરથી સમજાઈ જાય છે, પરંતુ આમાં પણ એટલું તો હમેશાં સ્મરણમાં રાખવું ઘટે છે કે, સાધુ પુરુષોના સમાગમના ઉપરજ એ સ્થાનોની પવિત્રતાનો આધાર રહેલો છે, પણ એ સંબંધી લોકો ભ્રમમાં પડેલા છે તેઓ મૂળ ઉદ્દેશ ભૂલી ગયા છે અને ગાડી આગળ ઘોડા ન જોડતા, ઘોડાની આગળ કોઈ અજ્ઞાની માણસ ગાડીને ગોઠવે તેમ આ મંદિરોની બાબતમાં લોકો મોટી ભૂલ કરી રહ્યા છે પ્રથમ તો કોઇ પણ સ્થાનને સાધુ પુરુષોજ પવિત્ર બનાવે છે અને પછી તે પવિત્રતા બીજા લોકોને પવિત્ર કરે છે જો એ સ્થાનોમાં હમેશા સામાન્ય માણસોજ રહેતા હોય અથવા અપવિત્ર માણસોજ જતાઆવતા હોય, તો એ જગ્યાઓ પણ બીજી અપવિત્ર જગ્યાઓના જેવીજ બની જાય છે મંદિર તેના પોતાના માહાત્મ્યથી નહિ, પણ પવિત્ર લોકોના સંસર્ગથી પવિત્રતા ધારણ કરે છે આ તત્ત્વ આપણે હમેશાં ભૂલતા આવ્યા છીએ આજ કારણને લીધે પ્રબળ સત્ત્વગુણસંપન્ન સંતમહાત્માઓ પોતાની આસપાસ ચારે બાજુએ

સત્ત્વગુણનો પ્રભાવ ફેલાવી દે છે અને તેની અસર તેમના સં-સર્ગમાં આવનાર માણસો ઉપર પડ્યા વગર રહેતી નથી. મનુષ્ય એટલી હદ સુધી પવિત્ર થઇ જાય છે કે, તેની પવિત્રતા તેના શરીરમાંથી વહ્યા કરે છે. સાધુઓનું શરીર પવિત્ર બની જાય છે અને તેઓ જ્યાં જ્યા વિચરણ કરે છે, તે બધી જગ્યાઓને પવિત્ર બનાવી દે છે. આ હું કવિતાની ભાષામાં કહેતો નથી. આ રૂપક નથી, પણ સાધુઓના શરીરમાથી ઝરતી પવિત્રતા એક ઇન્દ્રિય-ગોચર બાહ્યવસ્તુના જેટલીજ અનુભવગમ્ય છે બીજી વસ્તુઓની માફક તે પણ વાસ્તવિક અસ્તિત્વ ધરાવે છે અને તેના સંસર્ગમાં આવનાર દરેક જણને પવિત્રતા અર્પણ કરે છે.

હવે "કેવળ ચિહ્નરૂપ" એ શબ્દનો અર્થ વિચારીએ. એ શબ્દ "બુદ્ધિ" અથવા મહત્તત્ત્વના અર્થમાં વપરાયો છે. બુદ્ધિ એ મહત્તત્ત્વ અથવા પ્રકૃતિનું પહેલુંજ પ્રકટીકરણ છે. એમાંથીજ પછી બીજાં બધાં પ્રકટીકરણો-વસ્તુઓ ઉત્પન્ન થઇ પ્રકાશમાં આવવા લાગે છે ગુણની એ અવસ્થાને "અલિંગ" અથવા "ચિહ્નશૂન્ય" એવું નામ આપવામાં આવ્યુ છે. આ બાબતમાં આધુનિક વિજ્ઞાન અને ધર્મશાસ્ત્રની વચ્ચે ભારે મતભેદ ઊભો થયો છે. દરેક ધર્મમાં એક સ્વીકૃત સિદ્ધાંત જોવામાં આવે છે કે, આ જગત ચૈતન્યશક્તિદ્વારા પેદા થયેલું છે દરેક ધર્મ આ તત્ત્વ-નો સ્વીકાર તો કરે છે; છતાં પણ કેટલાક ધર્મમાં તાત્ત્વિક દૃષ્ટિએ એ સંબંધી વિશેષ સંગીન વિચાર કરેલો લાગે છે. આથી કરીને આ વિષયની ચર્ચા કરતાં તેઓ વૈજ્ઞાનિક પરિભાષાનો ઉપયોગ કરે છે. ઇશ્વર એ આપણા જેવી વ્યક્તિ છે કે નહિ, એ પ્રશ્નને બા-જુએ મૂકીને માત્ર મનોવિજ્ઞાનની રીતે વિચાર કરતા પણ ઈશ્વર-વાદનું તાત્પર્ય એજ જણાય છે કે, બુદ્ધિ અથવા મહત્તત્ત્વ એજ આ સૃષ્ટિનો સર્વથી પહેલો પ્રકટ થયેલો પદાર્થ છે અને તેમાં-

થીજ બીજા બધા સ્થૂળ પદાર્થો ઉત્પન્ન થયેલા છે; પરંતુ આધુનિક દાર્શનિકો એવો અભિપ્રાય જાહેર કરે છે કે, ચૈતન્યનું પ્રાગટ્ય છેક છેલ્લુંજ થાય છે. સારાંશમાં તેમનો અભિપ્રાય એવો છે કે, અચેતન જડ વસ્તુઓ ધીમે ધીમે ચેતન અથવા જીવરૂપે પરિણામ પામતી જાય છે અને એ જીવો ઉન્નતિક્રમ પ્રમાણે વિકાસ પામતાં પામતાં અંતે મનુષ્યાકૃતિ ધારણ કરે છે. તેઓ એવું સિદ્ધ કરવા માગે છે કે, જગતની બધી વસ્તુઓ ચૈતન્યમાંથી પ્રકટ થાય છે એમ નહિ, પણ ચૈતન્ય પોતેજ સૌથી છેલ્લું પ્રકટ થાય છે. આ રીતે ધર્મ અને વિજ્ઞાનના સિદ્ધાંત એકબીજાથી પૂરેપૂરા વિરુદ્ધ છે, તોપણ તે બેઉ સત્ય છે એમ કહી શકાય. એક અનંત વસ્તુઓની શ્રેણી અથવા સાંકળ લો; જેમકે ક-ख-क-ख-क-ख ઇત્યાદિ. હવે પ્રશ્ન એ છે કે, એમાં क પહેલો કે ख પહેલો? જો તમે આ શ્રેણિને ક-ख એ.રીતે વાંચો તો તમને જરૂર क પહેલો અક્ષર છે એમ લાગ્યા વગર નહિ રહે; પણ કોઇ માણસ ख-क એવા ક્રમમાં વાંચે તો તેને પહેલો અક્ષર ख છે એવુંજ જ્ઞાન થશે. આપણે જે રીતે આ અક્ષરમાળાને ઉકેલીએ તે પ્રમાણે આપણને તેના ક્રમનું જ્ઞાન થાય છે. ચૈતન્યનુ અનુલોમ રીતિએ ઘનીકરણ થતાં તે સ્થૂલ પદાર્થોનાં સ્વરૂપ ધારણ કરે છે અને તેજ પાછું વિલોમ રીતે ચૈતન્યરૂપ બની જાય છે. આ પ્રમાણે સૃષ્ટિનું ચક્ર ચાલ્યું જાય છે સાંખ્યવાદીઓ તથા બીજા કેટલાક ધર્મના દાર્શનિકો ચૈતન્યને અગ્રસ્થાન આપે છે, એથી કરીને એમની દૃષ્ટિએ પ્રથમ ચૈતન્ય અને ત્યાર પછી સ્થૂળ પદાર્થો, એવો આ સાંકળનો ક્રમ દેખાય છે. વૈજ્ઞાનિકો પ્રથમ સ્થૂળ પદાર્થથી આરંભ કરે છે, એટલે તેમની નજરમાં પ્રથમ સ્થળ અને ત્યાર પછી ચૈતન્ય એવો ક્રમ દેખાય એમાં પણ કાંઇ નવાઈ નથી, પણ જડ અને ચૈતન્ય બેઉ અનંત વસ્તુરૂપી એકજ સાંકળના અંકોડા છે.

ભારતીય દર્શનશાસ્ત્ર એ જડ અને ચૈતન્ય બેઉની પાર જઈને પુરુષ અથવા આત્મા સુધી પહોંચી જાય છે. એ આત્મા જ્ઞાનાતીત છે અને જ્ઞાન પોતે પણ તે આત્મામહારાજ પ્રાપ્ત થતા તેજસ્વરૂપે છે.

द्रष्टा दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययानुपश्यः ॥ २० ॥

સૂત્રાર્થઃ—દ્રષ્ટા કેવળ જ્ઞાનરૂપ અને પવિત્ર છે; તોપણ બુદ્ધિદ્વારા (બુદ્ધિમાં પ્રવેશ કરીને) જુએ છે.

વિવેચનઃ—અહીં પણ સાંખ્યદર્શનનોજ સિદ્ધાંત આવે છે. આપણે હમણાં જોઈ ગયાં છીએ કે, સાંખ્યદર્શનના સિદ્ધાંત પ્રમાણે ક્ષુદ્રમાં ક્ષુદ્ર પદાર્થથી માંડીને ઠેઠ બુદ્ધિ સુધીના તમામ પદાર્થોનો પ્રકૃતિમાં સમાવેશ થાય છે; પરંતુ પુરુષસમૂહ અર્થાત્ આત્માઓ પ્રકૃતિથી જુદા છે અને આત્મામાં કોઈ પ્રકારનો ગુણ હોતો નથી. આમ છતાં આત્મા સુખીદુઃખી થતો જોવામાં આવે છે. તેનું કારણ એ છે કે, જળના હાલવાથી જળમાંનું પ્રતિબિંબ હાલતું દેખાય છે; અથવા જેમ સ્ફટિકના કટકાની સામે પડેલા લાલ રંગના પુષ્પને લીધે તે સ્ફટિક લાલ રંગનો દેખાય છે; તેજ પ્રમાણે આપણે પણ જે સુખદુઃખ વગેરેનો અનુભવ કરીએ છીએ તે કેવળ પ્રતિબિંબમાત્રજ છે. આત્માને એમાંનું કશુંયે હોતું નથી. આત્મા તો પ્રકૃતિથી તદ્દન જુદીજ વસ્તુ છે. સાંખ્યમતવાદીઓ કહે છે કે, જ્ઞાન એક મિશ્ર પદાર્થ છે. તેની સ્થિતિમાં વૃદ્ધિ, ક્ષય વગેરે ફેરફારો થયા કરે છે. શરીરની માફક તેનામાં પણ ફેરફારો થયાજ કરે છે. શરીરના બધા ધર્મ જ્ઞાનમાં જોવામાં આવે છે. શરીરને નખ સાથે જે પ્રકારનો સંબંધ છે, તેજ પ્રકારનો સંબંધ જ્ઞાનને શરીર સાથે છે; અલબત્ત, નખ એ શરીરનો એક ભાગ છે; પરંતુ સેંકડો વાર એ નખને કાપી નાખ્યા છતાં પણ શરીર તો તેવું ને તેવુંજ રહે છે, તેમ એક પછી એક અનેક શરીર ખરતાં જાય, પણ જ્ઞાન તો કલ્પના કલ્પ સુધી કાયમ-

જ રહે છે. પરંતુ એ જ્ઞાન પણ સૃષ્ટ પદાર્થ છે અને તેમ હોવાથી તે પણ અવિનાશી હોઇ શકે નહિ; કારણકે તેનામાં વૃદ્ધિ, ક્ષય એવા વિકારો—ફેરફારો જોવામાં આવે છે અને જે વસ્તુ પરિવર્તનશીલ હોય તે કદાપિ અવિનાશી હોયજ નહિ. બીજું, જ્ઞાન એ મિશ્ર પદાર્થ છે. તે ઉપરથી પણ સમજી શકાય છે કે, એના ઉપર—એના કરતાં કોઇ શ્રેષ્ઠ વસ્તુ હોવી જોઇએ. સૃષ્ટ પદાર્થ—મિશ્રણથી ઉત્પન્ન થયેલો પદાર્થ કદી પણ મુક્ત સ્વરૂપ હોઈ શકે નહિ. જેને પ્રકૃતિની સાથે સંબંધ છે, જે પ્રકૃતિની અંદરની વસ્તુ છે, તે સદાને માટે બદ્ધ—પરતંત્રજ હોય છે. હવે ત્યારે સર્વથી મુક્ત કોણ ? જે વસ્તુ કાર્યકારણના સંબંધથી પર હોય તેજ વાસ્તવમાં મુક્ત હોઇ શકે. તમે કહેશો, તમારી મુક્તિની માન્યતાજ ભ્રમાત્મક છે, તો હું કહીશ કે, તમારી બંધનની માન્યતા પણ પૂરેપૂરી ભ્રમાત્મક છે. આપણા જ્ઞાનમાં હમેશાં બે પ્રકારની ભાવનાઓ જોવામાં આવે છે અને તે બંને એકબીજાને આધારેજ ટકી રહે છે. જો એમાંની એક ન હોય તો બીજી ટકી શકે નહિ. એ બેમાંની એક ભાવના એ છે કે, આપણે બંધાયેલા છીએ અને બીજી એ છે કે, આપણે મુક્ત છીએ ધારો કે, આપણને દીવાલની આરપાર થઇને જવાનું મન થઇ આવ્યું, પણ આપણું માથું દીવાલ સાથે ભટકાયું એટલે આપણે દીવાલથી બંધાયેલા છીએ એવું આપણને જ્ઞાન ઉત્પન્ન થયું; પણ તેની સાથે આ વાતનું પણ ભાન આપણને હોય છેજ કે, અત્યારે આપણી ગતિ દીવાલથી રોકાયેલી છે ખરી; પરંતુ આપણી ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિ કાંઇ જતી રહી નથી અને આપણે ધારીએ તો તેનો ઉપયોગ કરીને એ અંતરાયને ટાળી શકીએ છીએ. દરેક બાબતના સંબંધમાં આવી પરસ્પર વિરુદ્ધ ભાવનાઓ આપણી આગળ આવીને ઉભી રહે છે. આપણે મુક્ત છીએ, એ વાત સ્વીકાર્યા છતાં

દરેક પળે આપણે અનુભવીએ છીએ કે, આપણે મુક્ત નથી. જો આ બેમાથી કોઇ પણ એક ભાવના અસત્ય હોય, તો પછી બીજી પણ અસત્ય હોવી જોઇએ; કારણકે બેઉનો આધાર એક બીજાની હયાતી ઉપરજ છે યોગીઓ કહે છે કે, આ બેઉ ભાવનાઓ સાચી છે બુદ્ધિના પ્રદેશ સુધી આપણે બધાયેલા છીએ, પણ આત્મારૂપે આપણે સ્વભાવથીજ મુક્ત છીએ. મનુષ્યનું વાસ્તવિક સ્વરૂપ જે પુરુષ અથવા આત્મા, તે કાર્યકારણની સીમાથી બહારની વસ્તુ છે એ આત્માનો મુક્તસ્વભાવજ સ્થૂળ પદાર્થના અનેક પ્રકારના થરમા થઇને પ્રકાશિત થાય છે અને એ રીતે બુદ્ધિ, મન વગેરે નાના પ્રકારના અનેક ભિન્નભિન્ન સ્વરૂપો ધારણ કરે છે, પણ એ સર્વમાં થઇને પ્રકાશિત થતું તેજ તો આત્માનુજ છે બુદ્ધિમા પોતાનુ કશુજ ચૈતન્ય નથી. દરેક ઇંદ્રિયનુ મગજની અદર એકએક કેદ્ર હોય છે બધી ઇદ્રિયોનું એક સામાન્ય કેદ્ર હોતું નથી, પણ દરેક ઇદ્રિયને પોતપોતાનું સ્વતત્ર કેંદ્ર હોય છે. ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે, બધી ઇંદ્રિયોના અનુભવોનો સમન્વય કરનાર કોણ? એ એકીકરણ જો મગજદ્વારા થતું હોય તો તો નેત્ર, કાન, નાક સર્વને માટે એકજ કેદ્ર હોવુ જોઇએ. પરતુ આપણે નિશ્ચયપૂર્વક જાણીએ છીએ કે, દરેક ઇંદ્રિયને પોતપોતાનું સ્વતત્ર કેદ્ર છે અને તેમ છતા પણ લોકો એક સાથે જોઈ શકે છે અને સાભળી શકે છે. આ ઉપરથી સમજાશે કે, બુદ્ધિની પાછળ અમુક એક તત્ત્વ હોવુજ જોઇએ બુદ્ધિનો મગજની સાથે કાયગનો સબધ છે, પણ એ બુદ્ધિની પાછળ જે પુરુષ રહેલો છે તે એક તત્ત્વસ્વરૂપ છે જ્યારે જુદાજુદા અનુભવો આત્માની પાસે પહોચી જાય છે, ત્યારે ત્યા તેમનું સર્વનું એકીકરણ થાય છે જુદીજુદી ઇંદ્રિયોના અનુભવો જ્યા એકઠા થતા હોય એવું એક કેદ્ર તે આત્મા છે અને એ આત્મા સ્વાભાવિક રીતેજ

મુક્ત છે. એ આત્માનો મુક્તસ્વભાવજ તમને પળે પળે કહ્યા કરે છે કે, તમે મુક્ત છો; પણ તમે ભ્રમમાં પડી જઇને એ મુક્ત સ્વભાવને દરેક પળે બુદ્ધિ અને મનની સાથે ભેળસેળ કરી દો છો. તમે આત્માનું બુદ્ધિમાં આરોપણ કરી દો છો, તેથીજ તમને એમ સમજાય છે કે, તમે મુક્ત નથી. તમે એ મુક્તસ્વભાવનું શરીરમાં આરોપણ કરો છો, ત્યારે પણ તરતજ કુદરત તમને તમારી ભૂલ બતાવી દે છે અને કહે છે કે, મુક્તિ એ દેહનો ધર્મ નથી. આ પ્રમાણે ભ્રમને લીધેજ આપણને મુક્તિ અને બંધનના જુદાજુદા ભાવો અનુભવાય છે. યોગી મુક્તિ અને બંધન બેઉનો વિચાર કરે છે કોણ મુક્ત છે અને કોણ બંધાયેલું છે તેનો તે વિવેક કરી લે છે; એટલે તેજ ક્ષણે તેનો અજ્ઞાનનો અંધકાર ટળી જાય છે. યોગી જોઈ શકે છે કે, બુદ્ધિ, દેહ વગેરે નહિ પણ એકલો પુરુષજ મુક્ત છે. તે જ્ઞાનસ્વરૂપ છે. તે બુદ્ધિની મારફતે સાન્ત (અંતવાળા) જ્ઞાનરૂપે પ્રકાશિત થાય છે અને તેજ કારણથી તે બદ્ધ થયેલો પ્રતીત થાય છે.

तदर्थ एव दृश्यस्यात्मा ॥ २१ ॥

**સૂત્રાર્થઃ**—ચિન્મય પુરુષના પ્રયોજન (ભોગ અને મુક્તિને માટેજ) દશ્ય-પ્રકૃતિનું સ્વરૂપ છે.

**વિવેચનઃ**—પ્રકૃતિમાં પોતામાં કશું ચૈતન્ય નથી જ્યાંસુધી પુરુષ તેની સાથે ભળેલો હોય છે, ત્યાંસુધીજ તે ચૈતન્યયુક્ત દેખાય છે. જેમ ચંદ્રનો પ્રકાશ તેનો પોતાનો નથી, પણ સૂર્યનોજ પ્રકાશ તેની મારફતે પ્રતિબિંબિત થાય છે; તેવી રીતે પ્રકૃતિનું ચૈતન્ય પણ આત્મામાંથીજ આવેલું છે યોગીઓના અભિપ્રાય પ્રમાણે આખું જગત પ્રકૃતિનીજ રચના છે; પરંતુ પુરુષને મુક્ત કરવા સિવાય પ્રકૃતિનો બીજો કશો હેતુ રહેલો નથી.

कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् ॥ २२ ॥

સૂત્રાર્થઃ—કૃતાર્થ (મુક્ત) પુરુષને માટે તે નષ્ટ થયા છતાં અન્ય સર્વ પુરુષોને માટે તેનો નાશ થતો નથી; કારણકે તેમને માટે તો તે સાધારણ છે.

વિવેચનઃ—પુરુષને એવું દર્શાવી આપવું કે, તે પ્રકૃતિથી અલગ અને સ્વતંત્ર છે; એ એકજ પ્રકૃતિનું લક્ષ્ય છે અને જ્યારે પુરુષ એ ભેદ સંપૂર્ણ રીતે સમજી જાય છે, ત્યારે પછી તેના ઉપર પ્રકૃતિનું આકર્ષણ રહેતું નથી, પ્રકૃતિ તેને લલચાવી શકતી નથી; પરંતુ એવા મુક્ત પુરુષને માટેજ એ પ્રમાણે પ્રકૃતિ ઊડી જાય છે અને બીજા જે કરોડો પુરુષ આ જ્ઞાન વગરના હોય, તેમને માટે તો પ્રકૃતિ પોતાનું કાર્ય કર્યાજ કરવાની.

स्वस्वामिशक्त्योः स्वरूपोपलब्धिहेतुः संयोगः ॥ २३ ॥

સૂત્રાર્થઃ—દશ્ય (પ્રકૃતિ) અને તેનો સ્વામી (પુરુષ) એ બેઉની શક્તિઓની ઉપલબ્ધિનો હેતુ સંયોગ છે.

વિવેચનઃ—આ સૂત્રમાં કહ્યા પ્રમાણે જ્યારે આત્મા પ્રકૃતિની સાથે સંયુક્ત થાય છે, ત્યારે એ સંયોગના પરિણામે દ્રષ્ટૃત્વ અને દશ્યત્વ એ બેઉ શક્તિઓ પ્રકટ થાય છે એમ થાય છે ત્યારેજ જગતનો પ્રપંચ નાના પ્રકારનાં રૂપોમાં વ્યક્ત થાય છે. આ સંયોગનો હેતુ અજ્ઞાનજ છે. આપણે દરરોજ જોઈએ છીએ કે, આપણો અને શરીરનો સંયોગ એજ આપણા સુખદુઃખનું મૂળ કારણ છે. આપણે આ શરીર નથી, પણ શરીરથી તદ્દન જુદાજ છીએ, એવું જો આપણને નિશ્ચયપૂર્વક જ્ઞાન થઇ જાય તો પછી ઠંડી, ગરમી તથા એવો બીજો શરીરને લગતો કોઇ પણ ખ્યાલ આપણા મનમાં આવી શકેજ નહિ આ શરીર માત્ર પરમાણુઓનો સમૂહજ છે. મારો દેહ જુદો, તમારો દેહ જુદો અને સૂર્યનો દેહ જુદો એ સર્વ કહેવામાત્રજ છે. આ આખું જગત પદાર્થના એક મહાન સમુદ્રતુલ્ય છે. હું, તમે અને સૂર્ય સર્વ

તેમાના બિંદુઓ છીએ આપણે વિશેષમા એમ પણ જાણ્ીએ છીએ કે, આ પદાર્થોના હમેશા નાના પ્રકારના રૂપાતર થયાજ છે આજ જે પદાર્થથી સૂર્યનુ અગ બનેલુ છે, તેજ કાલે આપ શરીરમા દાખલ થઈને આપણા શરીરનુ ઉપાદાન બની જશે

तस्य हेतुरविद्या ॥ २४ ॥

સૂત્રાર્થ.—આ સયોગનુ કારણ અવિદ્યા અથવા અજ્ઞાન છે

વિવેચનઃ—અજ્ઞાનને વશ થઈનેજ આપણે પોતાના આત્મ ને શરીરની સાથે જોડાઈ ગયેલો માની લીધો છે અને એવી રી આપણેજ આપણે માટે દુખના દ્વાર ખુલ્લા કરી દીધા છે આ શરીર છુ, એવી માન્યતા એ તો ચોખ્ખી ભ્રાતિજ છે આ ભ્રાતિને લીધેજ આપણે સુખી છીએ અથવા દુખી છીએ એવ માન્યતામા-ભ્રમમા પડતા આવ્યા છીએ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા આવા કુસસ્કારને લીધેજ આપણે શીત, ઉષ્ણ સુખ દુખ, એવી અનેક પ્રકારની લાગણીઓનો ઉપભોગ કરીએ છીએ આ સસ્કારને દબાવી દેવાની યોગ્યતા મેળવવી એ આપણું કર્ત વ્ય છે આ કાર્ય કેવી રીતે સિદ્ધ કરવુ તેનો ઉપાય યોગવિદ્યા બતાવે છે અમુક પ્રકારની માનસિક સ્થિતિમા માણસનુ શરીર દાઝી ઊઠે પણ તેને કશી વેદના થતી નથી, એવુ ચોક્કસ પૂરવાર થઈ ચૂકયુ છે, પરતુ મનની એવી ઊચા પ્રકારની સ્થિતિ કોઈ કોઈ વાર વાવાઝોડાની માફક ચાલી આવે છે અને બીજીજ પળે ચાલી જાય છે, માટે જો યોગવિદ્યાની મદદથી, શાસ્ત્રીય પદ્ધતિએ એ અવસ્થા આપણે સદાને માટે પ્રાપ્ત કરીએ, તો પછી શરીર અને આત્માને આપણે સદાને માટે અલગ કરી શકીએ

तदभावात् सयोगाभावो हानं तद्दृशे: कैवल्यम् ॥ २५ ॥

સૂત્રાર્થઃ—તે અવિદ્યાનો-અજ્ઞાનનો અભાવ થવાથી પુરુષ

અને પ્રકૃતિનો સંયોગ નષ્ટ થઇ જાય છે. એને "હાન" અર્થાત્ અજ્ઞાનનો પરિત્યાગ કહે છે, અને એજ દ્રષ્ટાનું એટલે પુરુષનું કૈવલ્ય જાણવું.

**વિવેચનઃ**—યોગશાસ્ત્રના અભિપ્રાય પ્રમાણે અવિદ્યાને લીધેજ પુરુષ પ્રકૃતિની સાથે તાદાત્મ્ય પામ્યો છે. આમ હોવાથી એ પ્રકૃતિની આપણા ઉપર જે સત્તા જામેલી છે, તેમાથી મુક્ત થવું એજ આપણું મુખ્ય લક્ષ્ય હોવું જોઇએ. તમામ ધર્મોનું એજ એક સામાન્ય લક્ષ્ય છે દરેક આત્મા પોતે અવ્યક્ત બ્રહ્મ છે. બાહ્ય અને આંતરપ્રકૃતિને વશ કરીને પોતાના એ બ્રહ્મભાવને પ્રગટાવવો-અનુભવવો એજ મનુષ્યજીવનનું અંતિમ લક્ષ્ય છે કર્મ, ઉપાસના, મનોનિગ્રહ અથવા જ્ઞાન એમાંથી કોઈ પણ એક, એક કરતાં વધારે અથવા બધાયે ઉપાયો વડે પોતાના બ્રહ્મભાવને પ્રગટાવવો અને મુક્ત થવું, એજ ધર્મનો મુખ્ય અને આંતરિક ઉદ્દેશ છે. સંપ્રદાયો, કર્મકાંડો, શાસ્ત્રો, મંદિરો, મૂર્તિઓ અને એવાં સઘળાં બાહ્યસાધનો તથા આચારો, એ બધાં ધર્મનાં ગૌણ અંગોજ છે. યોગી તો આત્મસંયમદ્વારાજ આ પરમ લક્ષ્યની પ્રાપ્તિ કરવાનો પ્રયત્ન આદરે છે. જ્યાંસુધી આપણે આપણી જાતને પ્રકૃતિની સત્તામાંથી મુક્ત ન કરીએ, ત્યાંસુધી આપણે અવિદ્યાના ગુલામજ છીએ અને પ્રકૃતિ જેમ ચલાવે તેમ આપણે ચાલવુંજ પડે છે. યોગીઓ કહે છે કે, જે પોતાના મનને વશ કરી લે છે, તે બાહ્યપદાર્થો ઉપર પણ પોતાની સત્તા બેસાડી દે છે. બાહ્યપ્રકૃતિ કરતાં અંતઃપ્રકૃતિ ઊંચા પ્રકારની હોવાથી અંતઃપ્રકૃતિ ઉપર જય મેળવવો એ બાહ્યપ્રકૃતિને જીતવા કરતાં વધારે કઠિન છે. આથી કરીને જે વ્યક્તિ અંતઃપ્રકૃતિને વશ કરી શકે છે, તેને આખું જગત આપોઆપ વશ થઈ જાય છે. જગત તેનું દાસ બની ઊભું રહે પ્રકૃતિને આ રીતે વશ કરવાનો ઉપાય રાજયોગ

બતાવી રહ્યો છે. આપણે બાહ્યજગતમાં કાર્ય કરતી જે જે સત્તાઓ અને શક્તિઓને જોઇએ છીએ, તેના કરતાં પણ વધારે બળવાન શક્તિઓને તાબે કરવાનું યોગવિદ્યા બતાવે છે. શરીર તો મનનું બાહ્ય આવરણજ છે. વાસ્તવમાં શરીર અને મન જુદીજુદી વસ્તુઓ નથી. શરીર અને મનનો સંબંધ કાલુ માછલી અને તેની છીપના સંબંધ જેવો છે. એ બંને એકજ વસ્તુની ભિન્નભિન્ન અવસ્થાઓ છે. કાલુ માછલીની અંદર રહેલું તત્ત્વ બહારથી નાના પ્રકારની સામગ્રી ગ્રહણ કરીને, તેના વડે પોતાની ઉપરની છીપની રચના કરે છે, તેજ પ્રકારે મન નામની એક આંતરિક સૂક્ષ્મશક્તિ બહારથી સ્થૂળ પદાર્થોનું શોષણ કરીને તેના વડે શરીરરૂપી બાહ્ય આવરણ તૈયાર કરે છે. આમ હોવાથી જો આપણે અંતઃસૃષ્ટિને આપણા કાબૂમાં લાવી દઇએ, તો પછી બાહ્યસૃષ્ટિને કાબૂમાં લાવવી એ રમત વાત છે. વળી એ બે શક્તિઓ એકબીજાથી જુદી હોય એવું પણ નથી. અમુક શક્તિઓ ભૌતિક છે અને અમુક શક્તિઓ માનસિક છે એમ પણ નથી. આ દૃશ્યમાન બાહ્યજગત એ સૂક્ષ્મજગતના સ્થૂળ વિકાસરૂપજ છે, તેમ ભૌતિક શક્તિઓ પણ સૂક્ષ્મ શક્તિઓનું ઘનીકરણ-સ્થૂલરૂપજ છે. વાસ્તવિક રીતે એ બેની વચ્ચે કશો પ્રભેદ નથી.

विवेकख्यातिरविप्लवा हानोपायः ॥ २६ ॥

**સૂત્રાર્થઃ**—મિથ્યાજ્ઞાન તથા વિપરીતજ્ઞાનરહિત જે વિવેકજ્ઞાન, તેનો અભ્યાસ કરવો એજ અજ્ઞાન ટાળવાનો ઉપાય છે.

**વિવેચનઃ**—સત્ શું અને અસત્ શું, તેનો વિવેક પ્રાપ્ત કરવો એ તમામ પ્રકારનાં સાધનોનું વાસ્તવિક લક્ષ્ય છે. પુરુષ પ્રકૃતિથી સ્વતંત્ર છે એ જાણવું જોઇએ વળી એ પણ ખાસ જાણી લેવું જોઇએ કે, પુરુષ જડ પદાર્થ નથી, તે મન પણ નથી, તેમ તે પ્રકૃતિ પણ નથી. તે લેશમાત્ર પણ પરિવર્તનશીલ નથી. પરિ-

વર્તન તો હમેશાં એકલી પ્રકૃતિમાંજ થયા કરે છે. સંયોગીકરણ અને પૃથક્કરણની ક્રિયા નિરંતર પ્રકૃતિમાંજ ચાલ્યા કરે છે. નિરંતર અભ્યાસ અને મનન કરવાથી જ્યારે આપણામાં વિવેક જાગૃત થાય છે, એટલે અજ્ઞાન તરતજ દૂર થઇ જાય છે અને તેમ થયું, એટલે પુરુષ પોતાના ખરા સ્વરૂપમાં એટલે સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને સર્વવ્યાપી સ્વરૂપમા પ્રકાશવા માંડે છે.

## तस्य सप्तधा प्रान्तभूमिः प्रज्ञा ॥ २७ ॥

**સૂત્રાર્થ:**—તેની એટલે જ્ઞાનીની બુદ્ધિની સાત ઉચ્ચતમ શ્રેણિ (ભૂમિકા અથવા અવસ્થા) હોય છે.

**વિવેચન:**—એ જ્ઞાનની સાત અવસ્થાઓ છે અને તે અભ્યાસીને એક પછી એક પ્રાપ્ત થતી ચાલે છે. જ્યારથી જ્ઞાન મેળવવાની મનમાં તૃષા જાગે છે, ત્યારથી આપણે જ્ઞાનની શોધ કરતા ફરીએ છીએ. મનમાં એમ થયું કે, અમુક ઠેકાણે જવાથી જ્ઞાન મળશે તો તરતજ આપણે ત્યાં દોડી જઇએ છીએ અને એમ કરતાં જો જ્ઞાનની પ્રાપ્તિ ન થઈ, તો મનમાં ભારે અસંતોષ જાગે છે અને બીજે ઠેકાણે જ્ઞાનની શોધમાં દોડ્યા જઈએ છીએ. સમગ્ર જ્ઞાન આપણા પોતામાંજ રહેલું છે એવો અનુભવ જ્યાંસુધી ન થાય, એ જ્ઞાન પ્રાપ્ત કરવામાં આપણી જાત અને આપણો પ્રયત્નજ મુખ્ય સાધન છે, એવી જ્યાંસુધી આપણને દૃઢ પ્રતીતિ ન થાય ત્યાંસુધી એ જ્ઞાનની શોધ કરવાના બધા પ્રયત્ન મિથ્યા છે વિવેકજ્ઞાનનો અભ્યાસ કરવાથીજ આપણે તેને પ્રાપ્ત કરી શકીએ છીએ. એ જ્ઞાન પ્રાપ્ત થયાનું પહેલું ચિહ્ન એ છે કે, આપણો અસંતોષ જતો રહે છે અને એવી ધારણા થવા લાગે છે કે, આપણે જે સત્ય જ્ઞાન મેળવવા માગીએ છીએ, તેજ જ્ઞાન સત્ય છે અને એ સિવાય બીજું કાંઈ સત્ય હોઈ શકેજ નહિ. એ પછીની સ્થિતિમાં આપણને સત્યનો સૂર્ય ઊગવા લાગ્યો હોય અને અજ્ઞાનરૂપી રાત્રિ

પૂરી થઈ હોય એવો અનુભવ થવા માંડે છે, અને શારીરિક, માનસિક કે આધ્યાત્મિક એમાંનો કોઈ પણ વિષય આપણને ક્લેશ આપી શકતો નથી. એ પછીની અવસ્થામાં મનમાં એવી ભાવના થવા લાગે છે કે, આપણને વિવેકની પ્રાપ્તિ થઈ ચૂકી છે; હવે આપણે માટે કશું કર્તવ્ય બાકી રહ્યું નથી. ત્યારપછી ચિત્ત મુક્તાવસ્થા અનુભવવા લાગે છે. આપણને મનમાં એવો નિશ્ચય થતો જાય છે કે, આપણા માર્ગમાંનાં તમામ વિઘ્નોનો નાશ થઈ ગયો છે. જેમ કોઇ પર્વતના શિખર ઉપરથી એકાદ પથ્થર નીચેની ખીણમાં ગબડી જાય અને ત્યાંથી તેને પર્વત ઉપર જવાનો સંભવજ ન રહે; એવી રીતે મનની ચંચળતા અને મનનો સંયમ કરવાનું અસામર્થ્ય જતું રહે છે અને ફરીથી કદી પણ નજરે આવતું નથી. ત્યારપછી આગળ વધતાં એવી અવસ્થા થાય છે કે, વિચાર આવવાની સાથેજ ચિત્ત પોતાના મૂળ કારણમાં લય પામી જાય છે અને આપણે આપણા મૂળસ્વરૂપમાં સ્થિર થઈએ છીએ. હવે આપણને સમજાય છે કે, અત્યાર સુધી પણ આપણા સિવાય જગતમાં બીજું કાંઇ હતુંજ નહિ. મન અને શરીરની સાથે આપણો કોઇ પણ પ્રકારનો સંબંધ પ્રથમથીજ હતો નહિ. એઓ આપણી સાથે કદી જોડાયેલાં પણ હતાંજ નહિ. એઓ પોતપોતાનું કામ કર્યે જતાં હતાં અને આપણે અજ્ઞાનને વશ થઇને તેમની સાથે જોડાઇ જતા હતા, તેમાં અહંમમભાવ રાખતા હતા. આપણે તો પહેલેથીજ સચ્ચિદાનંદસ્વરૂપ હતા. આપણો પોતાનો આત્મા એટલો બધો પવિત્ર અને પૂર્ણ હતો કે આપણને બીજા કશાની આવશ્યકતા હતીજ નહિ. આપણને સુખી કરવાને કશા સાધનની કે કોઇની મદદની જરૂર ન હતી; કારણકે આપણે પોતેજ સુખસ્વરૂપ અને જ્ઞાનસ્વરૂપ છીએ અને જગતના સર્વ પદાર્થ આપણા જ્ઞાનના પ્રકાશ વડેજ પ્રકાશિત

થાય છે. આ સ્થિતિએ પહોંચ્યા પછી યોગી એવો સ્થિર અને શાંત બની જાય છે કે, તેને કોઈ પણ દુઃખનો સ્પર્શ થઇ શકતો નથી. તે કદી પણ અજ્ઞાનના મોહમાં ફસાતો નથી. દુઃખ તેને વિચલિત કરી શકતું નથી. તે સારી રીતે જાણી લે છે કે, હું નિત્યાનંદ સ્વરૂપ છું, નિત્યપૂર્ણ સ્વરૂપ છું અને સર્વશક્તિમાન છું.

योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥

સૂત્રાર્થઃ—યોગનાં અંગોનું અનુષ્ઠાન કરતાં કરતાં જ્યારે અપવિત્રતાનો નાશ થઇ જાય છે, ત્યારેજ વિવેકખ્યાતિ સુધીના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

વિવેચનઃ—હવે ખરેખરા સાધનનો વિષય આપણે હાથમાં લઇએ છીએ. અત્યારે જે તમને કહેવામાં આવે છે, તે વિષય બીજા બધાને મુકાબલે ઘણોજ ઊંચા પ્રકારનો છે. એ અત્યંત ગહન વિષય છે; પણ એજ આપણો આદર્શ છે. આપણું સર્વનું એક માત્ર લક્ષ્ય તેજ હોવું જોઇએ. એ પ્રાપ્તવ્યને સિદ્ધ કરવા માટે શરીર અને મન બેઉ પૂરેપૂરાં કાબૂમાં આવી જવાં જોઇએ, ત્યારેજ એ લક્ષ્યનો નિરંતર અપરોક્ષ અનુભવ થઈ શકે. આપણો આદર્શ અને આપણું લક્ષ્ય શું છે, તે આપણે સારી રીતે સમજી ગયા છીએ. હવે તો તેને પ્રાપ્ત કરવાના સાધનનીજ આવશ્યકતા છે.

यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि ॥ २९ ॥

સૂત્રાર્થઃ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગ છે.

अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः ॥ ३० ॥

સૂત્રાર્થઃ—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિ-

ગ્રહ એ પાંચ યમ છે.

**વિવેચનઃ**—જેને પૂર્ણ યોગાભ્યાસ કરવો હોય તેણે પોતે પુરુષ અથવા સ્ત્રી છે, એવું સ્થૂલાભિમાન મનમાંથી કાઢી નાખવું જોઇએ. આત્માને કોઈ પણ પ્રકારનું ચિહ્ન છેજ નહિ; તો પછી એનું ખોટું અભિમાન ધારણ કરીને શા માટે તેણે પોતાની જાતને અપવિત્ર કરવી જોઈએ ? આવી ભાવનાઓનો શા માટે એકસામટો પરિત્યાગ કરવો જોઇએ તેનું કારણ તમને આગળ સમજાઇ જશે. ચોરી કરવી એ જેવું પાપ છે, તેવુંજ બીજાઓ પાસેથી દાન ગ્રહણ કરવું એ પણ પાપ છે. જેઓ બીજા પાસેથી દાન ગ્રહણ કરે છે તેમના મન ઉપર દાન આપનારના મનની અસર થાય છે ને તેથી કરીને દાન લેનારનું અધઃપતન થાય છે. વળી બીજાની પાસેથી દાન લેવાથી સ્વતંત્રતા પણ ગુમાવવી પડે છે. દાન લેનાર એક અર્થમાં દાતાના ગુલામ જેવો થઇ જાય છે, માટે દાન લેવું યોગ્ય નથી.

एते जातिदेशकालसमयानवच्छिन्नाः सार्वभौमामहाव्रतम् ॥३१

**સૂત્રાર્થઃ**—આ યમોનો જાતિ, દેશ, કાલ અને સમયના કારણથી ભંગ ન થવા દેતાં સર્વ અવસ્થામાં પાલન કરવા યોગ્ય હોવાથી તે મહાવ્રત કહેવાય છે.

**વિવેચનઃ**—આ બધાં સાધન જેવાં કે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ દરેક સ્ત્રી, પુરુષ અને બાળકને માટે જાતિ, દેશ અને અવસ્થાનો વિચાર કર્યા વગર સર્વદા પાલન કરવા યોગ્ય છે અને તેથીજ તે "મહાવ્રત" એવા નામથી ઓળખાય છે.

शौचसंतोषतपः स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ ३२ ॥

**સૂત્રાર્થઃ**—બાહ્ય અને અંતઃશૌચ (શારીરિક અને માનસિક

પવિત્રતા ), સંતોષ, તપશ્ચર્યા, સ્વાધ્યાય ( મંત્રજપ અથવા અધ્યાત્મશાસ્ત્રનું મનન ) અને ઇશ્વિરોપાસના, એ પાંચ નિયમ છે.

**વિવેચનઃ**—બાહ્યશૌચ એટલે શરીરની શુદ્ધિ. જેનું શરીર અપવિત્ર છે તે માણસ કદી યોગી થઇ શકે નહિ, પણ બાહ્યશુદ્ધિની સાથે આંતરશુદ્ધિની પણ તેટલીજ જરૂર છે. પૂર્વે જે જે લક્ષણોનું વિવેચન કરવામાં આવ્યું છે તેમના પાલનથીજ આંતરશુદ્ધિ થઇ શકે છે એ તો ખરૂં જ કે, બાહ્યશુદ્ધિ કરતાં અંતરની શુદ્ધિ વધારે ઉપકારક છે, પણ બેઉ જરૂરનાં છે અને અંતરની શુદ્ધિ વિના એકલી બાહ્યશુદ્ધિનું કશું ફળ મળતું નથી.

वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ ३३ ॥

**સૂત્રાર્થઃ**—યોગમાં વિઘ્ન કરે એવા વિતર્ક મનમાં આવે તો તેનાથી વિરુદ્ધ પ્રકારની ભાવના વડે તેનો નાશ કરવો.

**વિવેચનઃ**—ઉપર જે યમનિયમ બતાવવામાં આવ્યા છે તેનું સાધન કરવાનો ઉપાય એ છે કે, જ્યારે જ્યારે એમાં વિઘ્ન કરનારા વિચારો આવે, ત્યારે ત્યારે તેથી ઊલટા પ્રકારના વિચાર કરવા. દાખલા તરીકે મનમાં ચોરી કરવાનો વિચાર આવે તો અસ્તેય-અચૌર્યના વિચારથી તેનો નાશ કરવો. દાન લેવાની ઇચ્છા થાય તો અપરિગ્રહના નિશ્ચયથી તેનો બાધ કરવો.

वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्विका मृदुमध्याधिमात्रा दुःखाज्ञानानंतफला इति प्रतिपक्षभावनम् ॥ ३४ ॥

**સૂત્રાર્થઃ**—ગયા સૂત્રમાં જે વિરુદ્ધ પ્રકારની ભાવના કરવાનો ઉપદેશ અપાયો છે તેનું વિધાન નીચે પ્રમાણે છેઃ—

વિતર્ક એટલે યોગમાં વિઘ્ન નાખનારી હિંસા વગેરેની ભાવનાઓ કે જે લોભ, ક્રોધ અથવા મોહને લીધે કરી હોય, બીજા પાસે

કરાવી હોય અથવા બીજા કરતા હોય તેમાં અનુમોદન આપ્યું હોય તે. અલ્પ, મધ્યમ અથવા અધિક પ્રમાણમાં હોય, તોપણ તે યોગમાર્ગમાં અંતરાય કરનાર હોઈને, તે અંત વગરના અજ્ઞાન તથા કલેશરૂપી ફળોનેજ ઉત્પન્ન કરે છે; એમ વિચારવું-એવી ભાવના કરવી એજ વિરુદ્ધ ભાવનાને ઉત્પન્ન કરવાનો સરળ ઉપાય છે.

**વિવેચનઃ**—આપણે પોતે જૂઠું બોલીએ તે પણ પાપ છે; બીજા પાસે જૂઠું બોલાવીએ તે પણ પાપ છે અને જૂઠું બોલનારને અનુમોદન આપીએ તે પણ પાપ છે જૂઠાણું વધારે હોય, મધ્યમ હોય કે અલ્પ હોય; તોપણ તે ખરાબ તો છેજ. પર્વતની એકાંત ગુફામાં બેસીને તમે કોઈ પાપી વિચારને તમારા અંતઃકરણમાં સ્થાન આપો અથવા કોઈના વિષે મનથી માત્ર તિરસ્કારભર્યો વિચાર કરો; તોપણ તે સંચિત થવાના અને વખત આવતાં તેની પ્રતિક્રિયા તમારાજ અંતઃકરણ ઉપર થવાની. હમણાં નહિ તો ગમે ત્યારે પણ તે કોઈ પણ પ્રકારના દુઃખના સ્વરૂપમાં તમારા ઉપર પૂરેપૂરા બળથી આઘાત કરવાનાજ. તમે તમારા હૃદયમાં ઈર્ષ્યા અને તિરસ્કારનાજ વિચારોને પોષણ આપ્યા કરશો અને તમારી આસપાસ એવી મલિન ભાવનાઓનેજ પ્રેર્યા કરશો, તો એક દિવસ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે તે તમારી ઉપર પ્રત્યાઘાત કર્યા વિના રહેશે નહિ. જગતની કોઈ પણ શક્તિથી એનું નિવારણ થઈ શકશે નહિ એક વાર તમે તમારી વિચારશક્તિને બહાર પ્રેરી દીધી એટલે તેનો પ્રત્યાઘાત સહન કર્યેજ તમારો છૂટકો છે. જો આ વાત તમે હમેશાં સ્મરણમાં રાખશો, તો તમે અશુભ પ્રવૃત્તિ કરતાં અટકશો.

अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ ३५ ॥

**સૂત્રાર્થઃ**—અંતઃકરણમાં અહિંસાવૃત્તિ દૃઢ થતાં તેના

આગળ વેરવૃત્તિનો ત્યાગ થાય છે.

**વિવેચનઃ**—અહિંસાવૃત્તિને પૂરેપૂરી દૃઢ કરવાથી હિંસક સ્વભાવવાળાં પ્રાણીઓ પણ તેની આગળ શાંતભાવ ધારણ કરે છે. આજ કારણથી યોગીની આગળ વાઘ અને ઘેટાનું બચ્ચું ભેગાં ગેલ કરવા લાગે છે અને એકબીજાની હિંસા કરતાં નથી. તમે પોતે આવી શક્તિ પ્રાપ્ત કરો ત્યારે તમારામાં અહિંસાવૃત્તિ પરિપક્વ થઇ છે એમ સમજવું.

सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम् ॥ ३६ ॥

**સૂત્રાર્થઃ**—સત્યની દૃઢતા થવાથી યોગીને પોતાને માટે અથવા બીજાને માટે ક્રિયા વિનાજ ફળ પ્રાપ્ત કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**—જ્યારે સત્યની શક્તિ તમારા અંતઃકરણમાં સારી રીતે દૃઢ થઇ જાય, જ્યારે સ્વપ્ને પણ તમારા મુખમાંથી અસત્ય વચન ન નીકળે, જ્યારે મન, વાણી અને કર્મથી તમે લેશમાત્ર પણ મિથ્યા ભાષણ ન કરો, ત્યરે તમારા મુખમાંથી જે કાંઇ વચન નીકળશે તે સિદ્ધ થયા વિના નહિ રહે. તમે કોઇને કહેશો કે, "તમારૂં કલ્યાણ થાઓ," તો તેજ પળે તેનું કલ્યાણ થઇ જશે. કોઇ માંદા માણસને તમે કહેશો કે, "તું સાજો થઇ જા," તો તેજ પળે તે રોગમુક્ત થઇ જશે.

अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ ३७ ॥

**સૂત્રાર્થઃ**—અસ્તેયવૃત્તિ દૃઢ થવાથી યોગીની આગળ સર્વ પ્રકારનાં રત્નો આવી પડે છે.

**વિવેચનઃ**—તમે પ્રકૃતિને જેમ જેમ છોડતા જશો, તેમ તેમ તે તમારી પાછળ દોડતી આવશે અને તમે તેના તરફ લેશમાત્ર પણ લક્ષ્ય નહિ આપો તો તે તમારી દાસી બનીને ઊભી રહેશે.

ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥ ३८ ॥

**સૂત્રાર્થ:**—બ્રહ્મચર્યની દૃઢતા થવાથી વીર્યની પ્રાપ્તિ થાય છે.

**વિવેચનઃ**—બ્રહ્મચર્યવાન વ્યક્તિના મગજમાં ઘણીજ બળવાન શક્તિનો સંચય થાય છે અને તેની ઇચ્છાશક્તિ પણ અસાધારણ રીતે બળવાન બની જાય છે. બ્રહ્મચર્ય વગર માનસિક અને આધ્યાત્મિક બળ સંભવતુંજ નથી. જે જે પુરુષો અસાધારણ બુદ્ધિશક્તિસંપન્ન થઇ ગયા છે તે બધાએ બ્રહ્મચર્યનું પાલન કર્યું જ હોવું જોઇએ. બ્રહ્મચર્યનું પાલન કરનાર બીજા માણસો ઉપર આશ્ચર્યકારક પ્રભાવ પાડી શકે છે. માનવસમાજના નેતાઓ બધાએ બ્રહ્મચારીઓજ હતા. તેમની શક્તિનું મૂળ એમાંજ રહેલું હતું, માટે યોગીએ તો બ્રહ્મચર્યનું પાલન કરવુંજ જોઇએ.

अपरिग्रहप्रतिष्ठायां जन्मकथन्तासंबोधः ॥३९॥

**સૂત્રાર્થ:**—અપરિગ્રહની દૃઢતા થવાથી યોગીને પૂર્વજન્મનું જ્ઞાન થાય છે.

**વિવેચનઃ**—જ્યારે યોગી બીજાની પાસેથી કાંઈ પણ લેવુંજ નહિ એવા સંકલ્પનું પાલન કરે છે, ત્યારે તેનું મન બીજાઓની અસરમાંથી મુક્ત થઇ સ્વતંત્ર તથા શુદ્ધ બને છે, કારણકે દાન ગ્રહણ કરવાની સાથે દાન આપનારનાં પાપ તેમજ અવગુણની અસરોનો પણ આપોઆપજ સ્વીકાર થઈ જાય છે અને મન ઉપર તેનાં એક પછી એક એવાં અનેક આવરણ જામતાં ચાલી મન તેની અંદર રૂંધાઇ જાય છે. પરિગ્રહનો ત્યાગ કરવાથી એ પ્રમાણે થતું અટકે છે અને મન નિર્મળ થઇ જાય છે. આથી જે જે લાભ થાય છે તેમાં પૂર્વજન્મનું સ્મરણ એ મુખ્ય છે. તેમ થવાથી યોગી પોતાના લક્ષ્યમાં દૃઢ થાય છે; કારણકે પોતે આ દુનિયામાં અનેક વાર આવ્યો અને અનેક વાર ગયો તે

વાત તે સારી રીતે સમજી શકે છે અને તેથી તે દઢ સંકલ્પ કરે છે કે, હવે એ ભવચક્રના ભ્રમણમાં ફરી મારે આવવું નથી અને પ્રકૃતિના દાસ બનવું નથી.

शौचप्रतिष्ठायां स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः ॥ ४० ॥

સૂત્રાર્થ:—જ્યારે બાહ્ય અને અભ્યંતર બેઉ પ્રકારના શૌચ દઢ થઈ જાય છે, ત્યારે યોગીને પોતાના શરીર ઉપર એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થાય છે અને બીજાઓના સંસર્ગની ઇચ્છાય થતી નથી.

વિવેચન:—જ્યારે બહારની તેમજ અંતરની પવિત્રતા બરાબર રીતે સિદ્ધ થઇ જાય છે ત્યારે શરીર ઉપર અભાવ પેદા થવા લાગે છે. શરીરને કેવી રીતે સુંદર બનાવવું, સારૂં રાખવું, એ બધા વિચારો ચાલ્યા જાય છે. જેનો ચહેરો લોકો ઘણો સુંદર કહેતા હોય તેનામાં જો કાંઇ જ્ઞાન ન હોય તો તેનો સુંદર ચહેરો યોગીને મન પશુતુલ્ય ભાસે છે અને લોકો જેને સુંદર ન ગણુતા હોય, તેની અંદર જો સત્યજ્ઞાનનો પ્રકાશ જોવામાં આવતો હોય તો યોગી તે માણસના ચહેરામાં સ્વર્ગીય સુંદરતા જુએ છે. શરીર ઉપરનો મોહ એ મનુષ્યજીવનના ઉપર મોટામાં મોટી આફત છે. પવિત્રતા બરાબર રીતે દઢ થઇ જાય છે ત્યારે તેની પહેલી નિશાની એ જોવામાં આવે છે કે, આપણે શરીર છીએ એ ભાવના ટળી જાય છે.

सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयात्मदर्शनयोग्यत्वानिच ॥४१

સૂત્રાર્થ:—વળી આ પવિત્રતા વડે સત્ત્વશુદ્ધિ સૌમનસ્ય એટલે મનની પ્રસન્નતા, એકાગ્રતા, ઇંદ્રિયજય અને આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

વિવેચન:—આ પવિત્રતાનું પાલન કરતાં કરતાં સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, અને તેમ થતાં ચિત્ત પણ એકાગ્ર અને આનંદી

બની રહે છે. તમે ધર્મ તરફ પ્રગતિ કરો છો તેનું પહેલું લક્ષણ એ છે કે, તમારામાં આનંદની વૃત્તિ સારી પેઠે દૃઢ થવી જોઇએ. કોઈ માણસ ગમગીન અને મૃજી જેવો રહેતો હોય, તો તે અધર્મનું ચિહ્ન સમજવું, પણ ધર્મનું તો નહિજ. શાંતિ અને આનદ એજ સત્ત્વગુણનાં સ્વભાવસિદ્ધ લક્ષણો છે. સાત્વિક મનુષ્યને બધુ યે સુખરૂપજ લાગે છે. આથી કરીને તમારા અંતઃકરણમાંથી આનંદનાં ઝરણ ફૂટતાં હોય એવું તમને લાગે, ત્યારે તમારે સમજવું કે, તમે યોગાભ્યાસમાં ઠીક પ્રગતિ કરી શક્યા છો. જે જે કાંઇ કલેશ જેવું છે તે બધું એ તમોગુણમાંથીજ ઉત્પન્ન થાય છે, માટે એ કલેશનો જેથી નાશ થાય એવો ઉપાય લેવો જોઈએ. અત્યંત દિલગીરીમાં મોં ચડાવીને ભમવું એ તમોગુણનું લક્ષણ છે. સરળ સ્વભાવનો, દૃઢ અને નીરોગી શરીરવાળો સાહસિક યુવાનજ યોગી થવાને લાયક છે. યોગીને તો દરેક ચીજ સુખજનક દેખાય છે કોઈ પણ માણસને જોતાં યોગીને તો આનંદજ થાય છે. ધાર્મિક માણસનું આજ લક્ષણ છે. પાપ એજ કલેશનું કારણ છે, પાપ ન હોય તો કલેશ ઉત્પન્ન થઇ શકતોજ નથી. તોબરા જેવું મોઢું તમારે શા માટે કરવું જોઇએ? એ કેટલું ભયંકર છે? જો તમારૂં મોં કોઈ દિવસ એવું થાય તો એવે મોંએ બહાર નીકળતાજ નહિ. તમારા મનનો વ્યાધિ બીજાઓમાં ફેલાવવાનો તમને અધિકારજ શો છે? તમારૂં મન એકવાર કાબૂમાં આવી જશે, એટલે શરીર તો આપોઆપ વશ થઈ જશે અને તમે એ શરીરયંત્રના દાસત્વમાંથી મુક્ત બની જશો. એ દેહજ તમારો દાસ બની જશે. એ તમને પોતાની મરજીમાં આવે ત્યાં ઘસડી જઇ શકશે નહિ, પરંતુ ઊલટો એ તમને મુક્તિમાર્ગ તરફ જવામાં મદદ આપશે.

संतोषादनुत्तमः सुखलाभः ॥४२॥

સૂત્રાર્થઃ—સંતોષ વડે અત્યુત્તમ સુખનો લાભ થાય છે.

कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपसः ॥ ४३ ॥

સૂત્રાર્થઃ—તપ વડે અશુદ્ધિનો ક્ષય થવાથી શરીર તથા ઇંદ્રિયોની શક્તિ જાગૃત થાય છે.

વિવેચનઃ—તપશ્ચર્યાને પરિણામે દૂરદર્શન, દૂરશ્રવણ ઇત્યાદિ શક્તિઓનો વિકાસ થાય છે.

स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ॥ ४४ ॥

સૂત્રાર્થઃ—સ્વાધ્યાય વડે ઇષ્ટ દેવતાનો સાક્ષાત્કાર થાય છે.

વિવેચનઃ—જેનું દર્શન કરવાની ઇચ્છા હોય તે દેવતા જેટલો ઊંચી કોટિનો હોય તે પ્રમાણમાં સ્વાધ્યાયની સાધના પણ વધારે કરવી જોઇએ.

समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥ ४५ ॥

સૂત્રાર્થઃ—ઈશ્વરપ્રણિધાનથી (ઇશ્વરને સર્વસ્વ અર્પણ કરવાથી) સમાધિની સિદ્ધિ થાય છે.

વિવેચનઃ—સર્વ કર્મ અને તેનાં ફળ ઇશ્વરને અર્પણ કરવાથી–એકલા ઇશ્વર ઉપરજ બધું છોડી દેવાથી સંપૂર્ણ સમાધિ પ્રાપ્ત થાય છે.

स्थिरसुखमासनम् ॥ ४६ ॥

સૂત્રાર્થઃ—સ્થિર અને સુખકારક હોય–જે આસનથી લાંબા વખત સુધી સુખપૂર્વક બેસી શકાય–તેનું નામ આસન.

વિવેચનઃ—આ પ્રસંગે હવે આપણે આસન વિષે વિચાર કરીએ. જ્યાંસુધી તમે નિશ્ચયપણે લાંબા વખત સુધી બેસી શકો નહિ, ત્યાંસુધી પ્રાણાયામ તથા બીજી ક્રિયાઓ તમારાથી કદી પણ સિદ્ધ થાય નહિ. આસન સિદ્ધ થયું ત્યારેજ કહેવાય કે, તમારે

શરીર છે એની પણ તમને ખબર ન રહે. એવું સુખપૂર્વક બેસાય કે, શરીરનો વિચાર કરવાનું કારણજ ન રહે. સાધારણ રીતે, એક આસને થોડી વાર પણ બેસવાથી શરીરમાં અનેક પ્રકારના વિક્ષેપો થવા લાગે છે; પણ આસનની સિદ્ધિ થતાં તમે એવી સ્થિતિએ પહોંચશો કે, તમને દેહના અસ્તિત્વની પણ ખબર નહિ રહે તથા સુખ કે દુઃખની પણ લાગણી તમને થઇ શકશે નહિ. પાછળથી જ્યારે તમને તમારા શરીરનું ભાન આવશે, ત્યારે જાણે તમે ખૂબ આરામ લીધો હોય એમ તમને તમારૂં શરીર હલકું હલકું લાગશે. શરીરને ખરેખરો આરામ આપવો હોય તો આ રીતેજ આપી શકાય છે. આ રીતે શરીરને વશ કરીને તેને તમે આસનમાં સ્થિર રાખી શકશો, એટલે તમારો અભ્યાસ પણ દૃઢ થતો ચાલશે અને જ્યાંસુધી તમે ચલિત થયા કરશો, ત્યાંસુધી તમારા જ્ઞાનતંતુઓમા પણ ચંચળતા રહ્યા કરીને ચિત્તને પણ એકાગ્ર કરવામાં તમને સફળતા નહિ મળે.

**प्रयत्नशैथिल्यानन्तसमापत्तिभ्याम् ॥ ४७॥**

**સૂત્રાર્થ:**—શરીરમાં એક પ્રકારનો અભિમાનાત્મક ભાવ હોય છે, તેને શિથિલ કરી દેવાથી તથા અનંતનું ધ્યાન કરવાથી આસન સ્થિર અને સુખકર બની રહે છે.

**વિવેચન:**—અનંતનું ધ્યાન કરવાથી આસન સ્થિર થઇ શકે છે. અલબત, દ્વંદ્વાતીત અનંત પરબ્રહ્મનું ધ્યાન કરવું એ ઘણું કઠિન છે, પણ આરંભમાં અનંત આકાશનું ધ્યાન કરાય તોપણ ચાલે.

**ततो द्वन्द्वाऽनभिघातः ॥ ४८ ॥**

**સૂત્રાર્થ:**—આ પ્રમાણે આસનની સિદ્ધિ થયા પછી દ્વંદ્વો બાધ કરી શકતાં નથી.

**વિવેચન:**—દ્વંદ્વ એટલે શુભ અને અશુભ, શીત અને

ઉષ્ણ, પ્રકાશ અને અંધકાર, સુખ અને દુઃખ ઇત્યાદિ એકબીજાથી વિપરીત સ્વભાવવાળા પદાર્થોનાં જોડકાં. આસન સિદ્ધ થયા પછી એ દ્વંદ્વ યોગીને ચલિત કરી શકશે નહિ.

तस्मिन् सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः ॥४९॥

**સૂત્રાર્થ:**—આસનનો જય કર્યા પછી શ્વાસપ્રશ્વાસની ગતિનો વિચ્છેદભંગ કરવો તેનું નામ પ્રાણાયામ.

**વિવેચન:**—આસનનો જય થયા પછી શ્વાસપ્રશ્વાસની ગતિનો ભંગ કરીને તેનો નિગ્રહ કરવાનું કાર્ય હાથ ધરવામાં આવે છે, એટલે હવે આપણે પ્રાણાયામનો વિષય વિચારવો ઘટે છે. પ્રાણાયામ એટલે શરીરમાં રહેલી જીવનશક્તિનો સંયમ. જો કે, "પ્રાણ" શબ્દનો અર્થ "શ્વાસ" કરવામાં આવે છે તે સાચો નથી; પણ "પ્રાણ" એટલે જગતમાં વ્યાપી રહેલી તમામ શક્તિઓનો સરવાળો. એ શક્તિ પ્રાણીમાત્રમાં રહેલી છે અને એનું સૌથી સ્થૂળ સ્વરૂપજ ફેફસાંની ગતિરૂપે જોવામાં આવે છે. પ્રાણનીજ શક્તિથી એ ગતિની ઉત્પત્તિ થાય છે અને તેનોજ આપણે વિજય કરવાનો છે. જો એ પ્રાણને કાબૂમાં લાવવો હોય, તો પ્રથમ આપણે શ્વાસપ્રશ્વાસનો સંયમ કરતાં શીખવું જોઈએ. પ્રાણનો જય કરવાની એજ સહેલામાં સહેલી રીત છે.

बाह्याभ्यंतरस्तंभवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः ॥

**સૂત્રાર્થ:**—બાહ્યવૃત્તિ, અભ્યંતરવૃત્તિ અને સ્તંભવૃત્તિ એ ત્રણ વૃત્તિભેદે પ્રાણાયામ ત્રણ પ્રકારના થાય છે. વળી દેશ, કાળ અને સંખ્યા થકી દીર્ઘ અને સૂક્ષ્મ એવા પણ પ્રાણાયામમાં નાના પ્રકારના ભેદ જોવામાં આવે છે.

**વિવેચન:**—પ્રાણાયામ ત્રણ જાતના થાય છેઃ-(૧) જેમાં શ્વાસને અંદર ખેંચવામાં આવે છે; (૨) જેમાં શ્વાસને બહાર

કાઢી નાખવામાં આવે છે અને (૩) જેમાં શ્વાસને ફેફસાંની અંદર કે બહાર રોકી રાખવામાં આવે છે. વળી એમાં દેશ અને કાળ પ્રમાણે પણ નાનાં પ્રકારનાં સ્વરૂપ જોવામાં આવે છે. "દેશ" એટલે પ્રાણને શરીરના જે એક ખાસ સ્થાનમાં રોકી રાખવામાં આવે છે તે. "કાળ" એટલે જે અમુક સમય સુધી પ્રાણને રોકી રાખવામાં આવે છે તે. એટલા માટે રેચક, કુંભક વગેરે ક્રિયાઓમાં કેટલો વખત ગાળવો જોઇએ, તેનો નિર્ણય કરવામાં આવ્યો છે. "ઉદ્ઘાત" અથવા કુંડલિનીને જાગૃત કરવી, એ પ્રાણાયામનું ફળ છે.

बाह्याभ्यंतरविषयाक्षेपी चतुर्थः ॥ ५१ ॥

**સૂત્રાર્થ:**—શરૂઆતમાં બહારના તેમજ અંદરના વિષયોનો ક્ષેપ-નિરીક્ષણ-જેમાં કરવામાં આવે છે, તેનું નામ ચોથો-કુંભક પ્રાણાયામ છે.

**વિવેચન:**—આ ચોથી જાતનો પ્રાણાયામ છે. એનું કાર્ય પ્રાણને બહાર અથવા અંદર ધારણ કરવાનું છે.

ततः क्षीयते प्रकाशावरणम् ॥ ५२ ॥

**સૂત્રાર્થ:**—એ કુંભક સિદ્ધ થવાથી બુદ્ધિના પ્રકાશ પર જે આવરણ બંધાયેલું હોય છે તે ક્ષીણ થાય છે.

**વિવેચન:**—બુદ્ધિમાં સ્વભાવથીજ જ્ઞાન રહેલું હોય છે; કેમકે તેની ઉત્પત્તિજ સત્ત્વગુણમાંથી થયેલી છે. તેના ઉપર રજસ અને તમસનું એક પ્રકારનું જે આવરણ આવી ગયેલું હોય છે, તેનો પ્રાણાયામદ્વારા ક્ષય થઇ જાય છે.

धारणासु योग्यता मनसः ॥ ५३ ॥

**સૂત્રાર્થ:**—આવરણ ખસી જવાથી ચિત્તમાં એકાગ્રતા કર-

વાની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

**स्वविषयासंप्रयोगे चित्तस्य स्वरूपानुकार इवेन्द्रियाणां प्रत्याहारः ॥ ५४ ॥**

**સૂત્રાર્થઃ**—ઇંદ્રિયસમૂહ પોતપોતાના વિષયનો પરિત્યાગ કરીને ચિત્તના સ્વરૂપનું અનુસરણ કરે, તે સ્થિતિને ઇંદ્રિયોનો પ્રત્યાહાર કહે છે.

**વિવેચનઃ**—ઇંદ્રિયો એ મનની જુદીજુદી અવસ્થાઓજ છે. દાખલા તરીકે હું એક પુસ્તક જોઉં છું. હવે ખરૂં જોતાં પુસ્તકની આકૃતિવાળો કોઈ બાહ્ય પદાર્થ છેજ નહિ. એ આકૃતિ તો કેવળ મનમાંજ રહેલી છે. બહારનો કોઈક પદાર્થ મનમાં રહેલી તે આકૃતિને માત્ર જાગૃત કરી દે છે; એટલે કે વાસ્તવિક રીતે એ આકૃતિ પુસ્તકની નથી, પણ ચિત્તની અવસ્થાજ માત્ર છે. ઇંદ્રિયોના સંસર્ગમાં જે જે પદાર્થ આવે છે તેની સાથે ઇંદ્રિયો મિશ્રિત-તન્મય થઈ જાય છે અને તે તે પદાર્થનો આકાર ધારણ કરી લે છે. જો તમે તમારા મનને આ વિવિધ સ્વરૂપો ધારણ કરતું અટકાવી શકો, તો તમે તેને શાંત સ્થિતિમાં લાવી શકશો. આ સ્થિતિને પ્રત્યાહાર કહે છે.

**ततः परमा वश्यतेन्द्रियाणाम् ॥ ५५ ॥**

**સૂત્રાર્થઃ**—પ્રત્યાહાર સિદ્ધ કરવાથી ઇંદ્રિયો સંપૂર્ણ વશ થાય છે.

**વિવેચનઃ**—જ્યારે યોગી ઇંદ્રિયોને બાહ્ય સ્વરૂપો ધારણ કરતી અટકાવીને ચિત્તને અનુસરતા એકજ સ્વરૂપમા તેને જોડી રાખવામાં સંપૂર્ણ વિજય મેળવે છે, ત્યારે ઇંદ્રિયો સંપૂર્ણ કાબૂમાં આવી ગણાય છે. આ પ્રમાણે ઇંદ્રિયો વશ થઈ એટલે પછી શરીરના તમામ સ્નાયુઓ અને નાડીઓ યોગીને વશ થઇ રહે

છે એ ઇંદ્રિયોના બે પ્રકાર છે (૧) જ્ઞાનેન્દ્રિય અને (૨) કર્મેન્દ્રિય. કર્મેન્દ્રિયો પોતાને વશ થઇ ગઇ એટલે તમામ કાર્યો અને વિકારો યોગીને વશ થઈ જાય છે, આખું શરીર તેની ઇચ્છાને આધીન થઇ રહે છે. આવી સ્થિતિ પ્રાપ્ત થયેથીજ યોગી ખરેખરૂં સુખ અનુભવી શકે છે અને યથાર્થમાં કહી શકે છે કે, "મારો જન્મ સફળ–સાર્થક થયો" જ્યારે આટલે દરજ્જે ઇંદ્રિયો પર કાબૂ આવી જાય છે, ત્યારેજ શરીરયંત્રની આશ્ચર્યકારક રચનાનો સંપૂર્ણ ખ્યાલ આવી શકે છે





# अध्याय ३ जो–विभूतिपाद

હવે યોગસિદ્ધિઓનું જેમાં વર્ણન કરવામાં આવ્યું છે, તે "વિભૂતિપાદ" નામના અધ્યાયનો આરંભ થાય છે.

देशबन्धश्चित्तस्य धारणा ॥ १ ॥

**સૂત્રાર્થ:**—ચિત્તની પોતાના ધ્યેયસ્થાનમાં સ્થિતિ, તેને ધારણા કહે છે.

**વિવેચન:**—અંદરના અથવા બહારના કોઇ પણ ધ્યેય પદાર્થમાં ચિત્તની સ્થિતિ થવી, તેનું નામ ધારણા કહેવાય છે.

तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ २ ॥

**સૂત્રાર્થ:**—જ્યારે તે ધારણાના પ્રદેશમાં વૃત્તિ એકાગ્ર-એકતાન થાય, અર્થાત્ તેજ વિષયમાં વૃત્તિનો પ્રવાહ વહેવા માંડે ત્યારે તે અવસ્થાને ધ્યાન કહે છે.

**વિવેચન:**—મન પોતાના અમુક ઇષ્ટ વિચારને પ્રાપ્ત થાય અથવા તો પોતે ધારેલા અમુક તાલુસ્થાનમાં અથવા હૃદયસ્થાનમા સ્થિતિ કરે અને તે સ્થાનદ્વારાજ જ્ઞાન મેળવવાને શક્તિમાન થાય અને શરીરના બીજા બધા અવયવો વિષયોનું જ્ઞાન ગ્રહણ કરતા અટકી જાય, ત્યારે તે અવસ્થાને ધારણા કહે છે અને મન એવી ને એવી સ્થિતિમાં અમુક સમય સુધી ટકી રહે, તે સ્થિતિને ધ્યાન કહેવામા આવે છે.

तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥ ३ ॥

**સૂત્રાર્થ:**—તે ધ્યાન જ્યારે ઉપર જણાવેલા પોતાના સ્વરૂપથી પણ રહિત જેવું થઇને પોતાના અર્થ–ધ્યેયસ્વરૂપેજ પ્રકાશવા માંડે છે, ત્યારે તે સ્થિતિને સમાધ કહે છે.

**વિવેચન:**—કહેવાનું તાત્પર્ય એ છે કે, સર્વ પ્રકારનાં બાહ્યસ્વરૂપરહિત ધ્યાન થવું જોઇએ. દાખલા તરીકે આપણે એક પુસ્તક ઉપર વિચાર કરતા બેઠા છીએ. હવે જ્યારે એ વિચારમાં આપણું મન એટલું બધું એકાગ્ર અને લીન થઈ જાય કે જેથી આપણને તેનું રહસ્ય–અર્થ–ધ્યેય તેનીજ માત્ર પ્રતીતિ થાય; આવી સ્થિતિને સમાધિ કહેવામાં આવે છે.

त्रयमेकत्र संयमः ॥ ४ ॥

**સૂત્રાર્થ:**—આ ધારણા, ધ્યાન અને સમાધિ ત્રણે એકજ વસ્તુના સંબંધમાં કરવામાં આવ્યાં હોય, ત્યારે તે "સંયમ" કહેવાય છે.

**વિવેચન:**—જ્યારે મનુષ્ય પોતાના મનને પોતે ધારેલા પદાર્થ અથવા વિષયમાં જોડી શકે અને તેમાં ને તેમાંજ એટલી હદ સુધી ટકાવી રાખે કે જેથી તે પદાર્થનું સ્થૂળ–સૂક્ષ્મ અંગનું ભાન જતું રહે અને માત્ર તે પદાર્થના રહસ્ય–તત્ત્વાર્થનીજ પ્રતીતિ રહે, ત્યારે મનનો સંયમ થયો કહેવાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણેનો એકજ પદાર્થ ઉપર ક્રમવાર પ્રયોગ થવો, તેનું નામ સંયમ.

तज्जयात् प्रज्ञालोकः ॥५॥

**સૂત્રાર્થ:**—તે સંયમના (ધારણા, ધ્યાન અને સમાધિ ત્રણેના જયથી પ્રજ્ઞાનો પ્રકાશ થાય છે.

**વિવેચન:**—જ્યારે કોઇ વ્યક્તિ સંયમને રૂડેપ્રકારે સાધ્ય

કરી શકે છે, ત્યારે તમામ પ્રકારની શક્તિઓ તેના કાબૂમા આવી રહે છે સ યમ એ યોગીનુ એક બળવાન હથિયાર છે જ્ઞાનના વિષય અન ત છે સ્થૂલ, સ્થૂલતર, સ્થૂલતમ અને સૂક્ષ્મ, સૂક્ષ્મ તર અને સૂક્ષ્મતમ એ રીતે તેના અનેક વર્ગ પડી શકે છે શરૂઆતમા સ્થૂલ વસ્તુ ઉપર સ યમ કરવાનો આરભ કરવો. જ્યારે સ્થૂલ વસ્તુનુ જ્ઞાન થવા માડે ત્યારે ક્રમે ક્રમે સૂક્ષ્મ વસ્તુઓ ઉપર પ્રયોગ કરવા માડવો.

तस्य भूमिषु विनियोगः ॥ ६ ॥

**સૂત્રાર્થ:**—આ સ યમ એક પછી એક ભૂમિકાના ક્રમથીજ કરવો જોઇએ

**વિવેચનઃ**—સ યમના અભ્યાસમા ઝાઝી ઉતાવળ કરવી નહિ એવી આમા ચેતવણી આપી છે

त्रयमन्तरङ्गं पूर्वेभ्यः ॥ ७ ॥

**સૂત્રાર્થ:**—યોગના પૂર્વે જે સાધનો કહ્યા છે તેના કરતા આ ત્રણ વિશેષ અ તરગ છે

**વિવેચનઃ**—પ્રથમ યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર વિષે કહેવામા આવ્યુ હતું, તે સાધનો ધારણા, ધ્યાન અને સમાધિની અપેક્ષાએ બાહ્ય કહેવાય ધારણા વગેરે ક્રિયાઓ સિદ્ધ કર્યાથી મનુષ્ય સર્વજ્ઞ અને સર્વશક્તિમાન થઇ શકે છે, પર તુ એ કાંઈ મુક્તિ ન કહેવાય એ ત્રણે ક્રિયાઓ સિદ્ધ કરવાથી મન નિર્વિકલ્પ અથવા પરિણામશૂન્ય થઈ શકતુ નથી એ ત્રણે સાધનમા પારદર્શિતા મેળવ્યા પછી પણ દેહ ધારણ કરવાનુ કારણ બીજ તો રહીજ જાય છે જ્યારે એ બીજ યોગીઓના શબ્દોમા કહીએ તો સ પૂર્ણ રીતે "શેકાઇ" જાય છે, ત્યરેજ તેમાથી પુન અ કુરિત થવાની શક્તિનો નાશ થાય છે સર્વજ્ઞતા

અને સર્વશક્તિમત્તારૂપી યોગસિદ્ધિઓમાં એ બીજનો નાશ કરવાની શક્તિ નથી.

तदपि बहिरङ्गं निर्बीजस्य ॥ ८ ॥

**સૂત્રાર્થ:**—નિર્બીજ સમાધિની અપેક્ષાએ આ સંયમ પણ બહિરંગ (બાહ્યઅંગ-બાહ્યસાધન) ગણાય છે.

**વિવેચન:**—ઉપર જણાવેલા કારણથી નિર્બીજ સમાધિની સરખામણીમાં ધારણા, ધ્યાન અને સમાધિ પણ બહિરંગજ કહેવાય. એ સંયમ એ કાંઇ વાસ્તવિક ઊંચામાં ઊંચા પ્રકારની સમાધિ નથી એ પણ એક પ્રકારની નીચલીજ ભૂમિકા છે. એ ભૂમિકામાં પણ દશ્ય જગત જેવું ને તેવુંજ રહે છે અને સર્વ પ્રકારની સિદ્ધિઓ એ જગતમાંજ આવી રહેલી છે.

व्युत्थाननिरोधसंस्कारयोरभिभवप्रादुर्भावौ निरोधक्षणचित्तान्वयो निरोधपरिणामः ॥९॥

**સૂત્રાર્થ:**—જ્યારે વ્યુત્થાનસંસ્કાર અને નિરોધસંસ્કારનો તિરોભાવ અને પ્રાદુર્ભાવ (અસ્તે તથા ઉદય) થાય છે, ત્યારે નિરોધની ક્ષણ (અવસ્થા)વાળા ચિત્તનું નિર્બીજ નિરોધરૂપ પરિણામ થાય છે.

**વિવેચન:**—એનો અર્થ એવો છે કે, સમાધિની શરૂઆતની અવસ્થામાં પણ મનની વૃત્તિઓથી નિરોધ તો થાય છેજ; પરંતુ તે સંપૂર્ણરૂપે નથી થતો. વિકારો અથવા સંસ્કારોનો સંપૂર્ણ નિરોધ થઇ શકે, તો પછી વિકારનું અસ્તિત્વજ ન રહે. ધારો કે, યોગીના મનમાં એક પ્રકારની વૃત્તિનો ઉદય થયો અને તેથી કરીને મન ઇંદ્રિય તરફ ખેંચાવા લાગ્યું અને યોગીએ તે વૃત્તિનો સંયમ કરવાનો યત્ન કર્યો. આવી સ્થિતિમાં વૃત્તિનો સંયમ કરવાનો પ્રયત્ન તે પણ એક પ્રકારની વૃત્તિજ છે. આ પ્રમાણે એક વૃત્તિ વડે

બીજી વૃત્તિ દબાઇ જવી, એવી સબીજ સવિકલ્પ સમાધિને સર્વ વૃત્તિઓની નિવૃત્તિરૂપ, નિર્બીજ, નિર્વિકલ્પ સમાધિ કહેવાય નહિ. જે અવસ્થામાં મનની અંદર એક પછી એક તરંગો આવ્યાજ કરતા હોય, તેના કરતાં તો એ સમાધિ ઊંચાજ પ્રકારની હોઇને સર્વોત્તમ (અસંપ્રજ્ઞાત) સમાધિની નજીકનીજ તે સમાધિ ગણાય.

तस्य प्रशान्तवाहिता संस्कारात् ॥ १० ॥

**સૂત્રાર્થ:**—નિરુદ્ધ સંસ્કારની વૃદ્ધિ થવાથી તેનો (ચિત્તનો) પ્રવાહ ચપળ મટીને પ્રશાંત (સાત્ત્વિક) થાય છે.

**વિવેચન:**—હરરોજ નિયમિત અભ્યાસ કર્યા કરવાથી ઉપર કહ્યા મુજબ મન સંયમનાજ સ્વભાવવાળું બની રહી હમેશાં એકાગ્રભાવ ધારણ કરે છે.

सर्वार्थतैकाग्रतयोः क्षयोदयौ चित्तस्य समाधिपरिणामः ॥११॥

**સૂત્રાર્થ:**—સર્વાર્થતા (અનેક પદાર્થોકારે થયા કરવું)નો ક્ષય અને એકાગ્રતાનો ઉદય, એજ ચિત્તનું સમાધિપરિણામ (સમાધિની દશા) છે.

**વિવેચન:**—મન હમેશાં નાના પ્રકારના વિષયો ગ્રહણ કર્યાજ કરે છે, હમેશાં અનેક વસ્તુઓમાં ભટકયાજ કરે છે; પણ જ્યારે તેને ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત થાય છે, ત્યારે તે બીજી બધી વસ્તુઓ છોડી દઇને માત્ર એક ધ્યેય-વસ્તુનેજ ગ્રહણ કરે છે. આ પ્રમાણે મન માત્ર એકજ વસ્તુને ગ્રહણ કરે, એ અવસ્થાનું નામ સમાધિ છે.

ततः पुनः शान्तोदितौ तुल्यप्रत्ययौ चित्तस्यैकाग्रतापरिणामः ॥

**સૂત્રાર્થ:**—વિક્ષિપ્તપણાનો તિરોભાવ થયા પછી અર્થાત્ ભૂત અને વર્તમાન બંને શાંત થયેલી અને ઉદય થયેલી વૃત્તિઓ, સમાનપ્રત્યયવાળી (સરખા અનુભવવાળી અથવા એકજ ધ્યેય-

વાળી) થાય, ત્યારે તેને ચિત્તનું એકાગ્રતારૂપ પરિણામ કહે છે; અર્થાત્ મનની એવી સ્થિતિ થાય તેને એકાગ્રતા કહે છે.

**વિવેચનઃ**—મન એકાગ્ર થયું છે કે નહિ તે શી રીતે જાણવું? જ્યારે મન એકાગ્ર થાય છે ત્યારે સમયનું જ્ઞાન રહેતું નથી. જેટલે અંશે આપણા મનમાંથી સમયનું ભાન ટળી જાય અને એકાગ્રતા વિશેષ સમય ટકતી ચાલે, તેટલે અંશે મનની એકાગ્રતા વિશેષ થઈ છે, એમ સમજવું. સાધારણ રીતે એટલું તો આપણે અનુભવીએ છીએ કે, જ્યારે આપણે અમુક પુસ્તકના વાચનમાં અથવા અમુક બાબતની ચર્ચા કે મનનમાં ખૂબ તન્મય બની ગયા હોઈએ છીએ, ત્યારે વાચવામાં કેટલો વખત ગયો, તેનું ભાન રહેતું નથી. વાચનમાંથી નિવૃત્ત થયા પછી જ્યારે આપણને ખબર પડે છે કે, ઘણો વખત વહી ગયો ત્યારે આપણને નવાઈ પણ લાગે છે. સર્વકાળ વર્તમાન સમયરૂપજ બની રહે છે; માટેજ સૂત્રમાં કહ્યું છે કે, જ્યારે ભૂત અને વર્તમાન બેઉ એક થઈ રહે, ત્યારે જાણવું કે, મનની એકાગ્રતા સિદ્ધ થઈ.

एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्थापरिणामा व्याख्याताः ॥

**સૂત્રાર્થઃ**—એ (પૂર્વોક્ત) પ્રતિપાદન વડે ભૂતો અને ઇંદ્રિયોમાં ધર્મ, લક્ષણ અને અવસ્થારૂપ પરિણામો વ્યાખ્યાત થાય છે.

**વિવેચનઃ**—એ (પૂર્વોક્ત) સૂત્રો વડે મનનાં ધર્મ, લક્ષણ અને અવસ્થા એ ત્રણ પ્રકારનાં પરિણામ (અવસ્થાઓ) સૂચવાયાં છે. હવે તેમના વિષે અધિક વિવેચન થાય છે. મનનું ક્રમશઃ જે વૃત્તિરૂપ પરિણામ થાય છે, તે મનનું ધર્મરૂપ પરિણામ છે. એ પરિણામને કેવળ વર્તમાનકાળમાંજ સ્થિર કરી રાખવાની યોગ્યતા તે લક્ષણ અર્થાત્ કાળરૂપ પરિણામ છે મન વર્તમાનને વિસારીને ભૂત અવસ્થામાં પ્રવેશ કરી શકે, તેને અવસ્થાપરિણામ

એવું નામ આપેલું છે. આગલાં સૂત્રોમાં સમાધિના જે જે પ્રકાર બતાવેલા છે, તેમનો ઉદ્દેશ એજ છે કે, યોગી ચિત્તનાં પરિણામો ઉપર મરજી મુજબ સંયમ કરી શકે–અધિકાર ચલાવી શકે. એ સ્થિતિ પ્રાપ્ત થાય, તોજ યોગી પૂર્વકથિત સંયમને સિદ્ધ કરી શકે છે.

शान्तोदिताव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥ १४ ॥

**સૂત્રાર્થઃ**—શાંત એટલે ભૂત, ઉદિત એટલે વર્તમાન અને અવ્યપદેશ્ય એટલે ભવિષ્ય, એ ત્રણેના ધર્મ–પરિણામ જેનામાં અવસ્થિતિ કરી રહેલાં હોય તેનું નામ ધર્મી.

**વિવેચનઃ**—કાળ અને સંસ્કાર જેના ઉપર અસર કરતાં હોય, જે પદાર્થ સદાય પરિણામ પ્રાપ્ત એટલે રૂપાંતર પામ્યા કરનાર હોય અને વ્યકતભાવ ધારણ કરતો હોય તેને ધર્મી કહેવામાં આવે છે.

क्रमान्यत्वं परिणामान्यत्वे हेतुः ॥ १५ ॥

**સૂત્રાર્થઃ**—ક્રમોનો ભેદજ પરિણામોના ભેદ ( અનેકતા )-નો હેતુ છે.

परिणामत्रयसंयमादतीतानागतज्ञानम् ॥ १६ ॥

**સૂત્રાર્થઃ**—આગળ કહેલાં ત્રણે પ્રકારનાં પરિણામ ઉપર ચિત્તનો સંયમ કરવાથી અતીત અને અનાગતનું ( ભૂત અને ભવિષ્યનું ) જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**—આગલા એક સૂત્રમાં સંયમનું જે લક્ષણ આપવામાં આવ્યું છે, તેનું વિસ્મરણ થવું જોઇએ નહિ. જ્યારે મન વસ્તુના બાહ્ય ભાગનો પરિત્યાગ કરીને કેવળ તેના આભ્યં-તરિક ભાગમાં તન્મય થવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે અને દીર્ઘ અભ્યાસ વડે જ્યારે ક્ષણમાત્રમાંજ એકાગ્ર બનીને તે સ્થિતિમાં

સ્થિત થઇ શકે છે, ત્યારેજ સંયમ સંપૂર્ણ સિદ્ધ થયેલો ગ
છે. આ અવસ્થા પ્રાપ્ત કરી લીધા પછી જો કોઇને ભૂત, ભ
જાણવાની ઇચ્છા થાય, તો તેને માત્ર સંસ્કારના પરિણામ
સંયમ કરવાનીજ જરૂર રહે છે. કેટલાક સંસ્કાર વર્તમાન સ
યમાં કાર્ય કરી રહ્યા હોય છે, કેટલાકનું કાર્ય પૂરું થઈ ચૂ
હોય છે અને કેટલાક ભવિષ્યમાં ફળ આપનારા હોય છે. આ
કરીને આ સંસ્કારો ઉપર સંયમ કરવાથી ભૂત અને ભવિષ્ય
જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે.

शब्दार्थप्रत्ययानामितरेतराध्यासात् संकरस्तत्प्रविभागसं
मात् सर्वभूतरुतज्ञानम् ॥ १७ ॥

સૂત્રાર્થઃ—શબ્દ, અર્થ અને જ્ઞાન, એ ત્રણે પરસ્પરના અ
ધ્યાસને લીધે એકબીજાની સાથે મિશ્ર થયેલાં છે. તેમના ઉપ
પૃથક્ પૃથક્ સંયમ કરવાથી સર્વ પ્રાણીઓના શબ્દોનું જ્ઞા
થાય છે.

વિવેચનઃ—આ ઠેકાણે "શબ્દ" નો અર્થ બાહ્યવિષય
જેના દ્વારા મનની અંદર વૃત્તિ ઉત્પન્ન થાય છે તે જાણવો. "અર્થ"
એટલે શરીરની અંદરના ભાગમાં પેદા થતું એક પ્રકારનું સૂક્ષ્મ
આંદોલન, જે ઇંદ્રિયો મારફત બાહ્યવિષયના સંસ્કાર મનને પહોં
ચાડે છે તે; અને "જ્ઞાન" એટલે મનની પ્રતિક્રિયા, જેના વડે
વિષયનો અનુભવ થાય છે તે. આ ત્રણેનું મિશ્રણ થવાથી આપ-
ણને ઇંદ્રિયગમ્ય વિષયનું જ્ઞાન થાય છે. દાખલા તરીકે મેં એક
શબ્દ સાંભળ્યો. એમાં પ્રથમ તો બાહ્યપ્રદેશમાં એક પ્રકારનાં
આંદોલન ઉત્પન્ન થાય છે; પછી શ્રવણેંદ્રિયદ્વારા મનની અંદર
લાગણીનો પ્રવાહ પહોંચાડવામાં આવે છે અને પછી તેની સામે
પ્રતિક્રિયા કરે છે; એટલે મને શબ્દનો અનુભવ થાય છે તુઅર્થા

મને શબ્દનું ભાન થાય છે તે ત્રણ ક્રિયાઓના મિશ્રણરૂપે છે. પ્રથમ આંદોલન, પછી લાગણીનો પ્રવાહ અને ત્યાર પછી પ્રતિક્રિયા સાધારણ રીતે એ ત્રણે વ્યાપારને આપણે પૃથક્ કરી શકતા નથી; પણ અભ્યાસ વડે યોગી એ ત્રણેને છૂટા છૂટા પણ અનુભવી શકે છે. જ્યારે કોઇ પણ વ્યક્તિ એ ત્રણેને પૃથક્ પૃથક્ અનુભવવાની શક્તિ પ્રાપ્ત કરી લે છે, ત્યારે કોઇ પણ શબ્દ ઉપર તે સંયમ કરે એટલે જે અર્થ સૂચવવાને તે શબ્દ ઉચ્ચારવામાં આવ્યો હોય છે, તે અર્થનું તેને જ્ઞાન થઇ શકે છે. તે શબ્દ મનુષ્યનો હોય અગર પશુપક્ષીનો હોય; તોપણ તે શબ્દને ઉત્પન્ન કરનારના મનનો ભાવાર્થ યોગીને સમજાઇ રહે છે.

संस्कारसाक्षात्करणात् पूर्वजातिज्ञानम् ॥१८॥

**સૂત્રાર્થઃ**—સંયમદ્વારા સંસ્કારોનો સાક્ષાત્કાર કરવાથી-તેમને જાણી લેવાથી-પૂર્વજન્મનું જ્ઞાન થાય છે.

**વિવેચનઃ**—આપણે જે કાંઇ અનુભવીએ છીએ, તે સર્વ અનુભવો આપણા ચિત્તની અંદર તરંગના રૂપમાં ઉદ્ભવીને પછી શમી જાય છે, તોપણ તેમનો સમૂળગો નાશ તો થતોજ નથી. અત્યંત સૂક્ષ્મ સ્વરૂપમાં તેઓ ચિત્તની અંદર નિવાસ કરી રહે છે. આપણે એ તરંગને ફરીથી તાજા કરી શકીએ છીએ. એ ક્રિયાને સ્મૃતિ એવું નામ આપવામાં આવ્યું છે. આથી કરીને મનના સઘળા પૂર્વ-સંસ્કારો ઉપર જો યોગી સંયમ કરે, તો તે પૂર્વના સઘળા જન્મોને જાણી શકે છે.

प्रत्ययस्य परचित्तज्ञानम् ॥ १९ ॥

**સૂત્રાર્થઃ**—માણસના શરીર ઉપર જે પ્રસન્નતા વગેરે નિશાનીઓ જણાય છે, તે નિશાનીઓદ્વારા તેના ચિત્ત ઉપર સંયમ કરવાથી તેના મનના ભાવનું જ્ઞાન થઇ શકે છે.

न च तत्सालंबनं तस्याविषयीभूतत्वात् ॥ २० ॥

**સૂત્રાર્થઃ**—પણ એ પરચિત્તનું જે અવલંબન છે, તેનું જ્ઞાન થઇ શકતું નથી, કારણકે તે સંયમનો વિષય થઇ શકતું નથી.

**વિવેચનઃ**—ગયા સૂત્રમાં બતાવ્યા પ્રમાણે શરીરના ઉપર સંયમ કરવાથી મનની અંદર શા શા વિચાર ચાલી રહ્યા છે, તેનું જ્ઞાન થઇ શકે નહિ. વિચાર જાણવાને માટે તો શરીર ઉપરાંત મનની ઉપર પણ સંયમ કરવો પડે છે.

कायरूपसंयमात्तद्ग्राह्यशक्तिस्तंभे चक्षुःप्रकाशासम्प्रयोगेऽन्तर्धानम् ॥ २१ ॥

**સૂત્રાર્થઃ**—શરીરના ઉપર સંયમ કરવાથી આકૃતિનો અનુભવ કરનારી શક્તિ સ્તંભિત બની જાય છે અને નેત્રની પ્રકાશ ગ્રહણ કરવાની શક્તિ સાથેનો એનો સંયોગ તૂટી જવાથી યોગીપુરુષ લોકોની વચમાં ઊભો હોય, છતાં પણ અદૃશ્ય થઈ શકે છે.

**વિવેચનઃ**—યોગી આ ઓરડામાં ઊભો રહેલો હોય, છતાં પણ તે બીજાઓથી અંતર્ધાન થઈ શકે છે. તે ત્યાંનો ત્યાંજ ઊભેલો હોય છે, પણ આપણે તેને જોઈ શકતા નથી. આમ બનવાનું કારણ એ છે કે, શરીરની આકૃતિને અને શરીરને તે એકબીજાથી પૃથક્ કરી શકે છે. અહીં તમારે એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે, જ્યારે યોગી એટલે દરજ્જે પોતાની એકાગ્રતાની શક્તિ કેળવે કે જેથી આકૃતિને ધારણ કરવાવાળી વસ્તુથી આકૃતિને જુદી પાડી શકે; ત્યારેજ આવો ચમત્કાર તેનાથી થઈ શકે છે. એવી આકૃતિવાળો પદાર્થ અને આકૃતિ એ બેના જુદાપણા ઉપર સંયમ કરવાથી, આકૃતિને ધારણ કરનાર વસ્તુની આકૃતિનો અનુભવ કરવાની શકિતમાં અંતરાય ઊભો થાય છે અને તેથી તે શક્તિ પોતાનું કાર્ય બજાવી શકતી નથી; કારણકે આકૃતિ અને

આકૃતિવાળા પદાર્થ એ બેના સંયોગથીજ આપણે આકૃતિનો અનુભવ કરી શકીએ છીએ.

एतेन शब्दाद्यन्तर्धानमुक्तम् ॥२२॥

**સૂત્રાર્થઃ**—એ ઉપરથી (ઉપરોક્ત સૂત્રમાં બતાવેલા રૂપને ગુપ્ત કરવાના ઉપાય ઉપરથી) શબ્દાદિ વિષયોને પણ બીજાઓથી ગુપ્ત કરવાના ઉપાય પણ સમજી શકાય છે.

सोपक्रमं निरुपक्रमञ्च कर्म तत्संयमादपरान्तज्ञानमरिष्टेभ्यो वा॥

**સૂત્રાર્થઃ**—કર્મ બે પ્રકારનાં છે. એક તત્કાળમાંજ ફળ આપનારાં અને બીજાં અમુક સમય પછી ફળ આપનારાં; એના ઉપર સંયમ કરવાથી અથવા તો અરિષ્ટો (મૃત્યુનાં લક્ષણો) ઉપરથી મૃત્યુનું જ્ઞાન થાય છે.

**વિવેચનઃ**—પોતાનાં કર્મ ઉપર-એટલે કે વર્તમાન સમયમાં કાર્ય કરાવી રહેલા, તેમજ ભવિષ્યમાં કાર્ય કરાવવાને ઓટી થઇ રહેલા સંસ્કારો ઉપર સંયમ કરવાથી, યોગી પોતાના શરીરનું અવસાન ક્યારે થવાનું છે, તે વાત જાણી શકે છે. કયે દિવસે, કેટલા વાગે અને કયી મિનિટે તેને પોતાનું શરીર છોડવું પડશે, તે પણ યોગી જાણી શકે છે. મૃત્યુની ઘડીપળ પ્રથમથી જાણી લેવાની બાબતને હિંદુઓ બહુજ અગત્યની માને છે; કારણકે ગીતામાં એવો ઉપદેશ કરેલો છે કે, મનુષ્ય મરતી વખતે જેવા વિચાર કરે છે, તેવીજ બીજા જન્મમાં તેની ગતિ થાય છે.

मैत्र्यादिषु बलानि ॥ २४ ॥

**સૂત્રાર્થઃ**—મૈત્રી આદિ ગુણો (પ્રથમપાદના ૩૩ મા સૂત્રમાં કહેલા છે તે) ઉપર સંયમ કરવાથી મૈત્રી આદિ નાના પ્રકારનાં બળો પ્રાપ્ત થાય છે.

बलेषु हस्तिबलादीनि ॥ २५ ॥

**સૂત્રાર્થઃ**—હાથી વગેરે પ્રાણીઓના બળ ઉપર સંયમ કરવાથી યોગીને તેના બળની પ્રાપ્તિ થાય છે.

**વિવેચનઃ**—એક વાર સંયમ કરવાની શક્તિ સિદ્ધ થઈ જાય એટલે પછી શરીરબળની ઇચ્છા થાય, તો યોગી હાથીના બળ ઉપર સંયમ કરીને તેના જેટલું બળ પણ મેળવી શકે છે. વ્યક્તિમાત્રની અંદર અનેક પ્રકારનું અનંત સામર્થ્ય રહેલુ છે, તેને કેવી રીતે પ્રકટ કરવું એજ જાણી લેવાની જરૂર છે. એ વાત જે જાણે છે તેને બળનો અભાવ નથી; કેમકે પોતાની અંદર રહેલા પ્રત્યેક પ્રકારના બળને વ્યકત કરવાની ચાવી યોગીએ મેળવી લીધી છે.

प्रवृत्त्यालोकन्यासात्सूक्ष्मव्यवहितविप्रकृष्टज्ञानम् ॥२६॥

**વિવેચનઃ**—પૂર્વે (પાદ ૧, સૂત્ર ૩૬ માં) બતાવેલા મહાજ્યોતિ ઉપર સંયમ કરવાથી યોગીને અદૃશ્ય સૂક્ષ્મપદાર્થનું તેમજ અતિ દૂર રહેલી વસ્તુનું તથા પર્વત, ભૂમિ ઇત્યાદિને ઓથે રહેલી વસ્તુઓનું અને બનતા બનાવોનું દર્શન થઈ શકે છે.

भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २७॥

**સૂત્રાર્થઃ**—સૂર્યના ઉપર સંયમ કરવાથી સમગ્ર ભુવનોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

चन्द्रे ताराव्यूहज्ञानम् ॥ २८॥

**સૂત્રાર્થઃ**—ચંદ્રના ઉપર સંયમ કરવાથી તારાગણનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

ध्रुवे तद्गतिज्ञानम् ॥ २९॥

**સૂત્રાર્થઃ**—ધ્રુવના તારા ઉપર સંયમ કરવાથી તારાઓની ગતિનું જ્ઞાન થાય છે.

नाभिचक्रे कायव्यूहज्ञानम् ॥३०॥

સૂત્રાર્થઃ—નાભિચક્રના ઉપર સયમ કરવાથી શરીરની રચનાનુ જ્ઞાન થાય છે

कण्ठे क्षुत्पिपासानिवृत्तिः ॥३१॥

સૂત્રાર્થઃ—કંઠમા સયમ કરવાથી ક્ષુધા અને તૃષાની નિવૃત્તિ થાય છે

વિવેચનઃ—અતિશય ક્ષુધાથી પીડાતો માણસ જો કંઠ ઉપર સયમ કરી શકે, તો તેની ક્ષુધાની નિવૃત્તિ થઇ જાય છે

कूर्मनाड्यां स्थैर्यम् ॥३२॥

સૂત્રાર્થઃ—કૂર્મનાડી (આ નાડી કંઠકૂપથી નીચેના ભાગમા છે) ઉપર સયમ કરવાથી શરીર અને ચિત્તમા સ્થિરતા આવે છે

मूर्धज्योतिषि सिद्धदर्शनम् ॥३३॥

સૂત્રાર્થઃ—મૂર્ધામા રહેલી જ્યોતિમા સયમ કરવાથી સિદ્ધોના દર્શન થાય છે

વિવેચનઃ—આ ઠેકાણે 'સિદ્ધ" શબ્દ મુક્તપુરુષના અર્થમા નહિ, પણ ભૂતયોનિથી કાઇંક ઊંચા દરજ્જાના પ્રાણીઓ માટે વપરાયો છે યોગી જ્યારે માથાની ટોચ ઉપર આવેલા બ્રહ્મરંધ્રમા રહેલી જ્યોતિમા સયમ કરે છે, ત્યારે આ સિદ્ધોને જોઇ શકે છે

प्रातिभाद्वा सर्वम् ॥३४॥

સૂત્રાર્થઃ—અથવા પ્રતિભામા સયમ કરવાથી સર્વ પ્રકારનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે

વિવેચનઃ—જેમને પ્રતિભાશક્તિ છે, એટલે પવિત્રતાના બળથી જેમને સ્વાભાવિક રીતેજ સર્વ પ્રકારનુ જ્ઞાન પ્રાપ્ત થયુ છે, તેમને સયમ કરવાની પણ જરૂર રહેતી નથી તેમને તો બધુ જ્ઞાન આપોઆપજ પ્રાપ્ત થઇ જાય છે મનુષ્યને ઉચ્ચ પ્રતિભા-

શક્તિ પ્રાપ્ત થવાથી જે મહાતેજની પ્રાપ્તિ થાય છે, તે તેજ વડે તેની નજર આગળ સર્વ કાંઇ પ્રકટ થઇ જાય છે. કોઇ પણ જાતનો સંયમ કર્યા વગર તેને સર્વ પ્રકારનું જ્ઞાન આપોઆપજ પ્રાપ્ત થાય છે.

हृदये चित्तसंवित् ॥ ३५॥

**સૂત્રાર્થઃ**—હૃદયમાં સંયમ કરવાથી વૃત્તિ સહિત ચિત્તનું જ્ઞાન થાય છે.

सत्त्वपुरुषयोरत्यन्तासंकीर्णयोः प्रत्ययाविशेषाद्भोगः परार्थत्वात्स्वार्थसंयमात् पुरुषज्ञानम् ॥ ३६ ॥

**સૂત્રાર્થઃ**—પુરુષ અને સત્ત્વ (બુદ્ધિ) જેઓ એકબીજાથી અત્યંત પૃથક્ છે, તેમના એકત્વભાનરૂપ જે અવિવેક તેજ ભોગ છે બુદ્ધિ કે જેનાં કાર્યો પરને માટે છે તે પુરુષથી ભિન્ન પદાર્થ છે. એના ઉપર સંયમ કરવાથી શુદ્ધ પુરુષનું જ્ઞાન થાય છે.

ततः प्रातिभश्रावणवेदनादर्शास्वादवार्ता जायन्ते ॥३७॥

**સૂત્રાર્થઃ**—તેથી (સ્વાર્થસંયમથી) પણ યોગીને પ્રાતિભ (પ્રતિભા સંબંધી), શ્રાવણ (શ્રવણ સંબંધી), વેદન, આદર્શ, આસ્વાદ અને વાર્તાઓનું ઐશ્વર્ય ઉદ્ભવે છે.

ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः ॥ ३८ ॥

**સૂત્રાર્થઃ**—તેઓ (પૂર્વોક્ત પ્રતિભાદિ ઐશ્વર્યો) વિઘ્નરૂપ છે અને વ્યુત્થાનમાં (સંસારવ્યવહારમાં) સિદ્ધિરૂપ છે.

**વિવેચનઃ**—યોગીઓના અભિપ્રાય મુજબ ઉપલાં તેમજ અન્ય તમામ પ્રકારનાં ઐશ્વર્ય અને ભોગ એ સર્વ પુરુષ અને બુદ્ધિના સંયોગથીજ ઉત્પન્ન થાય છે. જો યોગી એ વાત સમજી જઇને "આત્મા અને પ્રકૃતિ એ બેઉ જુદીજુદી વસ્તુઓ છે"

એ સત્યની ઉપર સયમ કરે છે, તો તેને પુરુષનુ જ્ઞાન પ્રાપ્ત થાય છે, એથી વિવેકજ્ઞાનનો ઉદય થાય છે અને તેમ થતા પ્રતિભા આપોઆપજ ખીલી શકે છે આપણુ ઊચામા ઊચુ લક્ષ્ય જે વિશુદ્ધ આત્માનુ જ્ઞાન અને મુક્તિ છે, તેમા તમામ ઐશ્વર્યો અને શક્તિઓ વિઘ્નસ્વરૂપ છે મુક્તિ અને જ્ઞાનના રસ્તામા એ શક્તિઓ આવી મળે છે અને યોગી તેમનો પરિત્યાગ કરે, તોજ મહાસિદ્ધિરૂપ આત્મજ્ઞાન અને મોક્ષને પ્રાપ્ત થઇ શકે છે જો એ સિદ્ધિઓ મેળવવામાજ તે લલચાઈ ગયો, તો તો પછી તેનો વિકાસ અટકી જાય છે

बंधकारणशैथिल्यात् प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीरावेशः ॥

**સૂત્રાર્થ:**—બંધનુ કારણ શિથિલ થવાથી અને ચિત્તના બધાય પ્રચારસ્થાનોનુ એટલે શરીરની નાડીઓનુ યથાર્થ જ્ઞાન થવાથી યોગી પરશરીરપ્રવેશ પણ કરી શકે છે

**વિવેચન:**—યોગી એક શરીરમા રહેતો હોવા છતા બીજા કોઈના મૃતદેહમા પ્રવેશ કરીને તેને પણ ગતિ આપી શકે છે, અથવા કોઈ જીવતા મનુષ્યના દેહમા પણ પ્રવેશ કરીને તથા તેના મન-ઇંદ્રિયોનો અવરોધ કરી તેટલા વખતને માટે તે શરીર મારફતે પોતે પણ કામ કરી શકે છે પ્રકૃતિ અને પુરુષનો વિવેક બરાબર પ્રાપ્ત થયા પછીજ યોગી એ પ્રમાણે કરવા સમર્થ બને છે જેના શરીરમા પ્રવેશ કરવાની તેને ઇચ્છા હોય, તેના શરીર ઉપર તે સયમ કરે છે એટલે તરતજ તેમા તે પ્રવેશ કરી શકે છે, કારણકે તેનો આત્મા જેમ સર્વવ્યાપક છે, તેમ તેનુ મન પણ સર્વવ્યાપી મનનોજ એક અશ છે સાધારણ રીતે મન જો કે શરીરની નાડીઓદ્વારાજ કાર્ય કરી શકે છે, પણ જ્યારે યોગી નાડીઓના બધનથી પોતાને મુક્ત કરી દે છે, ત્યારે બીજાના શરીર મારફતે કામ કરવાની શક્તિ પણ તેને પ્રાપ્ત થઈ શકે છે.

उदानजयाज्जलपङ्ककण्टकादिष्वसंग उत्क्रान्तिश्च ॥ ४० ॥

**सूत्रार्थः**—ઉદાન વાયુનો સંયમ વડે જય કર્યાથી યોગી પાણીમાં તેમજ કાદવમાં ડૂબતો નથી અને કાંટા ઉપર પણ ચાલી શકે છે તથા ઊર્ધ્વગમન પણ કરી શકે છે

**વિવેચનઃ**—નાસિકાના અગ્ર ભાગથી મંડીને મસ્તક પર્યંત સંચારવાળા વાયુને "ઉદાન" કહે છે અને યોગી જ્યારે તેનો જય કરે છે, ત્યારે તેના શરીરનું વજન ઘણું હલકું બની જાય છે તે પાણીમાં ડૂબી જતો નથી, તેમ કાદવમાં ગરી જતો નથી કાંટા ઉપર તેમજ તલવારની ધાર ઉપર પણ તે ચાલી શકે છે વળી અગ્નિની વચમાં તે વગર હરકતે ઊભો રહી શકે છે અને પોતાની મરજીમાં આવે ત્યારે શરીરનો ત્યાગ કરી દે છે

समानजयात् प्रज्वलनम् ॥ ४१ ॥

**સૂત્રાર્થઃ**—હૃદયથી નાભિ સુધીના ભાગમાં રહેનારા વાયુને "સમાન" કહે છે અને તેનું કાર્ય અન્નજળના પરિણામરૂપ જે રસ, તેને તેના સ્થાનોમાં પહોંચાડવાનું છે આ સમાનવાયુનો જય સંયમદ્વારા કરવાથી યોગી પ્રદીપ્ત અગ્નિ જેવો દેખાય છે

श्रोत्राकाशयोः संबंधसंयमाद्दिव्यं श्रोत्रम् ॥ ४२ ॥

**સૂત્રાર્થઃ**—કર્ણ અને આકાશ વચ્ચે જે સંબંધ છે, તેના ઉપર સંયમ કરવાથી દિવ્ય શ્રવણશક્તિ પ્રાપ્ત થાય છે

**વિવેચનઃ**—દિવ્ય શ્રવણશક્તિ પ્રાપ્ત થવાથી યોગી ગમે તેવા ધીમા અવાજથી બોલવામાં આવે તે, તેમજ ઘણા ગાઉના દૂરની વાતચીત પણ સાંભળી શકે છે

कायाकाशयोः संबंधसंयमाल्लघुतूलसमापत्तेश्चाकाशगमनम् ॥४३

**સૂત્રાર્થઃ**—શરીર અને આકાશના સંબંધ ઉપર ચિત્તનો

સંયમ કરવાથી યોગીનું શરીર હલકું ફૂલ જેવું બની જાય છે અને તેથી તે આકાશમાં ગમન કરી શકે છે.

**વિવેચનઃ**— આપણાં સર્વનાં શરીરની બનાવટમાં મુખ્ય સાધન આકાશજ છે. આકાશેજ અમુક પ્રકારની વિકૃતિ પામીને શરીરનું રૂપ ધારણ કરેલું છે. તેથી યોગી જ્યારે શરીરના ઉપાદાનરૂપ આકાશતત્ત્વ ઉપર સંયમ કરે છે, ત્યારે તેનું શરીર પણ આકાશની પેઠે હલકું બની જાય છે અને તેથી તે આકાશ માર્ગે યથેચ્છ ગમન કરી શકે છે.

बहिरकल्पिता वृत्तिर्महाविदेहा ततः प्रकाशावरणक्षयः ॥ ४४ ॥

**સૂત્રાર્થઃ**—"મહાવિદેહા" નામક બહિરકલ્પિતાવૃત્તિ ઉપર સંયમ કરવાથી પ્રકાશના આવરણનો ક્ષય થાય છે.

**વિવેચનઃ**—અજ્ઞાનને વશ થઇને મન એમજ સમજે છે કે, હું અમુક શરીરમાંજ મારૂં કાર્ય કરૂં છું; પરંતુ વાસ્તવમાં જો એ મન સર્વવ્યાપકજ હોય; તો પછી અમુક શરીર કે નાડીઓની સાથે તેણે શા માટે બંધાઇ રહેવું ? અને અહંકારથી પણ શા માટે એકજ શરીરમાં બંધાઇ રહેવું ? યોગી આ હકીકત સમજી ચૂકેલો હોવાથી તેની મરજીમાં આવે ત્યારે, જે કોઈ શરીરમાં ઇચ્છે તે શરીરમાં પોતાપણાનું આસ્વાદન કરી શકે છે. શરીરમાં અહંતામમતા આરોપવાવાળું અજ્ઞાન ટળી જવાથી, યોગીના મનમાં જે સર્વથી પરપણાની મહાન પરમભાવના–વૃત્તિ–આંદોલન–ઉત્પન્ન થાય છે, તેને "મહાવિદેહભાવ" કહે છે. આ મહાવિદેહભાવ ઉપર સંયમ કરી તેને પરિપક્વ બનાવવાથી યોગીનાં સમગ્ર અજ્ઞાન–અંધકારનો નાશ થઇ ઉત્થાનકાળમાં પણ પ્રત્યેક વસ્તુ અને આખું વિશ્વ તેને ચૈતન્યમય દેખાય છે.

स्थूलस्वरूपसूक्ष्मान्वयार्थवत्त्वसंयमाद्भूतजयः ॥ ४५ ॥

**સૂત્રાર્થઃ**—ભૂતો (પંચ મહાભૂત)નાં સ્થૂલ સ્વરૂપ, સૂક્ષ્મ સ્વરૂપ, અન્વય અને અર્થવત્વમા સંયમ કરવાથી ભૂતજય કરી શકાય છે.

**વિવેચનઃ**—યોગી સમગ્ર ભૂતસમૂહ ઉપર સંયમ કરી શકે છે. સ્થૂલ ભૂતોથી આરંભ કરીને ત્યાર પછી તેમની અનેક સૂક્ષ્મ અવસ્થાઓ ઉપર પણ તે સંયમ કરી શકે છે. બૌદ્ધોનો એક સંપ્રદાય આ પ્રકારના સંયમ ઉપર વિશેષ લક્ષ આપે છે. તેઓ પોતાના હાથમાં કાદવનો લોચો લઇને તેના ઉપર સંયમ કરવા માડે છે. એમ કરતાં કરતાં જે સૂક્ષ્મ તત્ત્વોનો કાદવ બનેલો છે, તે તેમને દેખાવા લાગે છે અને જ્યારે તે એમાંનાં સર્વ સૂક્ષ્મ તત્ત્વોનું જ્ઞાન મેળવી રહે છે ત્યારે એ તત્ત્વો ઉપર તેમનો અધિકાર બેસી જાય છે. બધાંજ તત્ત્વોનુ એ પ્રમાણે સમજવું. સારાંશ કે, યોગી ઇચ્છે તો સર્વ ભૂતોને સંયમદ્વારા પોતાના અધિકાર નીચે લાવી શકે છે.

ततोऽणिमादिप्रादुर्भावः कायसंपत्तद्धर्मानभिघातश्च ॥ ४६ ॥

**સૂત્રાર્થઃ**—તેમ થવાથી અણિમા આદિ સિદ્ધિઓનો આવિર્ભાવ થવા લાગે છે, શરીરસંપત્તિની પ્રાપ્તિ થાય છે અને શારીરિક ધર્મો અબાધિત થાય છે.

**વિવેચનઃ**—એનો અર્થ એ છે કે, યોગીને અષ્ટસિદ્ધિઓનો લાભ થાય છે. તે મરજીમાં આવે તો અણુ જેવડો સૂક્ષ્મ બની શકે છે અને પોતાના શરીરને અત્યંત વિશાળ પણ બનાવી શકે છે પોતે પૃથ્વીના જેવો ભારે અને વાયુના જેવો હલકો થઇ શકે છે. મરજીમાં આવે તેના ઉપર સ્વામિત્વ ચલાવી તેને તાબે કરી શકે છે સિંહ પણ બકરીની પેઠે તેના પગ આગળ બેસી રહે છે અને ભાવનામાત્રથીજ તેની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે.

रूपलावण्यबलवज्रसंहननत्वानि कायसंपत् ॥ ४७ ॥

સૂત્રાર્થઃ—રૂપ (સૌંદર્ય), લાવણ્ય (કાંતિ), બળ અને વજ્રના જેવી દૃઢતા, એ શરીરસંપત્તિઓ છે.

વિવેચનઃ—શરીર અભેદ્ય બની જવાથી અગ્નિ પણ તેને ઇજા કરી શકતો નથી. તેને ઇજા કરી શકે એવો જગતમાં એકે પદાર્થ નથી. તે પોતે જ્યાંસુધી ઇચ્છે નહિ, ત્યાંસુધી તેનો કોઇ પણ વિનાશ કરી શકતું નથી. કાળને પણ પ્રતિબદ્ધ કરીને યોગી પોતાના શરીરરૂપી વિશ્વમાં નિવાસ કરી રહે છે. વેદમાં લખ્યું છે કે, યોગીને રોગ, મૃત્યુ કે ક્લેશ સંભવેજ નહિ.

ग्रहणस्वरूपाऽस्मितान्वयार्थवत्त्वसंयमादिन्द्रियजयः ॥४८॥

સૂત્રાર્થઃ—ઇંદ્રિયોની બાહ્યાભિમુખી ગતિ, તેમાંથી પ્રાપ્ત થતું જ્ઞાન, એ જ્ઞાનથી વિકસિત થતો અહંભાવ, તેનું ત્રિગુણમયત્વ અને ભોગદાતૃત્વ, એના સંયમથી ઇંદ્રિયોનો જય થાય છે.

વિવેચનઃ—બાહ્યપદાર્થનું અવલોકન અથવ અનુભવ કરવા સમયે પ્રથમ ઇંદ્રિયો પોતાના મનની અંદરના સ્થાનને છોડીને, તે પદાર્થમાં લીન થાય છે અને પછી બુદ્ધિ અને અસ્મિતા પણ તેને અનુસરે છે એ સર્વનો જ્યારે યોગી સંયમ કરે છે, ત્યારે તે ઇંદ્રિયોને પોતાના કાબૂમાં લાવી શકે છે. એકાદ પુસ્તકનું ઉદાહરણ લો. પ્રથમ તમે તેના ઉપર મનની એકાગ્રતા કરો. પછી એ પુસ્તકની આકૃતિમાં જે "પુસ્તકત્વ એટલે પુસ્તક" એવું કાંઇક જ્ઞાન રહેલું છે. તેને આકૃતિથી છૂટું પાડીને તેના ઉપર સંયમ કરો અને છેવટે જે અહંભાવ વડે એ પુસ્તકનું દર્શન થાય છે તેના ઉપર સંયમ કરો. આવા અનુક્રમપૂર્વકનો અભ્યાસ કરવાથી ઇંદ્રિયો તમારે તાબે થઇ જશે.

ततो मनोजवित्वं विकरणभावः प्रधानजयश्च ॥ ४९ ॥

**સૂત્રાર્થ:**—તેથી (ઇંદ્રિયજયથી) મનોજવિત્વ એટલે દેહને પણ મનના જેવો વેગ, વિકરણભાવ એટલે ઇંદ્રિયોને દેહ વિના પણ ઇચ્છિત દેશકાળમાં સ્વતંત્રપણે કામ કરવાની શક્તિ અને પ્રધાન એટલે તમામ પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત થશે.

**વિવેચનઃ**—જેમ ભૂત એટલે તત્ત્વોનો જય કરવાથી "કાયસંપત્" નામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેમ ઇંદ્રિયોનો જય કરવાથી ઉપર કહેલી શક્તિઓ પ્રાપ્ત થાય છે.

सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च ॥ ५० ॥

**સૂત્રાર્થ:**—પુરુષ અને બુદ્ધિના એકણીજાથી જુદાપણા ઉપર સંયમ કરવાથી સર્વ વસ્તુઓનું અધિષ્ઠાતાપણું તથા સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**—જ્યારે પ્રકૃતિ પર જય મેળવાય અને પુરુષ અને પ્રકૃતિનો ભેદ બરાબર સમજાઈ જઈ પુરુષ અવિનાશી, પવિત્ર અને પુણ્યસ્વરૂપ છે એવો દૃઢ અનુભવ થાય, ત્યારે યોગીને સર્વનું અધિષ્ઠાતાપણું અને સર્વજ્ઞતા પ્રાપ્ત થાય છે અર્થાત્ તે યોગી સર્વવ્યાપી અને સર્વનો જ્ઞાતા બની રહે છે.

तद्वैराग्यादपि दोषबीजक्षये कैवल्यम् ॥ ५१ ॥

**સૂત્રાર્થ:**—ઉપર કહેલા સર્વના અધિષ્ઠાતાપણામાં તથા સર્વજ્ઞપણામાં પણ વૈરાગ્ય થવાથી દોષમાત્રનાં બીજનો ક્ષય થઈ જઈ કૈવલ્યપદની પ્રાપ્તિ થાય છે

**વિવેચનઃ**—યોગી જ્યારે તે સર્વવ્યાપીત્વ અને સર્વજ્ઞત્વની સિદ્ધિઓનો પરિત્યાગ કરે છે, ત્યારેજ તેના સર્વ ભ્રતિસંસ્કારોનો, તમામ આકર્ષણો તથા પ્રલોભનોનો અને દેવતાઓનાં પ્રલોભનોનો સમૂળો ક્ષય થાય છે. સર્વ પ્રકારની અદ્ભુત શક્તિઓ

મેળવ્યા પછી યોગી જ્યારે તેમને પણ અંતરાયરૂપ સમજીને તેમનો સર્વનો ત્યાગ કરે છે, ત્યારેજ તે અંતિમ લક્ષ્યબિંદુ સુધી પહોંચી શકે છે. વાસ્તવિક રીતે જોતાં એ સિદ્ધિઓ પણ એક પ્રકારનો પ્રકૃતિનો વિકાર અથવા સંસ્કારજ છે; માટે સ્વપ્ન કરતાં તેઓ કોઇ રીતે શ્રેષ્ઠ નથી. સર્વશક્તિમાનપણું એ પણ એક પ્રકારની સ્વપ્નાવસ્થાજ છે; કેમકે એનો આધાર પણ કેવળ મનના ઉપરજ રહેલો છે. જ્યાંસુધી મનનું અસ્તિત્વ રહે છે, ત્યાંસુધીજ સર્વશક્તિમાનપણાની લાગણી અને સંભવ હોઇ શકે છે; પરંતુ આપણું લક્ષ્યસ્થાન મનથી પણ પર છે.

स्थान्युपनिमंत्रणे संगस्मयाकरणं पुनरनिष्टप्रसंगात् ॥५२॥

**સૂત્રાર્થઃ**—સ્થાનપતિઓ વગેરેનાં તેમની સેવા સ્વીકારવાનાં નિમંત્રણાદિમાં આસક્ત થઈ, ભોગોની ઇચ્છા તથા યોગપ્રભાવના અભિમાનમાં ફસાઇ જવું નહિ; કારણકે તેથી પુનઃ અનિષ્ટ પ્રસંગની પ્રાપ્તિ થાય છે.

**વિવેચનઃ**—યોગીના માર્ગમાં બીજાં પણ કેટલાંક વિઘ્નો રહેલાં છે. ભોગૈશ્વર્યધારી ગૃહસ્થો, રાજાઓ, દેવતાઓ વગેરે યોગીનો આશીર્વાદ, સેવાલાભ વગેરે મેળવવા સારૂ તેને નિમંત્રણ આપી પોતાનાં ખાનપાન–સત્કારાદિ સ્વીકારાવવા માટે આકર્ષિત કરે છે. વળી કેટલાક કહે છે કે, તેમ થાય એ દેવતાઓને પસંદ નહિ હોવાથી અને તેઓ કોઈ કોઈ બાબતમાં માણસો કરતાં પણ અદેખાઇમાં વધી જાય એવા હોવાથી, તથા રખેને આપણું દેવપદ બીજો પૂંચવી લે એવી તેમને હમેશ દહેશત રહેતી હોવાથી, તેઓ પણ યોગીને ભ્રષ્ટ કરવા માટે બનતો પ્રયત્ન કરે છે. જે યોગી માણસો તથા દેવો તરફની લાલચોમાં ફસાય છે તે પૂર્ણ સિદ્ધ બનતો નથી. તે મરણ પછી દેવ બને છે. વાસ્તવિક રીતે આવો સિદ્ધિઓનો ઉપયોગ કરનારો યોગી રાજમાર્ગને

છોડીને એક બાજુની ગલીમાં-વિષયોપભોગમાં જાય છે અને તેથી તેને પુનર્જન્મ લેવો પડે છે. જે યોગી એ સર્વ પ્રલોભનોને જીતવા જેટલું સામર્થ્ય મેળવે છે અને જે સીધો પોતાના લક્ષ્યબિંદુ તરફજ ચાલ્યો જાય છે, તેજ સદાને માટે મુક્ત થઈ શકે છે.

क्षणतत्क्रमयोः संयमाद्विवेकजं ज्ञानम् ॥५२॥

**સૂત્રાર્થ:**—ક્ષણ અને તેના પૂર્વાપર ક્રમ ઉપર સંયમ કરવાથી યોગીને વિવેકજન્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે.

**વિવેચન:**—ગૃહસ્થો, દેવતા, સ્વર્ગ અને સિદ્ધિઓનાં આકર્ષણોમાથી બચી જવાનો ઇલાજ શું? વિવેક, અર્થાત્ સત્ શું અને અસત્ શું એનો વિચાર રહ્યા કરે તોજ એ સર્વ વિઘ્નોથી બચી શકાય. એ વિવેકશક્તિ દૃઢ થવા પામે તેટલાજ માટે ઉપરોક્ત સંયમ બતાવેલો છે કે, કાળના એક અંશ ઉપર સંયમ કરવો.

जातिलक्षणदेशैरन्यतानवच्छेदात्तुल्ययोस्ततः प्रतिपत्तिः ॥५४॥

**સૂત્રાર્થ:**—જાતિ, લક્ષણ અને દેશ વડે જે વસ્તુઓનો ભેદ કળી શકાતો નથી, તે પણ ઉપર કહેલા સંયમ વડે સમજાય છે.

**વિવેચન:**—આપણે જે જે દુઃખો ભોગવી રહ્યા છીએ, તે સર્વની ઉત્પત્તિ અજ્ઞાનમાંથી એટલે કે સત્ય અને અસત્યના વિવેકના અભાવમાંથી થાય છે. આપણે અશુભ વસ્તુને શુભ અને સ્વપ્નતુલ્ય મિથ્યા વસ્તુને સત્ય માની બેઠા છીએ. આત્મા એ એકલોજ સત્ય પદાર્થ છે; તેનું આપણને વિસ્મરણ થઈ ગયું છે. શરીર સ્વપ્નતુલ્ય મિથ્યા છે, તોપણ જાણે આપણું સત્યસ્વરૂપ શરીરજ હોય એમ સમજી બેઠા છીએ આ અવિવેકજ આપણાં તમામ દુઃખોનું મૂળ કારણ છે. એ અવિવેકની ઉત્પત્તિ અવિદ્યામાંથી થાય છે. વિવેકનો જેમ જેમ ઉદય થવા લાગે છે, તેમ તેમ આપણામાં એક પ્રકારનું અદ્દ્ભુત બળ આવતું જાય છે. એ બળ

આપણામાં સારી પેઠે આવી શક્યું હોય, તોજ આપણે આ શરીર, સ્વર્ગ અને દેવો વગેરેની ભ્રમમૂલક કલ્પનાઓને ભેદીને પ્રાસન્યના સીધેસીધા પંથગા આગળ વધી શકીએ છીએ. આપણે જુદાજુદા પદાર્થોને એકબીજા થકી જાતિ, ચિહ્‌ન અને સ્થાનભેદથી જુદા પાડીએ છીએ, તેથી કરીનેજ આ અજ્ઞાન ઉત્પન્ન થયેલું છે. એક ગાયનું ઉદાહરણ લઇએ. ગાયનો કૂતરાથી જે ભેદ આપણે માનીએ છીએ તે જાતિગત ભેદ છે. જો બને ગાયોજ હોય, તો તેમને આપણે તેમનાં શરીરનાં ચિહ્‌ન ઉપરથી જુદી પાડી શકીએ છીએ. વળી જ્યારે બે વસ્તુઓ બધી રીતે એક બીજાને બરાબર મળતી આવતી હોય, તો સ્થાનના ભેદ ઉપરથી આપણે તેમને પૃથક્ સમજી શકીએ છીએ. પરંતુ જ્યારે પદાર્થો એકબીજા સાથે એવા ભેળસેળ થઇ ગયા હોય કે, ઉપર બતાવેલા ત્રણમાથી એકે ઉપાય વડે તેમનુ જુદાપણું નજ થઇ શકે ત્યારે ઉપર જણાવેલી સાધનાથી પ્રાપ્ત થતા વિવેક વડે આપણે તેમનું પાર્થક્ય સમજી શકીએ પુરુષ પવિત્ર અને પરિપૂર્ણ છે અને જગતમાં કોઇ પણ અમિશ્ર-શુદ્ધ પદાર્થ હોય તો તે એકલોજ છે એજ સત્યના ઉપર યોગવિદ્યાનું સર્વ તત્ત્વજ્ઞાન રચાયેલું છે. શરીર અને મન એકબીજા સાથે મિશ્ર થયેલાં છે; પણ આપણે તો આપણા સત્યસ્વરૂપને પણ તેમનામાં ભેળવી દઇએ છીએ. આવી રીતની જે વિવેકની વિસ્મૃતિ એજ આપણું મોટામાં મોટું અજ્ઞાન છે અને ભૂલ છે. જ્યારે એ અજ્ઞાન-અવિવેક દૂર થઇને વિવેકશક્તિ પૂરેપૂરી પ્રાપ્ત થાય છે, ત્યારેજ મનુષ્ય સમજી શકે છે કે, જગતના સર્વ ભૌતિક તેમજ માનસિક (દશ્ય તથા અદશ્ય) પદાર્થ મિશ્રપદાર્થ છે અને તેથી તેઓ આત્મા હોઈ શકે નહિ;

तारकं सर्वविषयं सर्वथाविषयमक्रमं चेति विवेकजं ज्ञानम् ॥

સૂત્રાર્થઃ—સંસારસાગરથી તારનારૂં અને સર્વ વસ્તુઓને

સર્વ પ્રકારથી તથા કાંઇ પણ ક્રમ વિના એકી વખતે વિષય કરનારૂં જ્ઞાન વિવેકજન્ય જ્ઞાન કહેવાય છે.

વિવેચનઃ—તારક એટલે સંસારમાંથી તારણ કરનારૂં—જન્મમરણમાંથી ઉગારી લેનારૂં—જ્ઞાન. સમસ્ત પ્રકૃતિ તથા તેની સર્વ સ્થૂળ અને સૂક્ષ્મ અવસ્થાઓ આ તારકજ્ઞાનની અંદર સમાઈ જાય છે. એ જ્ઞાનનો પૂર્વાપર એવો ક્રમ નથી. એ તો તમામ વસ્તુઓને તથા તેમની જુદી જુદી અવસ્થાઓને એકજ દૃષ્ટિપાતથી ગ્રહણ કરી લે છે.

सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥ ५६ ॥

સૂત્રાર્થ:—સત્ત્વ અને પુરુષ, બેઉની સમાન શુદ્ધિ થયાથી કૈવલ્યની પ્રાપ્તિ થાય છે

વિવેચનઃ—કૈવલ્ય એજ આપણું લક્ષ્ય છે. યોગી એ લક્ષ્યને પહોંચી જતા અનુભવે છે કે, પ્રથમથીજ પોતે પરિપૂર્ણ અલિપ્ત-મુક્ત-કૈવલ્યરૂપ છે; અને તેને પૂર્ણ કરવા માટે પ્રકૃતિનું કે બીજી કોઇ વસ્તુનું પ્રયોજન નથી. જ્યારે શુદ્ધિ અને અશુદ્ધિ બેઉનાથી મિશ્રિત થયેલું સત્ત્વ મન આત્માના જેવું શુદ્ધ અને વૃત્તિરહિત બની જાય છે, ત્યારેજ તે નિર્ગુણ અવસ્થાને પામે છે—આત્માના પ્રતિબિંબને ઝીલી શકે છે.

# अध्याय ४ थो–कैवल्यपाद

जन्मौषधिमंत्रतपःसमाधिजाः सिद्धयः ॥ १ ॥

**સૂત્રાર્થ:**—સિદ્ધિઓ જન્મથી, મંત્રથી, તપથી અને સમાધિથી ઉત્પન્ન થાય છે

**વિવેચન:**—કોઈ કોઇ વાર પૂર્વજન્મોમાં સિદ્ધ કરેલું સામર્થ્ય લઈને અવતરેલાં મનુષ્ય પણ જોવામાં આવે છે. માત્ર ગત જન્મોના પુરુષાર્થનું ફળ ભોગવવાને અથવા તો અપૂર્ણ રહેલું કર્તવ્ય પૂર્ણ કરવા માટેજ તેમણે જન્મ લીધો હોય છે. સાંખ્યદર્શનના પિતાસ્વરૂપ કપિલમુનિ વિષે કહેવાય છે કે, તેઓ જન્મથીજ સિદ્ધ પુરુષ હતા યોગીઓ કહે છે કે, રસાયનવિદ્યાથી એટલે કે અમુક ઔષધિઓના અમુક પ્રકારના સેવનથી પણ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો જન્મ રસાયન વિદ્યા તેમજ કીમિયામાંથી થયો છે, એ વાત તો તમે સૌ જાણો છોજ. સ્પર્શમણિ અને સંજીવની અમૃત અથવા આબેહયાતની શોધ મનુષ્યો કરતાજ આવ્યા છે. ભારતવર્ષમાં પણ રસાયન-વિદ્યાની શોધ કરનારા પંડિતોનો એક સંપ્રદાય હતો અને તેના અનુયાયીઓ 'રાસાયન' નામથી ઓળખાતા હતા. તેમનો અ-ભિપ્રાય એવો હતો કે, સૂક્ષ્મ તત્ત્વ જાણવાની જિજ્ઞાસા, જ્ઞાન, આધ્યાત્મિકતા, ધર્મ એ સર્વ વસ્તુઓ સાચી અને ઉત્તમ તો છે; પણ તેમને પ્રાપ્ત કરવાને માત્ર શરીરજ સાધન છે. જો અધવચ

શરીરનું પતન થઈ જાય તો અંતિમ લક્ષ્યબિંદુને પહોંચવા માટે લાંબા સમય સુધી ખોટી થવું પડે. દાખલા તરીકે અમુક મનુષ્યને યોગાભ્યાસ કરવાની એટલે કે આધ્યાત્મિક પૂર્ણતા પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, પણ તેમાં પૂર્ણતા મેળવવા પહેલાંજ તેનું મરણ થાય તો તેને બીજો દેહ ધારણ કરીને સાધના કરવી પડે; અને આ પ્રમાણે વારંવાર જન્મ ગ્રહણ કરવામાં અને દેહત્યાગ કરવામાં તેનો ઘણો સમય બરબાદ થાય; માટે જો કોઇ પણ ઉપાયે શરીરને સુદૃઢ અવસ્થામાં લાંબો વખત ટકાવી શકાય તો એવાં જન્મ-મરણમાં પડયા વિનાજ આધ્યાત્મિક ઉન્નતિને માટે ઘણો સમય મેળવી શકાય. આટલા માટે ઉપર કહેલા રાસાયનિકો કહે છે કે, સૌથી પહેલાં શરીરને બળવાન બનાવો. તેઓ તો એટલે સુધી કહેવાની હિંમત કરે છે કે, મનુષ્ય અમર પણ થઇ શકે છે. તેમનો અભિપ્રાય એવો છે કે જો મનજ શરીરને ઘડનારૂં છે અને દરેક જણનું મન અનંત શક્તિસમૂહની એક નાની પ્રણાલીજ છે, એ વાત સાચી હોય તો દરેક મન બહારના અનંત શક્તિભંડારમાંથી ઇચ્છે તેટલી શક્તિ ખેંચી શકે, અને જો તેમજ હોય તો આપણે આપણા દેહને અનંતકાળ પર્યંત શા માટે ટકાવી ન શકીએ? હવે પછીના જન્મોમાં આપણે જે જે દેહ ધારણ કરીશું તે તે સર્વની રચના પણ આપણેજ કરી લેવાની છે અને તેમજ છે, તો પછી આ શરીરમાંથી બહાર નીકળ્યા વગર આ ને આજ દેહમાં નવા દેહની રચના આપણે શા માટે કરી ન લેવી? તેમના આ સિદ્ધાંતમાં કશુંજ અસત્ય જેવું નથી. મરણ પછી આપણું અસ્તિત્વ રહે છે અને આપણાં નવાં શરીર આપણે જાતેજ બનાવી લઇએ છીએ, એ વાત જો સત્ય હોય, તો પછી એક શરીરનો સંપૂર્ણ નાશ ન થવા દેતાં તેમાં ને તેમાંજ પરિવર્તન કર્યા કરીને આ ને આ દેહને પણ અનંતકાળ પર્યંત શા માટે ટકાવી ન શકાય?

રાસાયનિકોનો તો એટલે સુધી વિશ્વાસ છે કે, પારો અને ગંધક એ બેઉની અંદર અદ્ભુત શક્તિ રહેલી છે. એ દ્રવ્યોની અમુક પદ્ધતિએ ઔષધિ તૈયાર કરવામાં આવે તો તેના સેવનથી મનુષ્ય પોતાના શરીરને મરજીમાં આવે તેટલો વખત ટકાવી શકે. કેટલાક તો એટલે સુધી માને છે કે અમુક ઔષધિઓમાં આકાશગમન કરાવવાની શક્તિ પણ રહેલી છે. વર્તમાન સમયની કેટલીક આશ્ચર્યકારક ઔષધિઓ—ખાસ કરીને ધાતુઓના મારણમાંથી બનાવેલી દવાઓ—આપણને એ રાસાયનિકોદ્વારાજ પ્રાપ્ત થયેલી છે. કેટલાક યોગીઓની માન્યતા એવી છે કે, અમારા મુખ્ય *મુખ્ય ગુરુઓ હજી પણ તેમના પ્રાચીન શરીરમાંજ વિદ્યમાન છે. યોગશાસ્ત્રના સંબંધમાં જેમનું પ્રમાણ સર્વમાન્ય છે, તે ભગવાન પતંજલિ પણ આ વાતનો અસ્વીકાર કરતા નથી.

**મંત્રશક્તિઃ**—'મંત્ર' એવા નામથી ઓળખાતા કેટલાક એવા પવિત્ર શબ્દો છે કે, બતાવેલા વિધિ પ્રમાણે તેમનું ઉચ્ચારણ કરવામાં આવે તો તેમનાદ્વારા આશ્ચર્યકારક શક્તિની પ્રાપ્તિ થાય છે આપણે હમેશાં એવી અનેક અદ્ભુત ઘટનાઓની પરંપરા વચ્ચે જીવન ગાળીએ છીએ કે, તેમના વિષે કશો વિચાર કરતા નથી અને તેમને રોજના સામાન્ય બનાવોમાં ગણી કાઢીએ છીએ. મનુષ્યની, શબ્દની અને મનની શક્તિઓની સીમાજ નથી.

**તપશ્ચર્યાઃ**—તમે જાણો છો કે, દરેક ધર્મની અંદર તપશ્ચર્યા અને સંન્યાસનો ઉપદેશ આપેલો છે ધર્મના તમામ અંગોની સાધનામાં હિંદુ લોકો સૌના કરતાં ઘણા આગળ વધી ગયેલા છે એક હાથ આખી જિંદગી સુધી ઊંચો ને ઊંચો રાખી તેને સૂકો લાકડા જેવો બનાવી મૂકનારા અનેક સાધુઓ તેમનામાં જોવામાં આવે છે. અનેક સાધુઓ તો દિવસરાત્રિ ઊભા ને ઊભાજ રહે છે;

* મત્સ્યેંદ્ર, ગોરખ, કંથડનાથ વગેરે.

આખરે તેમના પગ સૂજી જાય છે અને તેઓ કદાચ જીવતા રહે તોપણ તેમના પગ એવા તો અકડાઈ જાય છે કે, પછી તેમનાથી તે પગને જરા પણ વાળી શકાતા નથી અને જીવતા સુધી તેમને ઊભા ને ઊભા જ રહેવું પડે છે ઊંચો હાથ રાખનાર એક સાધુને હું મળ્યો હતો મેં તેને પૂછ્યું હતું કે, "તમે હાથને પહેલવહેલો ઊંચો રાખવા માંડ્યો ત્યારે તમને શું થતું હતું?" તેણે કહ્યું કે "શરૂઆતમાં તો મને એટલું બધું દુઃખ થતું કે, નદીમાં ડૂબકી મારીને બેસી રહેવું પડતું ત્યારે જ થોડી વાર દુઃખ ઓછું થતું, પરંતુ એક મહિનો વીત્યા પછી ઝાઝું દર્દ થયું નથી" આવા કઠિન સાધનો વડે પણ અમુક સિદ્ધિઓની પ્રાપ્તિ થાય છે

**સૂત્રાર્થઃ**—સમાધિ એ જ ખરેખરો યોગ છે યોગશાસ્ત્રનો એ જ મુખ્ય વિષય છે અને એ જ ખરેખરું સાધન છે હમણાં જે જે સાધનો ગણાવી ગયા તે બધા એની આગળ ગૌણ છે, કેમકે તેઓ પરમપદની પ્રાપ્તિ કરાવી શકતા નથી માનસિક, નૈતિક અને આધ્યાત્મિક વિષયમાં જે કાંઈ પ્રાપ્તવ્ય છે, તે સમાધિ વડે જ મેળવી શકાય છે

जात्यंतरपरिणामः प्रकृत्यापूरात् ॥ २ ॥

**સૂત્રાર્થઃ**—પ્રકૃતિના આપૂરણદ્વારા એક જાતિમાંથી બીજી જાતિમાં પરિણતિ થઈ શકે છે

**વિવેચનઃ**—પતંજલિ કહે છે કે, આ શક્તિઓ કોઈને જન્મથી પ્રાપ્ત થયેલી હોય છે, કોઈને રસાયનના સેવનથી મળેલી હોય છે, કોઈને તપશ્ચર્યાથી મળેલી હોય છે શરીરને મરજીમાં આવે તેટલો વખત ટકાવી શકાય એ વાત પણ પતંજલિ સ્વીકારે છે આ ઠેકાણે એક જાતિમાંથી બીજી જાતિમાં પરિણતિ કેવી રીતે થાય છે તે વિષે તેઓ કહે છે કે, આ કાર્ય પ્રકૃતિના આપૂરણ

દ્વારા સિદ્ધ થાય છે હવે પછીના સૂત્રમા એ વિષે વિસ્તારથી ચર્ચા આવશે

निमित्तमप्रयोजकं प्रकृतीना वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥ ३ ॥

**સૂત્રાર્થ:**—સત્કર્મો વગેરે સાધનો પ્રકૃતિના પરિવર્તનના કારણ નથી પણ પ્રકૃતિના કાર્યમા જે કાઇ અતરાય હોય છે, તેમનો નાશ કરવાનાજ નિમિત્તમાત્ર છે જેમકે કૃષિકાર પોતાના ખેતરમા પાણીને આવતુ અટકાવનારા વિઘ્નો દૂર કરી નાખે છે, એટલે પાણી તો પોતાના સ્વભાવ વડેજ ખેતરમા ચાલ્યુ આવે છે

**વિવેચન:**—કોઇ ખેડૂતને પોતાના ખેતરને પાણી પાવાની ઇચ્છા છે હવે પાણી તો ખેતરની પાસેનીજ નહેરમા વહી રહેલુ હોય છે, પરતુ દ્વારો બધ હોવાથી તે ખેતરમા પ્રવેશી શકતુ નથી ખેડૂત તે કાટકો ખોલી નાખે છે એટલે પાણી તો ગુરુત્વાકર્ષણના નિયમ પ્રમાણે આપોઆપજ ખેતરમા ચાલ્યુ આવે છે આજ પ્રમાણે સમગ્ર જ્યોતિ અને શક્તિ સદાકાળ દરેકની પાસે ને પાસેજ છે, અને 'પૂર્ણતા' એ તો પ્રત્યેક મનુષ્યનો સ્વભાવ છે માત્ર તેનો દરવાજો બધ થઇ ગયો છે અને તેથી કરીને એ શક્તિને પ્રકટવાનો માર્ગ મળતો નથી જો કેઇ પણ ઉપાયે એ પ્રતિબધક કારણોને દૂર કરવામા આવે, તો આત્માની સ્વભાવગત પૂર્ણતા પોતાના મહિમા વડેજ ઝળકી ઊઠે અને મનુષ્યમા પહેલેથીજ જે શક્તિઓ રહેલી છે તેનો તેને અનુભવ થવા લાગે જો એ પ્રતિબધક કારણો દૂર થાય અને પ્રકૃતિ પોતાનુ કાર્ય કરવા લાગે તો જેને આપણે મહાપાપી કહીએ છીએ તે પણ સાધુતુલ્ય બની રહે આપણો સ્વભાવ આપણને અજ્ઞાનપણે પણ પૂર્ણતા તરફ ખેચી રહેલો છે અને વહેલેમોડે દરેકે તે દિશા તરફ વળવુજ પડશે ધર્મના અગ તરીકે જે કાઇ સાધનભજન વગેરે કરવાનું હોય છે, તેમનુ સર્વનુ કાર્ય કેવળ એ પ્રતિબધક કાર

ણોને દૂર કરવા પૂરતુંજ છે; કે જેથી આપણી સ્વભાવસિદ્ધ અને અનાદિ પરિપૂર્ણતાનુ દ્વારઊઘડી જાય. પ્રાચીન યોગીઓનો આ ઉત્ક્રાન્તિવાદ સમજવામાં આધુનિક વિજ્ઞાનના પ્રકાશની બહુજ મદદ મળે છે; પરંતુ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે પ્રાચીન યોગીઓનો સિદ્ધાંત હાલના વિજ્ઞાનશાસ્ત્ર કરતાં વધારે ઉત્તમ, સયુક્તિક અને પ્રમાણસિદ્ધ છે ઉત્ક્રાન્તિવાદીઓ ઉત્ક્રાન્તિના બે કારણ બતાવે છેઃ-(૧) સ્ત્રીપુરુષના સંયોગની પસંદગી અને (૨) સૌથી વિશેષ યોગ્ય હોય તેમનુંજ જીવન. પણ આ બે કારણો અપૂર્ણ અને અયોગ્યજ છે. જેમકે, મનુષ્યનું જ્ઞાન એટલી હદ સુધી વધી જાય કે શરીરના નિભાવનો અથવા યોગ્ય પતિ-પત્નીનો પ્રશ્નજ ન રહેવા પામે; તો પછી ઉત્ક્રાન્તિવાદના મત પ્રમાણે મનુષ્યનો વિકાસક્રમ બંધ થવો જોઇએ અને મનુષ્યજાતિનો નાશ થવો જોઇએ. વળી તેમાંથી બીજું પરિણામ એ આવશે કે અત્યાચાર કરનાર દરેક વ્યક્તિને પોતાના અંતરાત્માના ચટકામાંથી ઊગરી જવાની સારી સારી દલીલો મળી આવશે. વળી એવા પણ ઘણા માણસો છે કે જેઓ તત્ત્વજ્ઞાની હોવાનો ઢોંગ કરીને મનુષ્યજાતિના સંરક્ષણને માટે તમામ દુષ્ટ અને અયોગ્ય માણસોને મારી નાખવા ચાહે છે. વળી યોગ્યાયોગ્યતાનો ખરો નિર્ણય કરનારા પણ તેઓ એકલા પોતાનેજ માને છે! પરંતુ પ્રાચીન ઉત્ક્રાન્તિવાદી મહામુનિ પતંજલિ કહે છે કે ઉત્ક્રાન્તિવાદનું ખરૂં રહસ્ય તો દરેક મનુષ્યમાં બીજરૂપે જે પૂર્ણતા રહેલી છે, તેનોજ આવિર્ભાવ કરવામાં રહેલું છે. તેઓ કહે છે કે, એ પૂર્ણતાનોપ્રકાશ પ્રતિબંધક કારણોને લીધેજ બહાર ઝળકી નીકળતો નથી. આપણી સર્વની અંદર રહેલો એ પૂર્ણતાનો મહાસાગર પ્રતિબંધક દીવાલોને ભેદવાને માટે તેની સામે નિરંતર અથડાયાજ કરે છે. આપણે નાના પ્રકારના કલેશ, ઝઘડા અને

હરીફાઇઓ કરીએ છીએ તે કેવળ આપણા અજ્ઞાનનું જ પરિણામ છે. એ દરવાજાનાં દ્વાર કેવી રીતે ઉઘાડી નાખવાં અને પાણીને આપણી અંદર કેવી રીતે વાળી દેવું તે આપણે જાણતા નથી, તેથીજ આપણી આ અવસ્થા થવા પામી છે. આપણી પાછળ શક્તિ અને પૂર્ણતાનો જે અનંત મહાસાગર ઊછળી રહ્યો છે, તે એક દિવસ તો બધાએ અંતરાયોને તોડયા વગર નહિજ રહે. માત્ર જીવન ટકાવી રાખવા અથવા ઇંદ્રિયોને તૃપ્ત કરવા સારૂ જ કાંઇ આ જગત પેદા થયેલું નથી. એ તો અનાવશ્યક, ક્ષણિક, બાહ્ય અને અજ્ઞાનજન્ય વ્યાપારમાત્ર છે. તમામ પ્રકારની હરીફાઈ બંધ થઇ જાય તોપણ જ્યાંસુધી દરેક વ્યક્તિએ પૂર્ણતા પ્રાપ્ત નથી કરી, ત્યાંસુધી તેનામાં રહેલી સ્વભાવગત પૂર્ણતા આપણને આગળ ધકેલ્યાજ કરવાની. એ પૂર્ણતા મેળવવાને માટે દુન્યવી હરીફાઈ જરૂરનીજ છે એમ માનવાને કશો આધાર નથી. જેમ પશુની અંદર પણ મનુષ્યત્વ ગૂઢભાવે રહેલું છે અને અંતરાયરૂપ ફાટક ઊઘડી જાય એટલે તે મનુષ્યત્વ બહાર નીકળી આવે છે; તેજ પ્રમાણે મનુષ્યમાં પણ ઇશ્વરત્વ ગૂઢભાવે રહેલું છે માત્ર અજ્ઞાનની ભોગળ આડી આવેલી હોવાથીજ ફાટકો ઊઘડી શકતા નથી અને ઇશ્વરત્વ પ્રકાશિત થતું નથી. જ્ઞાન વડે એ ભોગળ ખસી જાય કે તરતજ ઇશ્વરત્વ ઝળકી ઊઠે છે.

निर्माणचित्तान्यस्मितामात्रात् ॥ ४ ॥

**સૂત્રાર્થઃ**—યોગી કેવળ અસ્મિતા (અહંભાવ) માંથી અનેક ચિત્ત રચી શકે છે.

**વિવેચનઃ**—કર્મવાદનું તાત્પર્ય એ છે કે આપણને આપણાં સારાંનરસાં કર્મનું ફળ ભોગવવુંજ પડે છે; અને એટલા માટેજ ઘણાંખરાં દર્શનોનો મુખ્ય ઉદ્દેશ મનુષ્યને તેનું નિત્યસિદ્ધ નિર્વાણ પ્રાપ્ત કરાવવાનો છે. તમામ શાસ્ત્રો પ્રથમ માનવઆત્માની

એ નિત્યસિદ્ધ મહત્તાની ઘોષણા કરે છે અને પછીજ કર્મનું શિક્ષણ આપે છે. એ શિક્ષણનું તાત્પર્ય એજ હોય છે કે શુભ કર્મનું ફળ શુભ આવે છે અને અશુભ કર્મનું ફળ અશુભ આવે છે; પણ જો શુભ તેમજ અશુભ કર્મોનો પ્રભાવ આત્મા ઉપર પણ પડતો હોય તો પછી આત્મા જેવી સ્વતંત્ર વસ્તુનો કશો અર્થજ નથી. અશુભ કર્મો માત્ર પુરુષ અથવા આત્માના પોતાના સ્વરૂપના પ્રકાશને અટકાવે છે. શુભ કર્મો વડે એ અટકાયત દૂર થઈ જાય છે આ પ્રમાણે અંતરાય દૂર થતાંજ પુરુષનો સ્વભાવસિદ્ધ મહિમા ઝળકી નીકળે છે; પણ એથી અથવા બીજા કોઈ પણ સંયોગોથી પુરુષના મૂળસ્વરૂપમાં કશોજ ફેરફાર થઇ શકતો નથી. ગમે તે પ્રકારનાં કર્મ કરવામાં આવે પણ તેથી તમારો પોતાનો (તમારા વાસ્તવ પોતાપણાનો) મહિમા લેશમાત્ર પણ નષ્ટ થવાનો નથી કે વધવાનો નથી; કારણકે આત્મા એવો અવ્યય પદાર્થ છે કે કોઇ વસ્તુની તેના ઉપર અસર થતી નથી. માત્ર, કર્મો વડે આત્માની આડું એક પ્રકારનું આવરણ બંધાઇ જાય છે અને તેથી કરીને તેની પરિપૂર્ણતા ઢંકાઈ જાય છે.

યોગીઓ જલદી જલદી પોતાનાં કર્મોનો ક્ષય કરી નાખવા સારૂ "કાયવ્યૂહ"ની (અનેક દેહોની) ઉત્પત્તિ કરે છે અને એ દેહોને માટે તેઓ પોતાના અહંકારમાંથી મન ઉત્પન્ન કરે છે. એવી રીતે બનેલા ચિત્તસમૂહને "નિર્માણચિત્ત" કહે છે.

प्रवृत्तिभेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम् ॥ ५ ॥

**સૂત્રાર્થ:**—આવી રીતે નિર્માણ થયેલાં ચિત્તોની પ્રવૃતિઓ જુદાજુદા પ્રકારની હોય છે; તોપણ મૂળ એકજ મન વડે તેમનું સર્વનું નિયમન થાય છે.

**વિવેચન:**—જે જુદાંજુદાં મન, જુદાંજુદાં શરીરોની માર-

કૃતે કાર્ય કરી રહ્યા હોય છે, તેમને નિર્મિત મન કહે છે, અને તેવા શરીરોને નિર્મિત શરીર કહે છે ભૂતો (તત્ત્વો) અને મન બેઉ અખૂટ ભડાગરતુલ્ય છે યોગી થવાથીજ એમનો જય કરવાનુ (તેમના ઉપર કાબૂ મેળવવાનુ) સાધન પ્રાપ્ત થાય છે તે પ્રાપ્ત થયા પછી તમારી ઇચ્છા પ્રમાણે તેમનો જેવો ઉપયોગ કરવો હોય તેવો તમે કરી શકો છો એ પનાપૂર્વથીજ તમારા દાસ હતા પણ તેમના પરનુ તમારૂ સ્વામિત્વ તમે ભૂલી ગયા હતા યોગી થતાની સાથે તમને તેમનુ સ્મરણ થઈ આવ્યુ અને તમારો હક તમે સભાળી લીધો જે ઉપાદાન (મૂળપદાર્થ)માથી આ વિશાળ બ્રહ્માડ બનેલુ છે તેજ ઉપાદાનમાથી "નિર્મિત્તચિત્ત" પણ બને છે મન અને ભૂત એ બને પદાર્થ મૂળમા જુદા નથી એકજ પદાર્થની બને જુદીજુદી અવસ્થાઓજ છે અસ્મિતા (અસ્તિત્વની–અહકારની સૂક્ષ્મ અવસ્થા) એજ તે ઉપાદાન છે કે જેમાથી યોગીના નિર્મિત્ત ચિત્ત અને નિર્મિત્ શરીર તૈયાર થાય છે જ્યારે યોગી પ્રકૃતિના આ રહસ્યથી વાકેફ થાય છે ત્યારે તે એ ઉપાદાનમાથી પોતે ઇચ્છે તેટલા મન અને શરીરની રચના કરી શકે છે

तत्र ध्यानजमनाशयम् ॥ ६ ॥

**સૂત્રાર્થ:**—જુદાજુદા પ્રકારના ચિત્તોમા જે ચિત્તની રચના ધ્યાન–સમાધિ વડે કરવામા આવી હોય છે તે ચિત્ત અનાશય–વાસનાશૂન્ય હોય છે

**વિવેચનઃ**—જુદાજુદા પ્રકારના માણસોમા આપણે જે જુદા-જુદા પ્રકારના મન જોઇએ છીએ, તે બધામા જેના મને સમાધિની અવસ્થા પ્રાપ્ત કરી હોય તે સૌથી શ્રેષ્ઠ છે જે વ્યક્તિ ઔષધિ, મત્ર અથવા તપના બળથી સિદ્ધિઓ મેળવે છે તેનામા વાસના રહેવીજ જોય છે જેણે યોગાભ્યાસ વડે સમાધિ પ્રાપ્ત કરી હોય

છે તેઓજ માત્ર સર્વ રીતે વાસનાથી મુક્ત થઇ શકે છે

कर्माशुक्लकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥ ७ ॥

**સૂત્રાર્થઃ**—યોગીના કર્મ કૃષ્ણ પણ નથી અને શુકલ પણ નથી બીજા બધાઓના કર્મ ત્રણ પ્રકારના (જેમ કે શુકલ, કૃષ્ણ અને મિશ્ર) હોય છે

**વિવેચનઃ**—જ્યારે યોગી ઉપર કહી તેવી પૂર્ણતા પ્રાપ્ત કરે છે ત્યારે તેના કાર્ય અને તે કાર્યોદ્વારા જે જે ફળ ઉત્પન્ન થાય છે, તે તેને માટે બંધનકારક થતા નથી, કારણકે એ કર્મ કર્યા કરે છતા એને ફળેચ્છા સ્પર્શ કરી શકતી નથી તે બીજાના કલ્યાણને માટે કર્મ કરે છે બીજાના ઉપર ઉપકાર કરે છે, પણ તેના ફળની તે ઇચ્છા રાખતો નથી એથી કરીને તેના શુભાશુભ કર્મોના પુણ્યપાપરૂપી ફળ તેની પાસે આવી શકતા નથી અન્ય સાધારણ મનુષ્યો, જેમણે એ સર્વશ્રેષ્ઠ અવસ્થા પ્રાપ્ત નથી કરી તેમનાજ ત્રણે પ્રકારના કર્મ તેમને તેનુ ફળ આપી શકે છે.

ततस्तद्विपाकानुगुणानामेवाऽभिव्यक्तिर्वासनानाम् ॥ ८ ॥

**સૂત્રાર્થઃ**—આ ત્રિવિધ કર્મમાથી તે તે કર્મના વિપાકને અનુકૂળ હોય એવીજ વાસનાઓ ઉત્પન્ન થાય છે

**વિવેચનઃ**—દાખલા તરીકે મે શુભ, અશુભ અને મિશ્ર, ત્રણે પ્રકારના કર્મો કર્યા છે, અને તે પછી ધારો કે મારૂ મૃત્યુ થયુ અને હુ સ્વર્ગમા જઇને દેવપદને પામ્યો, હવે મનુષ્યદેહની વાસના અને દેવદેહની વાસનાઓ એક પ્રકારની હોતી નથી, કેમકે દેવશરીર ભોજનપાન એમાનુ કાઇ કરી શકતુ નથી. ત્યારે હવે આત્માએ પ્રથમ જે ખાનપાનાદિના ઇંદ્રિયજન્ય સુખ ભોગવવાની વાસના પેદા કરી હોય તેનુ શુ થવાનુ? હુ દેવતા બની ગયો તેથી શુ પેલા કર્મ જતા રહેવાના? એનો જવાબ એ છે કે, અનુ

ફળ અને યોગ્ય સંયોગ મળે ત્યારેજ દબાઈ રહેલી વાસનાઓ પ્રકટ થાય છે અને બાકીની દબાઇને પડી રહે છે. આ જીવનમાં મારામાં અનેક વાસનાઓ લંબાઇ હશે. તેમાંની કેટલીક દેવને યોગ્ય-કેટલીક મનુષ્યને યોગ્ય-અધમ પ્રકારનીપણ હશે. હું જ્યારે દેવશરીર ધારણ કરૂં, ત્યારે જે જે વાસના દેવશરીરને યોગ્ય હોય તેટલીજ પ્રકટ થાય છે; કારણકે તેમને પ્રકટ થવાને માટે એજ અવસર યોગ્ય હોય છે. જ્યારે હું પશુદેહ ધારણ કરૂં, ત્યારે મારામાં રહેલી એકલી પાશવવાસનાઓજ જાગૃત થશે અને શુભ વાસનાઓ તેટલો વખત યોગ્ય અવસરની રાહ જોતી બેસી રહેશે. આ ઉપરથી એમ સાબિત થાય છે કે જો આપણે બીજું ઉપર્યુક્ત વાતાવરણ ઉત્પન્ન કરીએ તો એ વાસનાઓનું દમન પણ કરી શકાય; કેમકે જે કર્મને માટે સંયોગો અનુકૂળ હોય છે તેજ કર્મ પ્રકટ થઇ શકે છે. એજ આ સૂત્રનો ભાવાર્થ છે; અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે, સંયોગોની પ્રબળતા, એ એક એવું મહાન સાધન છે કે જે કર્મનો પણ નિગ્રહ કરી શકે છે.

जातिदेशकालव्यवहितानामप्यानन्तर्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात् ॥ ९ ॥

**સૂત્રાર્થઃ**—વાસનાઓ જાતિ, દેશ અને કાલથી ભેદવાળી છતાં પણ તેમાં જુદાપણું નથી; કારણકે તેના મૂળભૂત જે સ્મૃતિ અને સંસ્કાર તેમની એકરૂપતા છે.

**વિવેચનઃ**—મનુષ્યના અનુભવો સૂક્ષ્મ અવસ્થાને પામતાં સંસ્કારનું રૂપ ધારણ કરે છે, અને એ સંસ્કારો પુનઃ જાગ્રત થાય છે ત્યારે તેને આપણે સ્મૃતિ કહીએ છીએ. આ ઠેકાણે 'સ્મૃતિ' શબ્દ, અત્યારનાં જ્ઞાનપૂર્વક કર્મ અને સંસ્કારરૂપે પરિણામ પામેલા પૂર્વના અનુભવોની અજ્ઞાનપણે થઈ ગયેલી એકતા, એવા [illegible]

પ્રકારના સંસ્કારોરૂપેજ હતું; અર્થાત્ એક સમયના અમુક પ્રકારના સંસ્કારોજ અત્યારે અમુક પ્રકારના દેહરૂપે પરિણામ પામ્યા છે; અને એમાંના સૂક્ષ્મશરીરરૂપે પરિણામ પામેલા સંસ્કારો સ્થૂળશરીરરૂપે બનેલા સંસ્કારો પાસે કર્મરૂપ પ્રવૃત્તિ કરાવે છે એ ઉપરાંત જે બીજા પ્રકારના દેહને યોગ્ય અનુભવો-સંસ્કારો હોય છે, તે તો તેવા પ્રકારનો દેહ પ્રાપ્ત થતા સુધી અતિસૂક્ષ્મ ગુપ્તભાવે દબાઈને બેસી રહે છે આ રીતે વિચારનાં દરેક શરીર જાણે તેજ જાતના કેટલાક પૂર્વના શરીરોનુ વંશજ હોય એવી રીતે કાર્ય કરે છે, અને તેથી વાસનાનો પૂર્વાપર સંબંધ તૂટી શકતો નથી.

तासामनादित्वं चाशिषो नित्यत्वात् ॥ १० ॥

સૂત્રાર્થઃ—સુખની તૃષ્ણા અનાદિ હોવાથી વાસનાઓ પણ અનાદિ હોય છે

વિવેચનઃ—આપણે જે જે અનુભવો ગ્રહણ કરીએ છીએ, અથવા ઉપયોગ કરીએ છીએ તે સર્વનું મૂળ સુખી થવાની ઇચ્છામાં રહેલું છે એ અનુભવો અને ઉપભોગોનો પ્રારંભકાળ નથી. દરેક પ્રકારનો નવીન ઉપભોગ, પૂર્વના ઉપભોગથી બંધાયેલી ચિત્તવૃત્તિદ્વારા આપણા મનને જે એક પ્રકારની ગતિ મળે છે તેના ઉપર આધાર રાખે છે, એટલા માટેજ વાસનાને અનાદિ (આદિરહિત) કહી છે.

हेतुफलाश्रयालंबनैः संगृहीतत्वादेषामभावे तदभावः ॥ ११ ॥

સૂત્રાર્થઃ—એ વાસનાઓ હેતુ (સંસારચક્રદ્વારા અવિદ્યા), ફલ (ધર્માધર્મ, દેહ ઇત્યાદિ), આશ્રય (ચિત્ત), આલંબન (વિષય), એ ચારને લીધેજ સંગૃહિત હોવાથી જ્યાં તેઓનો અભાવ હોય, ત્યાં વાસનાનો પણ અભાવ હોય છે.

વિવેચનઃ—એ વાસનાઓ હેતુ અને ફળ વડે કરીને એક-

બીજા સાથે ગૂંથાયેલી હોય છે. મનમાં અમુક વાસના ઉત્પન્ન થઇ એટલે તે તેનું ફળ લાવ્યા વગર નાશ પામશે નહિ. વળી પૂર્વની વાસનાઓના સમૂહનો આધાર અને તેમનો મહાન ભંડાર તે આપણું ચિત્ત છે ચિત્તમાં એ વાસનાઓ સૂક્ષ્મરૂપે (સંસ્કારના રૂપમાં) પડી રહેલી હોય છે. જ્યાંસુધી તેમનું કાર્ય ખતમ ન થાય, ત્યાંસુધી તેમનો નાશ કદાપિ પણ થાય નહિ. વળી જ્યાંસુધી ઇંદ્રિયો બાહ્ય વસ્તુઓને ગ્રહણ કરશે ત્યાંસુધી નવી નવી વાસનાઓ ઉત્પન્ન થયાજ કરવાની; માટે હેતુ, ફલ, આધારઅને આલંબનથી મુક્ત થવાય તોજ વાસનાઓનો વિલય થઇ શકે.

अतीतानागतं स्वरूपतोऽस्त्यध्वभेदाद्धर्माणाम् ॥ १२ ॥

**સૂત્રાર્થઃ**—ધર્મોના કાળભેદથી વિરોધ ન આવતાં ભૂતભવિષ્યત વસ્તુઓ પોતાના અમુક રૂપમાં વિદ્યમાનજ રહે છે.

ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥ १३ ॥

**સૂત્રાર્થઃ**—તેઓ (વસ્તુઓ) ત્રિગુણાત્મક હોવાથી વ્યક્ત પણ હોય છે અને સૂક્ષ્મ પણ હોય છે

**વિવેચનઃ**—ગુણ એટલે સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણ પદાર્થ સમજવા આ દૃશ્ય જગત એ તેમની સ્થૂલ અવસ્થા છે. એ ગુણોના કેટલાક જુદાજુદા પ્રકારના પ્રકટીભવનમાંથીજ ભૂત અને ભવિષ્યકાળની પણ રચના થાય છે.

परिणामैकत्वाद्वस्तुतत्त्वम् ॥ १४ ॥

**સૂત્રાર્થઃ**—(ગુણ ત્રણ છતાં પણ) પરિણામના એકપણાને લીધે વસ્તુતત્ત્વ એકજ છે

वस्तुसाम्ये चित्तभेदात्तयोर्विविक्तः पन्थाः ॥ १५ ॥

**સૂત્રાર્થઃ**—(એ પ્રમાણે) વસ્તુનું સામ્ય છતાં પણ ચિત્તોના

ભેદ (જુદાપણા)ને લીધે તેમના માર્ગ ભિન્ન છે.

तदुपरागापेक्षित्वाच्चित्तस्य वस्तुज्ञानाज्ञानम् ॥ १६ ॥

• સૂત્રાર્થ:—(જ્ઞાન થવા માટે) ચિત્તમાં વસ્તુનું પ્રતિબિંબ પડવાની અપેક્ષા હોવાથી કોઈ વાર તેને વસ્તુનું જ્ઞાન થાય છે તો કોઈ વાર નથી પણ થતું.

सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्यापरिणामित्वात् ॥१७॥

સૂત્રાર્થ:—ચિત્તવૃત્તિઓ (પુરુષને) સદા જ્ઞાતજ હોય છે; કારણકે એનો સ્વામી પુરુષ અપરિણામી છે. (અને વૃત્તિઓ પરિણામ પામવાવાળી છે)

વિવેચનઃ—અત્યાર સુધી દર્શનશાસ્ત્રના જે મતનું આપણે વિવેચન કરતા આવ્યા છીએ, તેનો સારાંશ એ છે કે, જગત મનોમય અને ભૌતિક, બેઉ પ્રકારનુ છે વળી એ મનોમય અને ભૌતિક જગત હમેશાં વહ્યા કરનારા પ્રવાહની સ્થિતિમાંજ રહ્યા કરે છે. મારી સામે આ એક પુસ્તક પડયું છે. તે શું છે? તે સદાય પરિવર્તન પામ્યા કરતાં પરમાણુઓનો સમૂહ છે પરમાણુઓનો એક સમૂહ એમાં પ્રવેશે છે અને બીજો સમૂહ તેમાંથી નીકળી જાય છે, છતાં પાણીના એક વમળની પેઠે તેની બાહ્ય આકૃતિ તો તેની તેજ રહે છે. આકૃતિના આ એકત્વનું ભાન આપણને થાય છે તેનું કારણ શું? એનું કારણ એ છે કે, પુસ્તકના કલેવરમાં જે જે પરિવર્તન થાય છે તે બધાંય તાલબંધ થાય છે. તેઓ આપણાં મન ઉપર જે અસર પહોંચાડે છે તે પણ બરાબર તાલબધજ પહોંચાડે છે. જો કે તેના ભિન્નભિન્ન અંશ પ્રતિક્ષણે બદલાયા કરે છે, તોપણ તે એકત્ર બનીને એક અવિચ્છિન્ન ચિત્રનું જ્ઞાન ઉત્પન્ન કરે છે. એજ પ્રમાણે મન પણ પરિવર્તન પામ્યાજ કરે છે. મન અને શરીર જાણે જુદાજુદા વેગથી ભ્રમણ કરતા એકજ પદાર્થના બે

થર હોય તેવાં છે. સરખામણીમાં એકની ગતિ ધીમી અને બીજાની ત્વરિત છે; તેથી કરીને બેઉની ગતિનું પાર્થક્ય આપણે અનાયાસે સમજી શકીએ છીએ. જાણે એક આગગાડી જતી હોય અને તેની બાજુએ થઇને બીજી એક ગાડી જતી હોય તો બેઉની ગતિ આપણે અમુક અંશે કળી શકીએ છીએ; પરંતુ એ કાર્યમાં એક ત્રીજા પદાર્થની પણ જરૂર પડે છે.

એક નિશ્ચલ વસ્તુ હોય તોજ તેની સાથે સરખામણી કરીને આપણે બીજી વસ્તુઓની ગતિનો અનુભવ કરી શકીએ છીએ. જો બેઉ વસ્તુઓ ગતિવાળી હોય, તો પ્રથમ ત્વરિત ગતિવાળીનો અને પછીજ ધીમી ગતિવાળી વસ્તુનો અનુભવ કરી શકીએ છીએ. ત્યારે હવે મન કેવી રીતે અનુભવ ગ્રહણ કરતું હશે ? એ પોતેજ નિરંતર ગતિમાન હોવાથી તેની (મનની) ગતિ સમજવા માટે તેના કરતાં ધીમી ગતિવાળા પદાર્થની જરૂર પડે છે. ત્યાર પછી તે પદાર્થની ગતિ સમજવા માટે વળી તેના કરતાં પણ ધીમી ગતિવાળો અને તે પછી તેના કરતાં પણ ધીમી ગતિવાળો પદાર્થ જોઇએ. એમ કરતાં તો કદી અંતજ ન આવે. એટલા માટે આપણી બુદ્ધિ કહે છે કે, કોઇ એક અપરિવર્તનીય વસ્તુને શોધી કાઢીને આ પરિવર્તનીય વસ્તુઓની અનંત શ્રેણીને સમાપ્ત કરવીજ પડશે. ગતિમાન અનંત વસ્તુઓની સાંકળ પાછળ એક અવ્યય, અપરિણામી, અવર્ણ, વિશુદ્ધ પુરુષ રહેલો છે. જેમ સિનેમેટોગ્રાફ્-ના યંત્રમાંથી કિરણોનો સમૂહ સામેના શ્વેત ચિત્રપટ ઉપર પડી-ને વિવિધ પ્રકારનાં અનેક ચિત્રોની આકૃતિ ઉત્પન્ન કરે છે; તોપણ ખરી રીતે તો એ ચિત્રપટ નિર્લેપજ રહે છે. અને તેના ઉપર ચિત્રોનો લેશમાત્ર પણ ડાઘ પડતો નથી; તેવી રીતે વિષયોના અનુભવોના સંસ્કાર માત્ર એના ઉપર પ્રતિબિંબિત થાય છે અને એ પોતે તો સદા એકરસ અને નિર્લેપજ રહે છે.

न तत्स्वाभासं दृश्यत्वात् ॥ १८ ॥

સૂત્રાર્થ:—મન દૃશ્ય પદાર્થ હોવાથી તે સ્વયંપ્રકાશ નથી.

વિવેચનઃ—પ્રકૃતિમાંથી સર્વદા પ્રચંડ શક્તિઓ પ્રકટતી જોવામાં આવે છે, પણ તે સ્વપ્રકાશિત નથી તેમ સ્વયં ચૈતન્યસ્વરૂપ પણ નથી. માત્ર એકલો પુરુષજ સ્વયંપ્રકાશરૂપ છે અને તેજ પ્રત્યેક વસ્તુને પોતાનો પ્રકાશ આપે છે. તમામ પ્રકૃતિમાં તેમજ શક્તિસમૂહોમાં પ્રતીત થતો પ્રકાશ એજ પુરુષનો-આત્માનો છે.

एकसमये चोभयानवधारणम् ॥ १९ ॥

સૂત્રાર્થ:—મન એકી સમયે બે વસ્તુઓ ગ્રહણ કરી શકતું નથી, માટે તે સ્વપ્રકાશિત નથી.

વિવેચનઃ—જો મન સ્વપ્રકાશિત હોત તો એકજ સમયે તે અનેકનો અનુભવ કરી શકત; પણ તે તેમ કરી શકતું નથી. જો એકજ વસ્તુમાં મનને પૂર્ણ એકાગ્ર કરી દેશો, તો પછી બીજી સર્વ વસ્તુઓને તમે ભૂલીજ જવાના. જો તે સ્વપ્રકાશિત હોત તો એમ ન થતાં એકી વખતે અનંત અનુભવો ગ્રહણ કરી શકત. પુરુષ એક ક્ષણમાત્રમાં સમસ્ત પદાર્થોનું જ્ઞાન કરી શકે છે, માટે તે સ્વપ્રકાશિત છે.

चित्तान्तरदृश्ये बुद्धिबुद्धेरतिप्रसङ्गः स्मृतिसङ्करश्च ॥ २० ॥

સૂત્રાર્થ:—જો કોઇ એવી કલ્પના કરે કે, એક ચિત્ત બીજા ચિત્તને પ્રકાશિત કરે છે; તો એવી કલ્પનાની પરંપરાનો અંત નહિ આવે અને સ્મૃતિનો સંકર થશે.

વિવેચનઃ—એમ ધારીએ કે મનનો અનુભવ કરનાર બીજું એક મન છે; તો વળી તેનો અનુભવ કરનાર કોઇ ત્રીજું મન પણ હોવુંજ જોઇએ; અને એ પ્રમાણે અનંત શ્રેણી ચાલ્યાજ

કરવાની વળી એથી સ્મૃતિમાં પણ ભારે ગડબડ થવાની; કારણકે ઉપલી ધારણા જો ખરી હોય તો સ્મૃતિના ભંડાર-જેવું કાંઈ રહેવાનું નહિ.

चितेरप्रतिसंक्रमायास्तदाकारापत्तौ स्वबुद्धिसंवेदनम् ॥ २१ ॥

**સૂત્રાર્થ:**—ચૈતન (પુરુષ) પણ પરિણામરહિત હોવાથી ચિત્ત જ્યારે તેનો આકાર ધારણ કરે છે, ત્યારેજ તે જ્ઞાની બને છે.

**વિવેચનઃ**—આ વિષય વધારે સ્પષ્ટતાથી સમજાવવાને ભગવાન પતંજલિ કહે છે કે, "જ્ઞાન કાંઇ પુરુષનો ધર્મ નથી. જ્યારે ચિત્ત પુરુષની પાસે આવે છે, ત્યારે પુરુષનું પ્રતિબિંબ તેના ઉપર પડે છે; તેથીજ અમુક સમયને માટે તે જ્ઞાનવાન બની રહે છે અથવા તો પુરુષ જેવું દેખાય છે.

द्रष्टृदृश्योपरक्तं चित्तं सर्वार्थम् ॥ २२ ॥

**સૂત્રાર્થ:**—ચિત્ત જ્યારે દ્રષ્ટા અને દૃશ્ય વડે રંગાય છે ત્યારેજ તે સર્વ અર્થોનો પ્રકાશ કરી શકે છે.

**વિવેચનઃ**—એક બાજુએ દૃશ્ય—એટલે બાહ્ય જગત ચિત્તમાં પ્રતિબિંબિત થાય છે; અને બીજી તરફ તેના ઉપર પુરુષનું પ્રતિબિંબ પડે છે. આમ થવાથીજ ચિત્તમાં સર્વ પ્રકારનું જ્ઞાન થાય છે.

तदसंख्येयवासनाभिश्चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥ २३ ॥

**સૂત્રાર્થ:**—એ ચિત્ત અસંખ્ય વાસનાઓને લીધે વિચિત્ર છતાં તે મિશ્ર પદાર્થ હોવાથી પરને માટે (પુરુષને માટે) કાર્યો કરે છે.

**વિવેચનઃ**—મન નાના પ્રકારના પદાર્થનું મિશ્રણ હોવાથી તે પોતાને માટે કંઇ પણ કાર્ય કરી શકતું નથી. આ જગતમાં જે જે મિશ્ર પદાર્થો છે, તેમનું સર્વનું પ્રયોજન બીજી કોઇ વસ્તુ કે જેને માટે આ બધાં મિશ્રણો કરવામાં આવ્યાં હોય તેનું

કાર્ય કરવા માટેજ છે. મન પણ નાના પ્રકારની વસ્તુઓના મિશ્રણ વડે ઉત્પન્ન થયેલું હોવાથી તેનું પ્રયોજન કેવળ પુરુષનેજ માટે છે.

विशेषदर्शिन आत्ममावभावनाविनिवृत्तिः ॥ २४ ॥

સૂત્રાર્થઃ—ચિત્તથી આત્માને ભિન્ન જાણી ચૂકેલા વિશેષદર્શી—વિવેકી—પુરુષોની મન પ્રત્યેની મિથ્યા આત્મભાવના નિવૃત્ત થાય છે.

तदा विवेकनिम्नं कैवल्यप्राग्भावं चित्तम् ॥ २५ ॥

સૂત્રાર્થઃ—પછી તે વિવેક તરફ નમેલું ચિત્ત કૈવલ્યને અભિમુખ થાય છે.

વિવેચનઃ—આ પ્રમાણે યોગાભ્યાસ વડે વિવેકશક્તિરૂપી શુદ્ધ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. આપણા ચિત્તરૂપી ચક્ષુઓ ઉપર ફરી વળેલું ભ્રમરૂપી પડળ ખસી જવાથી આપણે વસ્તુઓને તેના સત્યસ્વરૂપમાં જોઇ શકીએ છીએ. પ્રકૃતિ એક મિશ્ર પદાર્થ છે અને તેજ સાક્ષીસ્વરૂપ પુરુષને આ બધું વિચિત્ર દૃશ્ય બતાવી રહી છે, એ વાત આપણને બરાબર સમજાઇ જાય છે. પ્રકૃતિ ઇશ્વર નથી, એ સત્ય પણ આપણી નજર આગળ ખુલ્લું થઇ જાય છે. પ્રકૃતિની આ સર્વ લીલા, તેનાં અનેકવિધ મિશ્રણો તે માત્ર આપણાં હૃદયરૂપી સિંહાસન ઉપર વિરાજમાન પુરુષને બતાવવાને માટેજ છે. લાંબા સમયના અભ્યાસને યોગે જ્યારે આ વિવેકશક્તિનો ઉદય થાય છે, ત્યારે ભયમાત્ર ટળી જાય છે અને કૈવલ્યપદની પ્રાપ્તિ થાય છે.

तच्छिद्रेषु प्रत्ययांतराणि संस्कारेभ्यः ॥ २६ ॥

સૂત્રાર્થઃ—પૂર્વના (અવિવેકના) સંસ્કારોને લીધે તે વિવેકનિષ્ઠ ચિત્તના વિવેકાભાવરૂપ અવકાશોમાં અન્ય વૃત્તિઓ પણ ઊપજતી રહે છે.

**વિવેચનઃ**—આપણને સુખી કરવાને માટે બાહ્યવસ્તુઓની આવશ્યકતા દર્શાવવાવાળી જે જે વૃત્તિઓ આપણા ચિત્તમાં ઉદ્ભવે તે સર્વ કૈવલ્યપ્રાપ્તિના માર્ગમાં વિઘ્નકર્તા છે. "પુરુષ પોતે સ્વભાવથીજ સુખ અને આનંદસ્વરૂપ છે," એ સત્યજ્ઞાનને પૂર્વના વિપરીત સંસ્કારો વારંવાર ઉદ્ભવીને ઢાંકી દે છે; માટે એ સંસ્કારોને ક્ષીણ કરવાની જરૂર છે.

हानमेषां क्लेशवदुक्तम् ॥ २७ ॥

**સૂત્રાર્થઃ**—ક્લેશનો નાશ કરવા માટે આગળ જે ઉપાયો કહ્યા છે, તેજ ઉપાયો વડે એ સંસ્કારોનો પણ નાશ થઇ શકે છે.

प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥

**સૂત્રાર્થઃ**—વિવેકજ્ઞાનવાળાઓમાં પણ જે યોગી અલૌકિક સિદ્ધિઓરૂપી ફળની ઇચ્છા વિનાનો હોય તેને સર્વથા વિવેકજ્ઞાન જાગ્રત રહેવાથી તે જ્ઞાનની પરિપકવતા–પરાકાષ્ઠા–રૂપ "ધર્મમેઘ સમાધિ" પ્રાપ્ત થાય છે.

**વિવેચનઃ**—વિવેકજ્ઞાનને પ્રાપ્ત થયેલા યોગીને આગલા અધ્યાયમાં વર્ણવેલી અલૌકિક શક્તિઓ પ્રાપ્ત થાય છે; પરંતુ જે સાચો યોગી છે તે તો વિવેકજ્ઞાનનેજ દૃઢ કરતો ચાલી એ સર્વનો અસ્વીકારજ કરે છે. આવા યોગીને "ધર્મમેઘ" નામનું એક વિશેષ પ્રકારનું જ્ઞાન–એક વિશેષ પ્રકારનું તેજ પ્રાપ્ત થાય છે. ઇતિહાસમાં વિશ્વના સર્વ ધર્મસ્થાપકોની કથાઓ આપણે જોઇએ છીએ તે સર્વને આ "ધર્મમેઘ" સમાધિની પ્રાપ્તિ થઈ હતી. તેમણે તેમની પોતાની અંદરજ જ્ઞાન અને સુખનો અખૂટ અનુપમ ભૂગ ઝરો શોધી કાઢ્યો હતો. તેમની દૃષ્ટિ આગળ સત્ય પ્રત્યક્ષ ખડું થઇ ગયું હતું. આગલા અધ્યાયમાં કહી ગયા તે બધી સિદ્ધિઓનો મોહ તજવાથીજ શાંતિ, વિનય અને પવિત્રતા, એ તેમના સ્વભાવરૂપ બની રહ્યાં હતાં.

ततः क्लेशकर्मनिवृत्तिः ॥ २९ ॥

સૂત્રાર્થઃ—તેથી (ધર્મમેઘસમાધિની પ્રાપ્તિથી) ક્લેશ અને કર્મની નિવૃત્તિ થાય છે.

વિવેચનઃ—એક વાર યોગીને ધર્મમેઘસમાધિ પ્રાપ્ત થાય એટલે પછી તેને અવનતિ થવાની જરા પણ શંકા રહેતી નથી. તેને અધોગતિ તરફ પ્રવૃત્ત કરે એવું કશું પ્રલોભન પણ સંભવતું નથી, તેમ ક્લેશ અને કર્મ પણ તેને બંધન કે પીડામાં નાખી શકતાં નથી.

तदा सर्वावरणमलापेतस्य ज्ञानस्यानंत्याज्ज्ञेयमल्पम् ॥३०॥

સૂત્રાર્થઃ—તે સમયે જ્ઞાન અવિવેકરૂપી સર્વ આવરણથી તથા ક્લેશકર્મરૂપી મળોથી રહિત બનતાં તે અનંત બની જાય છે અને જ્ઞેય તેના આગળ અલ્પ થઈ જાય છે.

વિવેચનઃ—જ્ઞાન તો ખરું જોતાં પુરુષનો સ્વભાવજ છે. યોગના સાધન વડે તો તેના ઉપરનું આવરણ ખસી જાય છે એટલુંજ. કેટલાક બૌદ્ધગ્રંથોમાં કહ્યું છે કે, "બુદ્ધ" એટલે અનંત આકાશના જેવું અનંત જ્ઞાન અને એ અનંત જ્ઞાનમય સ્થિતિને પ્રાપ્ત કરવી તેનુજ નામ "બુદ્ધત્વ"ની પ્રાપ્તિ. ઇશુ એ સ્થિતિએ પહોંચીનેજ મહાન ખ્રિસ્ત કહેવાયો. તમે પણ જ્યારે એ અવસ્થા પ્રાપ્ત કરશો ત્યારે તમારું જ્ઞાન અનંત બની જશે અને તેથી કરીને જ્ઞેયવસ્તુ અલ્પ બની જશે. તે વખતે સમગ્ર જગત, તેની અંદર રહેલી તમામ જ્ઞેયવસ્તુઓ સહિત પુરુષની દૃષ્ટિમાં અસ્તિત્વરહિત દેખાશે. સાધારણ કોટિના માણસો પોતાને અતિ અલ્પ દેખે છે; કેમકે તેમની નજરે જ્ઞેય (જગત) અનંત દેખાય છે.

ततः कृतार्थानां परिणामक्रमसमाप्तिर्गुणानाम् ॥ ३१ ॥

સૂત્રાર્થઃ—આ પ્રમાણે ધર્મમેઘસમાધિનો ઉદય થઈ ગુણો

કૃતાર્થ થાય છે; (તેમનું કાર્ય પૂર્ણ થાય છે) એટલે તેમના પરિણામક્રમની પણ સમાપ્તિ થાય છે.

**વિવેચનઃ**—એ પછી ગુણોનાં અનેક પ્રકારનાં પરિણામ, જેમના વડે એક જાતિમાંથી બીજી જાતિમાં પરિણતિ થયા કરે છે; તે સદાને માટે સમાપ્ત થાય છે.

**क्षणप्रतियोगी परिणामापरांतनिर्ग्राह्यः क्रमः ॥ ३२ ॥**

**સૂત્રાર્થ:**—ક્ષણોના સંબંધવાળી તથા પરિણામના અંત વડે જણાનારી એવી જે ગુણોની અવસ્થાવિશેષ તેને ક્રમ કહે છે.

**વિવેચનઃ**—ભગવાન પતંજલિ આ ઠેકાણે "ક્રમ" શબ્દની વ્યાખ્યા આપે છે. ગુણોનું પરિણામ ક્ષણો સાથેના સંબંધને લીધે અસ્તિત્વ ધરાવે છે, તેને "ક્રમ" એવા નામથી તેઓ ઓળખાવે છે. હું વિચાર કરું એટલામાં તો કેટલીયે ક્ષણ વીતી ગઈ; પ્રત્યેક ક્ષણે મારા ભાવમાં પરિવર્તન (ફેરફાર) થયા કરે છે; પણ એ પરિવર્તનો અથવા એ પરિણામોની શ્રેણીના અંતમાંજ હું એ પરિણામોને જોઇ શકું છું, આજ કારણને લીધે સમયનું જ્ઞાન મારી સ્મૃતિમાં રહી જાય છે. આ પ્રમાણે ભાવોનું જે એક પછી એક પરિવર્તન થવું એનેજ યોગશાસ્ત્રની પરિભાષામાં "ક્રમ" કહેવામાં આવે છે; પરંતુ જેમના ચિત્તે સર્વવ્યાપકતાનો સાક્ષાત્કાર કરી લીધો હોય છે, તેમને માટે એ બધુંજ મટી જાય છે. તેમને માટે તો સદાય વર્તમાનકાળજ છે. તેમને માટે ભૂત અને ભવિષ્ય જેવું કશું રહેતું નથી. આ પ્રમાણે ક્રમનો સંયમ થઈ ગયો એટલે પછી સર્વ કાળ વર્તમાનકાળરૂપે તેમની નજર આગળ ઊભો રહે છે અને તમામ પ્રકારનું જ્ઞાન વીજળીના ઝબકારાની માફક ક્ષણમાત્રમાં તેમને જ્ઞાત થઇ રહે છે.

**पुरुषार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ ३३ ॥**

સૂત્રાર્થઃ—પુરુષાર્થશૂન્ય (કર્મરહિત) ગુણોનો પ્રતિપ્રસવ (પ્રતિલોમક્રમે પ્રધાનમાં લય થવો) એજ કૈવલ્ય છે. એનેજ ચિતિશક્તિની સ્વરૂપમાં પ્રતિષ્ઠા અથવા સ્થિતિ કહેવામાં આવે છે.

વિવેચનઃ—પ્રકૃતિનું કાર્ય હવે પૂરૂં થાય છે. આપણી પરમ કલ્યાણમયી પ્રકૃતિમાતાએ સ્વેચ્છાથી જે કાર્ય પોતાને માથે લીધું હતું, તે હવે તેને માથેથી ઉતરી જાય છે. તેણે આત્મવિસ્મરણ પામેલા જીવાત્માને લઇને જગતમાં જેટલા જેટલા ભોગ હતા તે બધાયે તેને ધીરે ધીરે બતાવી દીધા. પ્રકૃતિના જે જે વિકાર અને અભિવ્યક્તિઓ હતી, તે બધાંનું તેને દર્શન કરાવી દીધું. તેનેનાના પ્રકારનાં શરીરો ધારણ કરાવીને ક્રમવાર ઊંચી ઊંચી શ્રેણીઓ ઉપર તે ચડાવતી ગઈ. છેવટે આત્મવિસ્મૃતિ પામેલા જીવને પોતાના ભુલાયેલા મહિમાનું પાછું સ્મરણ થઇ આવ્યું. તેનું પોતાનું સતસ્વરૂપ તેની સ્મૃતિ આગળ તરી આવ્યું. એટલે પ્રકૃતિનું કાર્ય સંપૂર્ણ થયુ તેથી કરીને તે કરુણામયી માતા જે માર્ગે થઇને આવી હતી, તે માર્ગે પાછી ફરી અને બીજા જીવો જે સંસારરૂપી અગમ્ય અરણ્યમાં ભટકતા હોય તેમને ખરો માર્ગ બતાવવાના કામમાં લાગી ગઇ. આ કાર્ય તે અનાદિ અનંતકાળથી કરતીજ આવી છે. આ પ્રમાણે સુખદુઃખ ઇષ્ટ-અનિષ્ટ, એવાં દ્વંદ્વોના પ્રદેશમાં થઇને કોટ્યવધિ જીવાત્માઓ અનંત સરિતારૂપે પરિપૂર્ણતા અથવા કૈવલ્યરૂપી સમુદ્ર તરફ પ્રગતિ કર્યાજ કરે છે.

જેમણે આત્મસાક્ષાત્કાર (પોતાના સ્વરૂપનો અનુભવ) કર્યો છે તેમનો જય થાઓ અને આપણને સર્વને તેમના આશીર્વાદ મળ્યા કરો ! ॐ શાંતિઃ ।

પાતંજલ યોગસૂત્ર સમાપ્ત.

# परिशिष्ट

## યોગવિદ્યા વિષે અન્ય શાસ્ત્રોમાંથી ઉપયોગી ઉતારા

(શ્વેતાશ્વતર ઉપનિષદના અધ્યાય બીજામાંથી)

समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः ।
मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥

ભાવાર્થ:—જે સ્થાન સપાટ, પવિત્ર અને પથ્થર, અગ્નિ તથા રેતી વિનાનું હોય, જ્યાં મનુષ્યના અથવા જળધોધના અવાજથી મન ચંચળ થવાનો સંભવ ન હોય, જે સ્થાન મનને અનુકૂળ અને નેત્રને પ્રસન્નતા ઉપજાવે એવું હોય, એવું કોઈ રમણીય અને એકાંત સ્થાન પર્વતોની ગુહામાં શોધી કાઢીને ત્યાં યોગાભ્યાસ કરવો.*

नीहारधूमार्कानिलानलानां खद्योतविद्युत्स्फटिकशशिनाम् ।
एतानि रूपाणि पुरःसराणि ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे ॥११

ભાવાર્થ:—ધુમ્મસ, ધુમાડો, સૂર્ય, વાયુ, અગ્નિ, તારા, વીજળી, સ્ફટિક અને ચંદ્ર એટલી આકૃતિઓ યોગમા બ્રહ્મને અભિવ્યક્ત કરનારી છે.

---

* વેદાંતદર્શનના એક સૂત્રમાં ભગવાન વ્યાસ મુનિએ આ વિષે વિશાળ અર્થમાં કહ્યું છે કે, "જ્યાં એકાગ્રતા સધાઈ શકે ત્યાં બેસીને ધ્યાન કરવું."

लघुत्वमारोग्यमलोलुपत्वं वर्णप्रसादः स्वरसौष्ठवञ्च ।
गंध शुभो मूत्रपुरीषमल्पं योगप्रवृत्तिं प्रथमां वदन्ति ॥१२॥

ભાવાર્થ:—શરીરની લઘુતા, આરોગ્ય, નિર્લોભીપણું, સુંદર વર્ણ, સ્વરની મીઠાશ, અલ્પ મળમૂત્ર અને સુગંધ એટલાં ચિહ્નો યોગની પ્રવૃત્તિ કરનારમાં એક પછી એક જોવામાં આવે છે.

यथैव बिंबं मृदयोपलिप्तं तेजोमयं भ्राजते तत् सुधांतम् ।
तद्वात्मतत्त्वं प्रसमीक्ष्य देही एकः कृतार्थो भवते वीतशोकः ॥

ભાવાર્થ:—જેમ સોનુંરૂપું પ્રથમ માટી વગેરેથી ઢંકાયેલાં હોય, પણ સારી રીતે શુદ્ધ થયા પછી તેજોમય બની રહે છે, તેમ દેહી આત્મતત્ત્વનું રૂડે પ્રકારે દર્શન કરીને એકસ્વરૂપ, કૃતાર્થ અને દુઃખમુક્ત બની રહે છે.

(સાંખ્યદર્શનના અધ્યાય ત્રીજામાંથી)

रागोपहतिर्ध्यानम् ॥ ३० ॥

ભાવાર્થ:—વિષયો પ્રત્યેના રાગ (આસક્તિ)ના નાશને ધ્યાન કહે છે.

वृत्तिनिरोधात्तत्सिद्धिः ॥ ३१ ॥

ભાવાર્થ:—ધ્યેય પદાર્થ સિવાયના અન્ય પદાર્થોમાંથી વૃત્તિઓનો નિરોધ કરવાથી તેની (ધ્યાનની) સિદ્ધિ (પકવતા) થાય છે.

धारणासनस्वकर्मणा तत्सिद्धिः ॥ ३२ ॥

ભાવાર્થ:—પ્રાણની ધારણાથી (રેચક, પૂરક અને કુંભકથી), આસનથી અને સ્વકર્મથી વૃત્તિનિરોધની સિદ્ધિ થાય છે.

स्वकर्म स्वाश्रमविहितकर्मानुष्ठानम् ॥ ३५ ॥

ભાવાર્થ:—સ્વકર્મ એટલે પોતાના આશ્રમનાં કર્મોનું અનુષ્ઠાન કરવું તે.

वैराग्यादभ्यासाच्च ॥ ३६ ॥

ભાવાર્થઃ—વૈરાગ્ય અને અભ્યાસના સેવનથી પણ વૃત્તિનિરોધ સિદ્ધ થાય છે.

देवादिप्रभेदा ॥ ४६ ॥

ભાવાર્થઃ—સૃષ્ટિ અથવા દેહજન્મના, દેવ, અસુર, મનુષ્ય, નારકી, તિર્યક્ ને સ્થાવર, એમ ૭ પ્રકારના ભેદ છે. એમાં પશુ, પક્ષી જળચર, સર્પ વગેરેને તિર્યક્ કહે છે અને વૃક્ષ, પથ્થર, માટી વગેરેને સ્થાવર કહે છે.

आब्रह्मस्तंबपर्यंतं तत्कृते सृष्टिराविवेकात् ॥ ४७ ॥

ભાવાર્થઃ—પુરુષને જ્યાંસુધી વિવેકજ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાંસુધી તેને માટે તણખલાથી માંડીને બ્રહ્મા સુધીની સૃષ્ટિ ગુણકર્માનુસારે પ્રાપ્ત થયાજ કરવાની; અર્થાત્ વિવેકજ્ઞાન થાય તોજ તે પુરુષનો જન્મમરણાદિરૂપ સંસાર નિવૃત્ત થઇ પ્રકૃતિ તેને પોતાનું પરિણામ દર્શાવતી અટકે છે.

आवृत्तिस्तत्राप्युत्तरोत्तरयोनियोगाद्धेयः ॥ ५२ ॥

ભાવાર્થઃ—ઊર્ધ્વલોક ( અથવા શ્રેષ્ઠયોનિ ) માંથી પણ પુણ્યકર્મનો ક્ષય થયે પાછું ઊતરતી યોનિઓમાં આવવું પડે છે; માટે ઊર્ધ્વલોક પણ ત્યાજ્ય છે.

समानं जरामरणादिजं दुःखम् ॥ ५३ ॥

ભાવાર્થઃ—જન્મ, જરા, મરણ વગેરેનાં દુઃખ બધા લોકમાં સરખાં હોવાથી પણ ઊર્ધ્વલોક ત્યાજ્ય છે.

---

* આ અને આ પછીના અધ્યાયના સૂત્રોનો ભાવાર્થ સાંખ્યદર્શન ઉપરની મહારાજશ્રી નથુરામશર્માપ્રણીત "રહસ્ય પ્રદીપિકા" નામની ટીકા ઉપરથી કેટલાક સંક્ષેપપૂર્વક આપેલો છે. —સંપાદક

न कारणलयात्कृतकृत्यता स्नानवदुत्थानात् ॥ ५४ ॥

ભાવાર્થઃ—પ્રકૃતિમાં આત્મબુદ્ધિ રાખી તેનીજ ઉપાસના કર્યા કરનાર ઉપાસક, પ્રકૃતિમાંજ લીન થતો હોવાથી તે કૃતકૃત્ય બની શકતો નથી. જેમ સ્નાન માટે જળમાં ડૂબકી મારનાર મનુષ્ય પાછો તેમાંથી બહાર નીકળી આવે છે; તેમ પ્રકૃતિલીન પુરુષ પણ વિવેકજ્ઞાનને અભાવે કાળાંતરે પાછો સંસારી થાય છે.

विविक्तबोधात्सृष्टिनिवृत्तिः प्रधानस्य सूदवत्पाके ॥६३॥

ભાવાર્થઃ—બોધ (જ્ઞાન) વડે પુરુષનું પ્રકૃતિથી જુદાપણું સમજાયેથી તે પુરુષના સંબંધમાં જન્માદિ સૃષ્ટિ નહિ કરતાં પ્રકૃતિ, નિવૃત્ત થાય છે-રસોઇ કરી રહ્યા પછી રસોઈયો નિવૃત્ત થાય છે તેમ.

इतर इतरवत्तद्दोषात् ॥ ६४ ॥

ભાવાર્થઃ—વિવેકજ્ઞાનરહિત પુરુષ પ્રકૃતિના દોષને લઇને ઈતર બદ્ધ પુરુષોની પેઠે સંસારીજ રહે છે.

द्वयोरेकतरस्य वौदासीन्यमपवर्गः ॥ ६५ ॥

ભાવાર્થઃ—પ્રકૃતિ અને પુરુષ બન્નેનું અથવા એકલા પુરુષનું ઉદાસીનપણું (વિયોગ) થવાને મોક્ષ કહે છે.

अन्यसृष्ट्युपरागेऽपि न विरज्यते प्रबुद्धरज्जुतत्त्वस्यैवोरगः ॥

ભાવાર્થઃ—પ્રકૃતિ અજ્ઞાની પુરુષો પ્રત્યે પ્રવૃત્તિવાળી રહે છે, પરંતુ તત્ત્વજ્ઞાની આગળ તે પોતાનો સૃષ્ટિક્રમ દેખાડતી નથી; કેમકે જેમ દોરડીને દોરડી તરીકે જાણી લેનારા પુરુષની સર્પપણાની ભ્રાંતિ દૂર થાય છે; તેમ પ્રકૃતિને જાણનાર પુરુષનો પ્રકૃતિ પ્રત્યેનો અનુરાગ દૂર થઈ જાય છે.

कर्मनिमित्तयोगाच्च ॥ ६७ ॥

ભાવાર્થઃ—વિવેકી પુરુષનું કર્મરૂપ નિમિત્તકારણ (ધર્માધર્મ) મટી જવાને લીધે તેનો મોક્ષ થાય છે. બીજાઓ માટે તે નિમિત્તકારણ રહેવાથી તેમનો મોક્ષ થતો નથી.

नैरपेक्ष्येऽपि प्रकृत्युपकारेऽविवेको निमित्तम् ॥ ६८ ॥

ભાવાર્થઃ—પ્રકૃતિના કાર્યમાં કર્મની નહિ પણ અવિવેકની અપેક્ષા છે; અર્થાત્ અવિવેકજ મુખ્ય કારણ હોઇ કર્મ અથવા અદૃષ્ટ એ તો તેનું સહકારી કારણજ છે.

दोषबोधेऽपि नोपसर्पणं प्रधानस्य कुलवधूवत् ॥ ७० ॥

ભાવાર્થઃ—જેમ પોતાનો દોષ પતિના જોવામાં આવી જતાં કુલિન સ્ત્રી લજ્જા પામીને પુનઃ પતિની સમીપ જતી નથી; તેમ પ્રકૃતિ પણ પોતાનાં ક્ષણિક પરિણામીપણું, દુઃખરૂપતા, ઇત્યાદિ દોષો પુરુષના જાણવામાં આવ્યા પછી લજ્જા પામીને વિવેકી પુરુષ પ્રતિ પ્રવૃત્ત થતી નથી.

नैकांततो बंधमोक्षौ पुरुषस्याविवेकादृते ॥ ७१ ॥

ભાવાર્થઃ—પ્રકૃતિ અને પુરુષના અવિવેકને લીધેજ પુરુષને બંધન છે, વાસ્તવિક બંધન કે મોક્ષ જેવું તેને છેજ નહિ.

प्रकृतेरांजस्यात् ससंगत्वात्पशुवत् ॥ ७२ ॥

ભાવાર્થઃ—ગુણોના યોગથી પ્રકૃતિનેજ બંધ અને મોક્ષ છે. જેમ દોરડાના સંબંધથી પશુને બંધન છે અને દોરડાના વિયોગથી પશુને છૂટાપણું છે; તેમ અવિવેકી પ્રતિ પ્રવૃત્તિ કરવી પડે, એ પ્રકૃતિને બંધન છે અને વિવેકી પ્રતિ પ્રવૃત્તિ ન કરવી પડે, એ તેને મોક્ષ છે

तत्त्वाभ्यासान्नेति नेतीति त्यागाद्विवेकसिद्धिः ॥ ७५ ॥

ભાવાર્થઃ—તત્ત્વનો અભ્યાસ કરવાથી અને દેહ, ઇંદ્રિય,

મન, ઇત્યાદિ પ્રકૃતિના દરેક કાર્યનો આ તે (આત્મા) નહિ, આ તે (આત્મા) નહિ, (અથવા હું તે નથી, હું તે નથી) એમ સમજીને તેમાંથી અહંમમભાવનો ત્યાગ કરવાથી વિવેકની સિદ્ધિ થાય છે.

अधिकारिप्रभेदान्न नियमः ॥ ७६ ॥

ભાવાર્થઃ—વિવેકજ્ઞાન મેળવવાને ઇચ્છતા અધિકારીઓના ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ; એવા મુખ્ય ત્રણ પ્રકાર હોવાથી બધા અધિકારીઓને સરખા સમયમાં કિંવા આ જન્મમાંજ વિવેકની દૃઢતા થાય એવો નિયમ નથી. અધિકાર પ્રમાણે કોઇને શીઘ્ર તો કોઇને વિલંબે વિવેકજ્ઞાન ઊપજે છે.

बाधितानुवृत्तेर्मध्यविवेकतोऽप्युपभोगः ॥ ७७ ॥

ભાવાર્થઃ—તીવ્ર વિવેકવાળાને તો ઉપભોગ નથીજ; પરંતુ મધ્યમ વિવેકવાળાને પણ રાગના અભાવને લીધે ઉપભોગ સંભવતો નથી; પણ જ્ઞાનવડે બાધ પામેલી વાસનાની અનુવૃત્તિજ તેને–મધ્યમ વિવેકીને–કેટલોક સમય એવું દેખાડે છે કે, "હું ઉપારૂઢ કર્મનો ફળોપભોગથી ક્ષય કરૂં છું," અર્થાત્ મધ્યમ વિવેકીને જે ઉપભોગ થાય છે, તે બાધિતાનુવૃત્તિથી છે.

जीवन्मुक्तश्च ॥ ७८ ॥

ભાવાર્થઃ—મધ્યમવિવેકીનું શરીર જ્યાંસુધી ન પડે ત્યાંસુધી તે જીવન્મુક્ત અવસ્થામાં રહે છે. પ્રારબ્ધના ક્ષયની સાથે વાસનાની બાધિતાનુવૃત્તિ પણ અદૃશ્ય થવા લાગે છે ને તેથી તે મધ્યમવિવેકી પણ નિત્યવિવેકને પામી મુક્ત થાય છે.

चक्रभ्रमणवद्धृतशरीरः ॥ ८२ ॥

ભાવાર્થઃ—જેમ કુંભારે ચાકડો ફેરવવાની ક્રિયા બંધ

કર્યા પછી પણ પૂર્વક્રિયાના વેગથી કુંભારના તે ચાકડાનું પુનઃ ભ્રમણ થાય છે; તેમ વિવેકજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ પ્રારબ્ધકર્મના વેગથી જીવન્મુક્તનું શરીર સ્થિત રહે છે.

संस्कारलेशतस्तत्सिद्धिः ॥ ८३ ॥

ભાવાર્થઃ—દેહને ધારણ કરનારા કર્મવાસનાની અનુવૃત્તિના સંસ્કારો અતિ સૂક્ષ્મરૂપે રહી જતા હોવાથી તેમનો ક્ષય થતાં સુધી જીવન્મુક્તને ભોગાભાસનો અનુભવ થયા કરીને તેના શરીરની સ્થિતિ રહે છે. અજ્ઞાની અવિદ્યાથી આસક્ત થઈને વિષયોને ભોગવે છે; પણ જ્ઞાનીની અવિદ્યા નષ્ટ થયેલી હોવાથી તે તો આસક્તિ વગરજ વિષયોને ભોગવે છે અને તેથીજ જ્ઞાનીના ભોગોને ભોગાભાસ કહે છે.

विवेकान्निःशेषदुःखनिवृत्तौ कृतकृत्यता नेतरान्नेतरात् ॥८४॥

ભાવાર્થઃ—(ઉપરના કથનાનુસાર) વિવેકમાંજ દુઃખની નિઃશેષ નિવૃત્તિ, અને તે નિવૃત્તિમાંજ કૃતકૃત્યતા છે. બીજામાં નહિ, બીજામાં નહિ.

(સાંખ્યદર્શનના અધ્યાય ચોથામાંથી)

આ અધ્યાયમાં વિવેકજ્ઞાનનાં સાધનોનું નિરુપણ છે.

राजपुत्रवत्तत्त्वोपदेशात् ॥ १ ॥

ભાવાર્થઃ—તત્ત્વનો ઉપદેશ સાંભળવાથી પણ રાજપુત્રની પેઠે આત્માનું યથાર્થ જ્ઞાન ઉત્પન્ન થઈ શકે છે. કોઇ રાજપુત્રને કોઈ કારણથી શિશુઅવસ્થામાં તેના બાપે વનમાં મોકલાવી દીધો હતો. ત્યાં ભીલના રાજાએ તેને પાળીપોષી મોટો કર્યો તેથી તે રાજપુત્ર પોતાને ભીલ સમજવા લાગ્યો. પછી રાજાનું અપુત્ર મરણ થતાં, મંત્રીઓએ તે ભીલનું અભિમાન ધરનાર રાજપુત્રને ઘેર આણી, "તું ભીલ નથી, પણ રાજપુત્ર છે" એમ

ઉપદેશ કર્યો, ત્યારે તેણે પોતાની ખરી જાતિ જાણી અને ભીલના આચારનો ત્યાગ કર્યો.

पिशाचवदन्यार्थोपदेशेऽपि॥ २ ॥

ભાવાર્થઃ—એક આચાર્ય પોતાના શિષ્યને તત્ત્વોપદેશ કરવા માટે નિર્જન વનમાં લઇ ગયા હતા. ત્યાં તેમણે તે શિષ્યને તત્ત્વોપદેશ કર્યો. તે ઉપદેશ વૃક્ષ પર રહેલા એક પિશાચે સાંભળ્યો, તેથી તેને પણ મુક્તિ પ્રાપ્ત થઇ. તાત્પર્ય કે, એકને માટે થયેલો ઉપદેશ બીજાને પણ જ્ઞાન આપી શકે-જેમ શિષ્યને થયેલો ઉપદેશ પિશાચે સાભળ્યો ને તે કૃતાર્થ થયો.

आवृत्तिरसकृदुपदेशात् ॥ ३ ॥

ભાવાર્થઃ—તીવ્ર વૈરાગ્યવાનને એક વખત ઉપદેશ કરવાથી પણ બોધ થાય, પરંતુ મંદ વૈરાગ્યવાનને એક વખતના ઉપદેશથી બોધ ન થાય, માટે તેને જ્ઞાનની પ્રાપ્તિ થાય ત્યાંસુધી વારે વારે ઉપદેશ કરવો જોઇએ-જેમ શ્વેતકેતુને પુનઃ પુનઃ તેના પિતાએ ઉપદેશ કર્યો હતો તેમ.

पितापुत्रवदुभयोर्दृष्टत्वात् ॥ ४ ॥

ભાવાર્થઃ—એક બ્રાહ્મણ પોતાની ગર્ભિણી ભાર્યાને તેના પિતાને ઘેર મૂકી, ધન મેળવવા માટે પરદેશ ગયો. પછી લાંબે કાળે ઘેર આવ્યો, તો તેણે પોતાના નવા જન્મેલા પુત્રને ઓળખ્યો નહિ અને પુત્રે પણ પિતાને ઓળખ્યો નહિ પછી તેની સ્ત્રીના ઓળખાવવાથી બંનેએ એક બીજાને ઓળખ્યા. અભિપ્રાય એ કે, ગુરુ વગર સહૃદના ઉપદેશથી પણ તત્ત્વજ્ઞાન થાય.

श्येनवत्सुखदुःखी त्यागवियोगाभ्याम् ॥ ५ ॥

ભાવાર્થઃ—અણસમજુ પુરુષ ત્યાગ તથા વિયોગને લઇને

શ્યેન પક્ષીની પેઠે સુખી તથા દુઃખી થાય છે. કોઇ માણસે એક સિંચાણાનું બચ્ચું પાળ્યું હતું. તેને તે નિત્ય સારો સારો આહાર પ્રીતિપૂર્વક આપતો, તેથી તે પુષ્ટ થયું. કેટલોક સમય વીત્યાપછી તે માણસના મનમાં એમ આવ્યું કે આ નિરપરાધી પંખીને મારે શા માટે બંધનમાં રાખવું જોઇએ ? આથી તેણે તેને વનમાં ઉડાડી મૂક્યું. સિંચાણો બંધનથી મોકળો થવાથી સુખી થયો અને પાલકના વિયોગથી દુઃખી થયો.

अहिनिर्ल्वयिनीवत् ॥ ६ ॥

**ભાવાર્થઃ**—સર્પે કાંચળીમાં સ્નેહ કર્યો હતો તેમ સાધકે અનિત્ય પદાર્થોમાં સ્નેહ ન કરવો; કેમકે તેમ કરવાથી બંધન થાય છે કોઇ એક સાપ કાંચળી ઉતાર્યા પછી તે કાંચળીમાં મમતા રહેવાથી તે સ્થાનનો ત્યાગ નહિ કરતાં ત્યાં ને ત્યાંજ રહ્યો. એવામાં એક વાદીએ તે કાંચળી દૂરથી ભાળી, એટલે તેણે ત્યાં આવી તે સાપને પણ પકડ્યો.

छिन्नहस्तवद्वा ॥ ७ ॥

**ભાવાર્થઃ**—જેમ કપાઇને જુદા પડેલા હાથને પુનઃ કોઈ ગ્રહણ કરે નહિ, તેમ ત્યાગ કરેલ પ્રકૃતિ વગેરેનુ પણ પુનઃ ગ્રહણ કરવું યોગ્ય નથી.

असाधनानुचिंतनं बंधाय भरतवत् ॥ ८ ॥

**ભાવાર્થઃ**—જેમ શ્રીઋષભદેવજીના પુત્ર ભરત યોગાનુષ્ઠાન કરવા વનમાં ગયા હતા, ત્યાં વાઘના ભયથી હરણીએ પ્રસવ કરેલા એક દીન–અનાથ મૃગના બચ્ચાને પાળવારૂપ ધર્મ કરવાથી તેઓ પુનઃજન્મરૂપ બંધનને પામ્યા હતા; તેમ જે પદાર્થ અથવા કાર્ય વિવેકજ્ઞાનનું અંતરંગ સાધન ન હોય, તે ધર્માનુકૂળ હોય, તોપણ તેનું ચિંતન કે અનુષ્ઠાન સાધકે કરવું નહિ; કેમકે

तेम करवाथी बधन थाय छे जडभरतनी विशेष हकीकत भाग वत तथा विष्णुपुराणमा आवे छे

बहुभिर्योगे विरोधो रागादिभिः कुमारीशंखवत् ॥ ९ ॥

ભાવાર્થ:—ઘણા માણસોના સ ગથી રાગદ્વેષાદિની ઉત્પત્તિ થઈ આવી પરસ્પરમા વિરોધ થાય છે, ને તેથી પુરુષ યોગભ્રષ્ટ થાય છે-કુમારીના હાથના ક કણોની પેઠે એક બ્રાહ્મણની દીકરી હાથમા ઘણા ક કણો પહેરીને ડાગર ખાડતી હતી તે ક કણો હાથ ઊ ચોનીચો થવાથી બહુ ખખડવા લાગ્યા પાડોશમા તેનુ માગુ કરવા આવેલા બ્રાહ્મણો બેઠેલા હોવાથી તે બ હુ લજ્જા પામી આથી તેણે દરેક હાથમા એકએક ક કણ રાખી બીજા બધા ઉતારી દીધા, એટલે અવાજ થતો બ ધ પડ્યો તાત્પર્ય કે, મોક્ષેચ્છુએ ઘણાના સ ગમા ન રહેતા એકાત સેવન કરવુ

द्वाभ्यामपि तथैव ॥ १० ॥

ભાવાર્થ:—બેના સ બ ધથી પણ તેવુ જ પરિણામ આવે છે, માટે એકાકી રહેવુ જ ઉચિત છે બેના સ બ ધથી ક્લેશ કદાચ ન થાય તેવુ હોય, તોપણ અનુપયોગી વાર્તામા બહિર્વૃત્તિએ કાળ ક્ષેપ તો થાયજ, માટે તે પણ ત્યાજ્ય છે

निराशः सुखी पिंगलावत् ॥ ११ ॥

ભાવાર્થ:—વિદેહનગરમા પિ ગળા નામની એક વેશ્યા રહેતી હતી તે એક રાત્રિએ પોતાના ઉ પપતિની રાહ જોતી ઘરના બારણા પાસે બેસી રહી રાત્રિનો ઘણો ભાગ વ્યતીત થઈ ગયો રાજમાર્ગમા લોકોનુ ફરવુહરવુ બ ધ થયુ, ત્યાસુધી પણ કોઈ ઉપપતિ તેને ત્યા આવ્યો નહિ, ત્યારે તેને પોતાના નીચ ધ ધા પર અત્ય ત ગ્લાનિ આવી અને આત્મારૂપી પતિનું સેવન નહિ કરતા હાડમાસના ઉપપતિનુ સેવન કરવામા આટલા બધા દહાડા

એળે કાઢી નાખ્યા, તે માટે તે ઘણી ખેદિત થઈ. પછી તેણે જિંદગી-પર્યંત તે ધંધાના ત્યાગનો દૃઢ સંકલ્પ કર્યો. એવી રીતે વૈરાગ્ય ઊપજતાં સર્વ આશાનો પરિત્યાગ કરવાથી તે સુખ પામી. સુખ એ સત્ત્વગુણનો ધર્મ છે અને આશા વડેજ ચિત્તનું ચંચળપણું થઇને સુખનો તિરોભાવ થઇ જાય છે. પુનઃ જ્યારે એ આશાનો ત્યાગ કરવામાં આવે છે, ત્યારે ચિત્તમાં સત્ત્વગુણની વૃદ્ધિ થવાથી તેનો સ્વાભાવિક ધર્મ જે સુખ છે તેનો પણ આવિર્ભાવ થાય છે. તાત્પર્ય એજ કે, મુમુક્ષુ જો નિઃસ્પૃહ ને નિશ્ચિંત થઈ સાંસારિક સુખની આશાનો પરિત્યાગ કરે, તોજ તે સુખી થાય છે.

अनारंभेऽपि परगृहे सुखी सर्पवत् ॥ १२ ॥

ભાવાર્થ:—ગૃહાદિનો આરંભ ન કરવાથી પણ સર્પની પેઠે પારકા ઘરમાં સુખી થઇ શકાય છે. ઉંદરો ઘણે કષ્ટે દર તૈયાર કરે છે, ને સર્પ તેમાં પ્રવેશ કરી સુખે નિવાસ કરે છે. કથાનું તાત્પર્ય એ કે, મુમુક્ષુએ ગૃહાદિના આડંબરમાં ન પડવું; કેમકે તેમ કરવાથી સાધનમાં વિક્ષેપ આવે છે ને બંધન થાય છે.

बहुशास्त्रगुरूपासनेऽपि सारादानं षट्पदवत् ॥ १३ ॥

ભાવાર્થ:—જેમ ભમરો પુષ્પ તથા કાંટાઓનો પરિત્યાગ કરી માત્ર મધુનું ગ્રહણ કરે છે, તેમ શાસ્ત્રો અને ગુરુઓના વિવાદોનો પરિત્યાગ કરીને મુમુક્ષુએ સારમાત્રનુંજ ગ્રહણ કરવું; નહિ તો તેઓના પરસ્પરના વિરોધને લીધે જિજ્ઞાસુને આત્માનો યથાર્થ નિશ્ચય નહિ થાય.

इषुकारवन्नैकचित्तस्य समाधिहानिः ॥ १४ ॥

ભાવાર્થ:—બાણ બનાવનારનું ચિત્ત જેમ બાણ બનાવવામાં એવું એકાગ્ર થયું હતું કે તેની પાસેથી રાજાનું સૈન્ય ચાલ્યું ગયું, તેની પણ તેને ખબર ન રહી; તેમ સાધક પુરુષ વૃત્તિઓનો

યથાર્થ નિરોધ કરે, તો તેને પણ બહારના પદાર્થોનું વિસ્મરણ રહે, અને સમાધિમા હાની ન થાય

कृतानियमलंघनादानर्थक्यं लोकवत् ॥ १५ ॥

ભાવાર્થ:—જેમ લોકોમા વૈદ્યનુ ઓસડ ખાનાર માદો માણસ વૈદ્યની કહેલી કરી ન પાળે તો તેને રોગ મટી શાંતિ થતી નથી, તેમ સત્ત્વશુદ્ધિદ્વારા જ્ઞાનપ્રાપ્તિ થવા માટે જે નિયમો પાળવાનુ શાસ્ત્રે તથા ગુરુએ કહ્યુ હોય, તે નહિ પાળવાથી સત્ત્વશુદ્ધિ તથા જ્ઞાનની પ્રાપ્તિ ન થાય ને સસારીપણુ પણ ન મટે.

तद्विस्मरणेऽपि भेकीवत् ॥ १६ ॥

ભાવાર્થ:—વનમા શિકાર કરવા ગયેલા એક રાજાએ ત્યા એક બહુ લાવણ્યવતી સુદરી દીઠી રાજાએ તે નવયૌવનાને કહ્યુ કે, ' તુ મને વર " ત્યારે તેણે કહ્યુ કે, " હુ દેડકાના રાજાની પુત્રી છુ ને જો તમે મને જળ ન દેખાડો તો હુ તમારી સાથે વિવાહ કરૂ." રાજાએ તે નિયમનો અગીકાર કરી તેની સાથે વિવાહ કર્યો કેટલોક સમય ગયા પછી એક વખત પરગામ જતા તે કન્યા તરસી થવાથી રાજાને કહેવા લાગી કે " મને જળ બતાવો " ત્યારે રાજા આગળ કરેલો નિયમ ભૂલી જઇ તેને તળાવને કિનારે લઇ ગયો પછી તે ભેકરાજદુહિતા જળ દેખતાજ દેડકીનુ રૂપ ધારણ કરી તેમા પ્રવેશ કરી ગઈ રાજાએ બહુ શોધ કરી પણ તે મળી નહિ, તેથી તે બહુ દુખી થયો તેવી રીતે ગુરુશાસ્ત્રે પાલન કરવા કહેલા નિયમોન વિસ્મરણ કરવાથી આત્મશુદ્ધિરૂપ કન્યા રહી શકતી નથી

नोपदेशश्रवणेऽपि कृतकृत्यता परामर्शादृते विरोचनवत् ॥१७

ભાવાર્થ:—તાત્પર્ય નિશ્ચયરૂપ પરામર્શ વગર કેવળ ઉપદેશ સાભળવાથી પણ કૃત્યકૃત્યપણુ પ્રાપ્ત થતું નથી, તેનુ ઉદાહરણ વિરોચન છે વિરોચન (દૈત્યનો રાજા) તથા ઇંદ્ર, એ બને જણે શ્રીબ્રહ્મા

પાસેથી આત્મસ્વરૂપનો ઉપદેશ સાંભળ્યો. ઇંદ્રે તે ઉપદેશનું પુનઃ પુનઃ મનન કરવાથી તેને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું અને વિરોચને તે ઉપદેશનું મનન ન કર્યું, તેથી તેને તે જ્ઞાન પ્રાપ્ત ન થયું. વિશેષ વર્ણન શ્રી છાંદોગ્ય ઉપનિષદમાં છે.

दृष्टस्तयोरिंद्रस्य ॥ १८ ॥

**ભાવાર્થ**:—ઇંદ્ર તથા વિરોચન એ બેમાં ઇંદ્રને પણ બહુ સમય સુધી મનનનિદિધ્યાસન કરવાદ્વારાજ તત્ત્વબોધ થયો સાંભળ્યો છે; તેથી બીજાઓને પણ એવા સાધન વડે તત્ત્વજ્ઞાન થાય છે.

प्रणतिब्रह्मचर्योपसर्पणानि कृत्वा सिद्धिर्बहुकालात्तद्वत् ॥१९॥

**ભાવાર્થ**:—જેમ નમસ્કાર, સેવા, બ્રહ્મચર્યપાલન અને વેદાધ્યયનાદિ કરવાથીજ ઇંદ્રને બહુકાળે ( ૧૦૧ વર્ષે ) તત્ત્વજ્ઞાન થયું હતું; તેમ બીજા જિજ્ઞાસુઓને પણ ગુરુસેવાદિ સાધન વડે દીર્ઘકાળે પણ જ્ઞાન થાયજ.

न कालनियमो वामदेववत् ॥ २० ॥

**ભાવાર્થ**:—તત્ત્વજ્ઞાન આટલાજ સમયમાં ઉત્પન્ન થાય, એવો કોઇ ચોક્કસ નિયમ નથી. વામદેવ મુનિને માતાના ગર્ભમાં જ્ઞાન પ્રાપ્ત થયું તેમ જ્ઞાનલાભ શીઘ્ર પણ થાય અને ઇંદ્રની પેઠે વિલંબે પણ થાય.

अध्यस्तरूपोपासनात् पारंपर्येण यज्ञोपासकानामिव ॥ २१ ॥

**ભાવાર્થ**:—શ્રીબ્રહ્મા, શ્રીવિષ્ણુ, તથા શ્રીશિવ આદિકની ઉપાસનાથી પણ બ્રહ્મલોકની પ્રાપ્તિ થઇ, અંતઃકરણની શુદ્ધિદ્વારાજ જ્ઞાન પ્રાપ્ત થાય છે. જેમ યજ્ઞાદિક કર્મો કરનારને સાક્ષાત્ નહિ પણ ચિત્તશુદ્ધિદ્વારાજ જ્ઞાન થાય છે, તેમ ઉપાસના કરનારને પણ અંતઃકરણશુદ્ધિદ્વારાજ જ્ઞાન થાય છે.

इतरलाभेऽप्यावृत्तिः पंचाग्नियोगतः जन्मश्रुतेः ॥ २२ ॥

ભાવાર્થઃ—બાહ્યદૃષ્ટિએ કરીને સિદ્ધ થનારી પંચાગ્નિવિદ્યારૂપ ઉપાસના વડે બ્રહ્મલોકની પ્રાપ્તિ થવાથી પણ કૃતકૃત્યતા થતી નથી, કેમકે જ્ઞાનની પ્રાપ્તિ વગર ત્યાંથી પણ બીજા કલ્પમાં પુનરાગમન થાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે બ્રહ્મલોકને પામેલ મંદ વૈરાગ્યવાળા અજ્ઞાની જીવો ત્યાંના ભોગો ભોગવી રહ્યા પછી પંચાગ્નિ યોગે કરીને જન્મ ગ્રહણ કરે છે પંચાગ્નિ એટલે સ્વર્ગ, મેઘ, પૃથ્વી પુરુષ ને સ્ત્રી પુણ્યના ફળરૂપ ભોગ સ્વર્ગમાં ભોગવી સ્વર્ગમાંથી મેઘમાં, મેઘથી જળમાં, જળથી પૃથ્વીમાં, પૃથ્વીથી અન્નાદિ સાથે પુરુષમાં ને પુરુષથી વીર્યસંગે સ્ત્રીમાં પ્રવેશ કરી તેઓ પુન ઉત્પન્ન થાય છે "બ્રહ્મલોકમાં ગયા પછી પુનરાવૃત્તિ થતી નથી" એવાં વાક્યો જે શાસ્ત્રોમાં આવે છે, તે વિરક્ત અને જ્ઞાનવાનોની આવૃત્તિનો નિષેધ બતાવવા માટે છે

निरक्तस्य हेयहानमुपादेयोपादानं हंसक्षीरवत् ॥ २३ ॥

ભાવાર્થઃ—વિરક્ત પુરુષ હંસની પેઠે અસાર પ્રકૃતિનો ત્યાગ કરીને સાર જે પુરુષ તેનું ગ્રહણ કરે છે, પણ અવિરક્તથી એમ થઇ શકતું નથી તાત્પર્ય કે હંસ પક્ષી જેમ દૂધ તથા પાણી ભળેલાં હોય તેમાંથી પાણીનો ત્યાગ કરી દૂધને ગ્રહણ કરે છે, તેમ વિરક્ત પણ સંસારનો ત્યાગ કરી મોક્ષનેજ ગ્રહણ કરે છે

लब्धातिशययोगाद्वा तद्वत् ॥ २४ ॥

ભાવાર્થ —હંસ જેમ પોતાની શક્તિવિશેષદ્વારા દૂધમિશ્રિત પાણીમાંથી દૂધમાત્રનું ગ્રહણ કરે છે, તેમ વિવેકી પુરુષ પણ વિવેકજનિત શક્તિવિશેષદ્વારા સંસારનો ત્યાગ અને મોક્ષનું ગ્રહણ કરી શકે છે

न शुक्रनत्कामचारित्व रागोपहतेः ॥ २५ ॥

ભાવાર્થઃ—જેનું હૃદય સંસારાસક્તિવાળું છે, તેને શુકદેવની પેઠે કામચારિત્ર્ય ( ઇચ્છાનુસાર વિચારવાનું સામર્થ્ય ) પણ નથી પ્રાપ્ત થતું; તો પછી મુક્તિ તો ક્યાંથીજ પ્રાપ્ત થાય ?

गुणयोगाद्बद्धः शुकवत् ॥ २६ ॥

ભાવાર્થઃ—પોપટ જેમ ગુણ (દોરડી) વડે બંધન પામે છે, તેમ પુરુષ પણ ગુણ (ત્રિગુણાત્મક પ્રકૃતિ) વડે બંધન પામે છે.

न भोगाद्रागशांतिर्मुनिवत् ॥ २७ ॥

ભાવાર્થઃ—ભોગ ભોગવવા વડે ભોગાભિલાષની શાંતિ મુનિ-મનનશીલ-ને પણ ન થાય, તો બીજા અયુક્તને તો ક્યાંથીજ થાય ? પૂર્વે કશ્યપસૌભરી આદિ મુનિને ભોગદ્વારા ભોગોની સ્પૃહા વધી હતી, પણ રાગની શાંતિ થઇ નહોતી.

दोषदर्शनादुभयोः ॥ २८ ॥

ભાવાર્થઃ—પ્રકૃતિ અને પ્રકૃતિનાં કાર્યોમાં પરિણામીપણું દુઃખ-સ્વરૂપપણું ઇત્યાદિ જે નાના પ્રકારના દોષો રહેલા છે, તેને લક્ષપૂર્વક જોવાથી રાગની નિવૃત્તિ થાય છે.

न मलिनचेतस्युपदेशबीजप्ररोहोऽजवत् ॥ २९ ॥

ભાવાર્થઃ—જેમ સ્ત્રીના શોકથી મલિન ચિત્તવાલા અજ-રાજાને શ્રીવસિષ્ઠજીનો ઉપદેશ સ્થિરીભૂત થયો નહિ; તેમ પ્રત્યેક મલિન ચિત્તરૂપ ભૂમિમાં ઉપદેશરૂપ બીજના પડવાથી જ્ઞાનરૂપ અંકુરની ઉત્પત્તિ થાય નહિ કામ, ક્રોધ, મોહ, લોભ, માત્સર્ય, શોક, તાપ એ બધા મનના મેલ છે. એના પ્રવેશથી મન મલિન થઇ જાય છે.

नाभासमात्रमपि मलिनदर्पणवत् ॥ ३० ॥

ભાવાર્થઃ—જેમ મેલા દર્પણમાં મુખાદિકનો આભાસમાત્ર

પણ પડતો નથી, તેમ રાગાદિ વડે મલિન થયેલા ચિત્તમાંતત્ત્વોપદેશની છાયા સરખી પણ પડી શકતી નથી.

न तज्जस्यापि तद्रूपता पंकजवत् ॥ ३१ ॥

ભાવાર્થઃ—જેમ કાદવના દોષથી ઉત્તમ બીજથી પણ બીજને યોગ્ય એવા સારાં કમળ ઉત્પન્ન થતાં નથી, તેમ કાદવના જેવા મેલા હૃદયમા ઉપદેશાનુસાર જ્ઞાન થતું નથી. તેના ચિત્તમાં રહેલા સંશયવિપર્યય વડે જ્ઞાનનો વ્યતિક્રમ થઈ જાય છે.

न भूतियोगेऽपि कृतकृत्यतोपास्यसिद्धिवदुपास्यसिद्धिवत् ॥३२॥

ભાવાર્થઃ—અણિમાદિ સિદ્ધિઓનો લાભ થવાથી પણ મુક્તિ થાય એમ નથી. ઉપાસકો જેમ ઉપાસનાદ્વારા ઉપાસ્ય દેવતાને પ્રાપ્ત થયા છતાં પણ મુક્ત થઇ શકતા નથી, તેમ તત્ત્વજ્ઞાન વગર કેવળ માત્ર સિદ્ધિ પ્રાપ્ત કરવાથી કોઈ મુક્ત થતું નથી.

"उपास्यसिद्धिवत्" એ પદની પુનરુક્તિ અધ્યાયની સમાપ્તિ બતાવે છે.

भाग १० मो–समाप्त

ॐ

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश–भाग ११ मो

## જ્ઞાન યોગ

અનુવાદક નાજુકલાલ નંદલાલ ચોકસી
ઘડિયાળી પોળ-વડોદરા

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश—भाग ११ मो

## ज्ञानयोग

### १—ब्रह्मांड—सूक्ष्मसृष्टि×

મનુષ્યનું મન સ્વાભાવિક રીતેજ બહાર આવવા ચાહે છે, જાણે ઇંદ્રિયો વાટે શરીરની બહાર ડોકિયું કરવા માગતું ન હોય! આંખોને કંઇ જોવાનું મળવું જોઇએ, કાનને કંઇ સાંભળવાનું મળવું જોઇએ; અને એ રીતે સર્વ ઇંદ્રિયો કંઈ ને કંઇ બાહ્ય-જગતનો અનુભવ કરતી હોય છે. એમાં પ્રકૃતિનું સૌંદર્ય અને તેની પ્રૌઢતા સ્વાભાવિક રીતેજ મનુષ્યના મનનું સૌથી પ્રથમ આકર્ષણ કરે છે; તેથી માનવીના મનમાં સૌથી પહેલાં જે પ્રશ્નો ઉદ્ભભવ્યા તે બાહ્યજગત વિષેજ હતા. આકાશ, સૂર્યચંદ્રાદિ નક્ષત્રગણ, પૃથ્વી, નદી, પર્વત, સમુદ્ર ઇત્યાદિના રહસ્ય સંબંધમાં

× ન્યુયોર્ક—તા. ૨૬ જાન્યુઆરી ૧૮૯૬

પ્રથમ પ્રશ્નો પૂછવામાં આવ્યા અને તેના જવાબમાં અજ્ઞાનરૂપી અંધારામાં અટવાતા માનવીના મને પ્રથમ તો બાહ્યજગતની વસ્તુઓનોજ આધાર લીધો. એટલે કે નદીની દેવી, આકાશની દેવી, મેઘની દેવી, વૃષ્ટિની દેવી એમ એકેએક બાહ્યવસ્તુઓની ભિન્નભિન્ન અધિષ્ઠાત્રી શક્તિઓની કલ્પના તેમણે પ્રથમ કરી. અર્થાત્ અત્યારે જેને આપણે પ્રકૃતિની શક્તિઓ તરીકે પિછાનીએ છીએ, તે બાહ્યવસ્તુઓમાં સચેતનતાનુ આરોપણ થઇ સચેતન દેવીઓ તરીકે પૂજાવા માંડી. આગળ ચાલતાં વળી સ્વર્ગની કલ્પના અસ્તિત્વમાં આવે છે, ને આ બધાં દેવદેવીઓ સ્વર્ગમાં રહેતી સ્વતંત્ર વ્યક્તિઓ લેખાવા માંડે છે; પણ એ પ્રશ્નમાં વધારે ને વધારે ઊંડા ઊતરતાં આ બાહ્યદેવતાઓના ભાવથી મનુષ્યમનને પૂરતો સંતોષ ન લાગવા માંડ્યો પરિણામે મનુષ્યની વિચારશક્તિ આંતરપ્રદેશ તરફ વળી અને બાહ્યવસ્તુઓને બદલે પોતાના આત્મા વિષે પ્રશ્ન પુછાવા લાગ્યો, અર્થાત્ પ્રશ્નનો પ્રવાહ હવે બાહ્યજગત પરથી નીકળીને આંતરજગત તરફ વળ્યો. તેથી બાહ્યજગતનુ પૃથક્કરણ કરવાનુ છોડીને માણસ હવે આંતરજગતનું પૃથક્કરણ કરવા માંડે છે. હવે જે પ્રશ્ન ઊઠે છે, તે આંતરપુરુષને લગતો હોઇ માનવજાતિની સ્થૂળજગતમા પ્રગતિ સૂચવનારો છે.

ત્યારે આજના વ્યાખ્યાનનો વિષય આંતરમાનવ કિંવા આંતરજગત અથવા સૂક્ષ્મસૃષ્ટિ છે એ પ્રશ્ન મનુષ્યને એટલો બધો પ્રિય છે અને એટલો બધો તેના હૃદયની નજીકનો છે કે, તેના જેવો પ્રિય અને નિકટનો બીજો એકે પ્રશ્ન નહિ હોય કેટકેટલા દેશોમા કઈ લાખોવાર આ પ્રશ્નની જિજ્ઞાસા થઇ હશે! સંસારત્યાગી, સંન્યાસી અને મહેલવાસી રાજાઓ, ગાદીતકિયે આળોટતા ધનાઢ્યો અને પેટ માટે ગદ્ધાવૈતરું કરતા ગરીબો, સંતસાધુઓ અને દુરાચારીપાપીઓ, પુરુષો અને સ્ત્રીઓ-બધાય

તરફથી આ પ્રશ્ન વખતોવખત પુછાતો રહ્યો છે, અને તે એ કે "આ ક્ષણભંગુર માનવજીવનમાં નિત્યસનાતન-અનાદિ અનંત હોય એવી એક પણ વસ્તુ નથી શું? આ શરીર છૂટ્યા પછી પણ જેનો વિનાશ થતો ન હોય એવી એક પણ ચીજ નથી શું? આ કાયાપિંજર માટીમાં મળી ગયા પછી પણ જીવતો હોય એવો કોઇ પદાર્થ નથી શું? અગ્નિ દેહપિંજરને બાળીને રાખ કરી નાખે તે બાદ કોઇ વસ્તુ બાકી નથી રહેવા પામતી? અને જો કંઇ પણ બાકી રહેતું હોય, તો દેહના વિલય પછી તેનું શું થાય છે? તે વસ્તુ ક્યાં જાય છે અને ક્યાંથી આવેલી?" આવી પ્રશ્નપરંપરા ફરી ફરીને પુછાતી રહી છે; અને સૃષ્ટિ ચાલે છે તથા માનવલોક જ્યાંલગી સાબૂત છે ને કામ કરે છે, ત્યાં લગી તે પુછાયા પણ કરવાની. આથી એમ નથી સમજી લેવાનુ કે, એ પ્રશ્નોના ઉત્તર અત્યાર સુધીમાં કોઇએ આપવાનો પ્રયત્ન નથી કર્યો. ખરી રીતે તો પ્રત્યેક વખતે-પ્રત્યેક જમાનામાં તેનો બનતો ઉત્તર આપવામાં આવે છે; અને જેમ જેમ વખત જાય છે, તેમ તેમ જવાબ વધારે ને વધારે સબળ અથવા સચોટ બનતો જાય છે. ખરૂં પૂછો તો કંઇ હજારો વર્ષ પહેલાં આ પ્રશ્નનુ એકે વારે નિવારણ થઈ ગયેલુ છે અને તેનુ તેજ નિવારણ યાને તેનો તેજ જવાબ જુદાજુદા જમાનાને અને દેશને અનુસરતી રીતે, જુદે જુદે વખતે અપાતો રહ્યો છે. આપણી બુદ્ધિમા વધારે ઊતરે તેવા નવાનવા દાખલાદલીલો સાથે એનો એજ-હજારો વર્ષ પર પ્રાપ્ત થયેલો-જવાબ ફરી ને ફરી અપાતો રહ્યો છે, તેથી અત્યારે હું પણ તમારી આગળ જે સમજાવીશ તે પણ એ પ્રાચીન જવાબની પુનરાવૃત્તિરૂપજ હશે. આ સર્વગ્રાહી પ્રશ્નો પર નવું અજવાળું નાખવાનો દાવો મારે નથી કરવો; હું તો માત્ર અમારા પ્રાચીન પૂર્વજોએ શોધી કાઢેલું સત્ય નવા લેબાસમાં આધુનિક મનુષ્ય

સમજી શકે તેવી લોકોની પોતાનીજ ભાષામાં, તત્ત્વજ્ઞોની પરિભાષામાં નહિ પણ લોકોની નિત્યની વ્યાવહારિક ભાષામાં મૂકવાનો પ્રયત્ન કરીશ એટલુંજ. દેવપુરુષોના ઈશ્વર અને બ્રહ્મસંબંધના ગંભીર ને ઉચ્ચ વિચારો સાધારણ માણસો સમજી શકે તેવી તેમની સામાન્ય ભાષામાં હું દર્શાવીશ અને મને ખાતરી છે કે, એ દિવ્ય વિચારો માણસોથી સમજી શકાશે; કારણકે જે દિવ્ય તત્ત્વમાંથી એ ઉચ્ચ ખ્યાલો નીપજ્યા હતા, તે દિવ્ય તત્ત્વ બધાજ માણસોમાં મોજૂદ છે.

હવે, હું મૂળ વિષય પર આવું છું. જુઓ, હું તમારી તરફ ભાળું છું. એ જોવાની ક્રિયા માટે કયી કયી વસ્તુઓની જરૂર પડે છે? સૌથી પ્રથમ જરૂર નેત્રોની પડે છે; કારણકે હું બીજી બધી વાતે સાંગોસંગ ને પૂરો હોઉં છતાં નેત્રો કે આંખો ન ધરાવતો હોઉં તો મારાથી તમને દેખી શકાય નહિ. બીજી જરૂરી વસ્તુ છે તે દર્શનશક્તિ આપનારી દર્શનેંદ્રિય છે; કેમકે નેત્રો એ કંઇ દર્શનેંદ્રિય નથી, પણ સાધનમાત્ર છે. તેમની પાછળ ખરી દર્શનેંદ્રિય મગજની અંદર એક સ્નાયુકેંદ્રરૂપે રહેલી છે. એ કેંદ્રને અથવા એ જ્ઞાનતંતુને કંઇ ઇજા પહોંચેલી હોય તો માણસને ખાસી કાચ જેવી સાફ આંખો કાં ન હોય? પણ તેનાથી કોઇ પણ વસ્તુ જોવાનું બની શકતું નથી, તેથી આ સ્નાયુકેંદ્ર અથવા જોવાની ખરી ઈંદ્રિય હોવાની આવશ્યકતા છે. બહાર દેખાતી આપણી બધીજ ઈંદ્રિયો-કાન, નાક, જીભ અને ચામડીના સંબંધમાં આવોજ પ્રકાર સમજી લેવાનો છે. સ્થૂળ-કાન એ તો માત્ર અંદર રહેલા સ્નાયુતંતુ આગળ અવાજનાં મોજાં હાજર કરનાર સાધન કિંવા પહેરેગીર માત્ર છે; પણ સાધન અને પ્રકૃતઇંદ્રિય કહેતાં સ્નાયુકેંદ્ર બરાબર સ્થિતિમાં હોય એટલેથી બસ થતું નથી બીજી પણ એક વસ્તુની આવશ્યકતા

રહે છે. ધારો કે, તમારા પુસ્તકાલયમાં કે અભ્યાસગૃહમાં તમે કોઇ પુસ્તકના અભ્યાસમાં તલ્લીન થઇ ગયા છો, તે વખતે ઘડિયાળના ટકોરા થાય છે; છતાં તે તમને નથી સંભળાતા. આવી જાતનો અનુભવ તો ઘણાયને કોક ને કોક વાર થયો હશે. આનું કારણ શું? ટકોરાનો અવાજ થયો એ તો ચોક્કસ; હવામાં તે અવાજનાં આંદોલનો અથવા મોજાં પ્રસર્યાં, એ પણ સત્ય; કાન વાટે એ મોજાં સ્નાયુતંતુને પહોંચ્યાં, એમાં પણ શક નહિ; છતાં તમને સાંભળવાનું ભાન ન થયું એનું કારણ શું? કયી વસ્તુની ઊણપ રહી વારૂ? ત્યારે તમારૂં મન નવરું નહોતું, બીજે રોકાયલું હતું. આ ઉપરથી આપણને માલૂમ પડી આવે છે કે, ઇંદ્રિયોની ક્રિયા કરવામાં ત્રાજી વસ્તુ તરીકે મનની પણ ખાસ આવશ્યકતા છે. સૌથી પહેલાં સ્થૂળ સાધનો; પછી તે સાધનો જે શક્તિથી અંતર્ગત સ્નાયુકેંદ્ર તરફ લાગણીનો સંદેશો લઇ જાય છે તે શક્તિ; અને છેલ્લે પ્રકૃતઇંદ્રિય પોતે મનની સાથે જોડાયલી હોવી જોઇએ. મન અને સ્નાયુકેંદ્રના તાર જો જોડાયલા નથી હોતાં, તો સ્નાયુકેંદ્ર તથા સ્થૂળસાધન (આ ઠેકાણે કાન) પર થતી ક્રિયાની છાપ અવશ્ય પડે છે, છતાં આપણને સાંભળવાનું ભાન નથી થતું; કેમકે મન સાથે કર્ણેંદ્રિયનો તાર જોડાયલો નહિ હોવાથી મનને તે સંદેશો મળતો નથી. હવે મનને સંદેશો પહોંચે એટલેથી પણ કામ સરી જતું નથી. મન પણ માત્ર વાહક તરીકેનું કામ કરે છે. મનને પણ આગળ વહી જઇને લાગણીનો સંદેશો બુદ્ધિને પહોંચાડવાનો હોય છે. બુદ્ધિ એ નિર્ણયાત્મક શક્તિ હોઇ, કયી અને કેવી જાતની લાગણી આવી તેનો નિર્ણય કરે છે. પણ આટલેથી હજી વાત પૂરી થતી નથી. બુદ્ધિને પોતાનો નિર્ણય આગળ લઇ જઈ શરીરના અધિષ્ઠાતા તંત્રી, આંતરજગતની ગાદીએ બિરાજતા આત્માની હજૂરમાં પહોંચાડવો પડે છે,

જે તે નિર્ણયને મહારાજા આત્મારામની હજૂરમાં બુદ્ધિમંત્રી સાદર રજૂ કરે છે, એટલે મહારાજા પોતે શું કરવું ને શું ન કરવું તે બાબતમાં હુકમો છોડે છે અને તે હુકમો પાછા પૂર્વવત ક્રમે ઊતરતા ઊતરતા બુદ્ધિ, મન, ઇંદ્રિયો અને સાધનોને પહોંચે છે; અને સાધનો તે હુકમોને અમલમાં મૂકે છે જેવાની ક્રિયા આખી આ રીતે પૂરી થાય છે.

સાધનો અથવા કરણોનું સ્થાન મનુષ્યના સ્થૂળશરીરમાં છે; પણ મન અને બુદ્ધિના સંબંધમાં તેમ નથી તેમનું સ્થાન અમારા હિંદુલોકોની દાર્શનિક પરિભાષામાં કહીએ, તો 'સૂક્ષ્મ અથવા લિંગદેહ'માં અને તમારી ખ્રિસ્તી ધર્મની પરિભાષામાં જેને 'અધ્યાત્મ દેહ' કહે છે, તેમાં આવેલું છે આ સૂક્ષ્મ અથવા લિંગદેહ સ્થૂળદેહ કરતાં બહુજ સૂક્ષ્મ હોય છે, છતાં પણ તે આત્મા તો નથીજ આત્મા તો તે બધાથી પર છે સ્થૂળદેહ થોડાંક વર્ષો રહીને નાશ પામે છે નજીવું કારણ પણ તેને હરકત પહોંચાડી નષ્ટ કરી શકે સૂક્ષ્મ શરીર અથવા લિંગદેહ આમ સહેલાઈથી નાશ પામે તેવો નથી, તથાપિ કોઈ વાર તે અવનત થઇ દુર્બળ બને છે અને કોઇ વાર સશક્ત અને સબળ બને છે ઘરડા માણસના મનની શક્તિ કેવી ઘટી જાય છે, શરીર સશક્ત અને મસ્ત હોતાં મન પણ કેવું સશક્ત અને મસ્ત હોય છે, વિવિધ ઓસડો અને અર્કો તેમજ બીજી બહારની વસ્તુઓની શરીર પર કેવી મારી-માઠી અસરો થાય છે અને બાહ્યજગત પર તેની કેવી પ્રતિક્રિયા થાય છે, એ તો આપણા બધાંના અનુભવની રોજની વાતો છે. શરીરની બાબતમાં જેમ ઉન્નતિઅવનતિ છે, તેમ મનની બાબતમાં પણ ઉન્નતિઅવનતિ રહેલી છે અને તેથીજ મન એ આત્મા નથી એમ ઉપર કહેવામાં આવ્યું છે, કેમકે આત્માને કોઈ જાતનો હરકતહેલો કદાપિ પહોંચતો નથી યાને આત્માની અવનતિ

કદાપિ થતી નથી. આ ઠેકાણે કોઇ પૂછશે કે, આ વાત આપણે શી રીતે જાણીએ? આ મનની પાછળ કંઇ રહેલુ છે એમ આપણે શા ઉપરથી જાણવું? તો કે, જ્ઞાન જે સ્વય પ્રકાશી અને બુદ્ધિના પાયારૂપ છે તે સંજ્ઞારહિત અને મૃત આધિભૌતિક દ્રવ્ય યાને જડ તત્ત્વની માલિકીનું કદાપિ હોતું નથી તે ઉપરથી. એવી જડ વસ્તુ કોઇને કદાપિ જડવાની નથી કે જેમાં જ્ઞાન તેના પોતાના ધર્મ તરીકે રહ્યું હોય. કોઈ પણ જડ પદાર્થ સ્વયંપ્રકાશી હોઇ શકતો નથી. જ્ઞાનજ બધી જડ વસ્તુઓને પ્રકાશમાન કરે છે. આ દીવાનખાનાનું અત્યારે અહીં મોજૂદ છે, તે જ્ઞાનના પ્રતાપેજ; કારણકે કોઈ જ્ઞાને તેનું નિર્માણ કર્યું નહોત, તો દીવાનખાના તરીકે તેનું અસ્તિત્વ કેવળ અજ્ઞાતજ હોત. તે મુજબ આ શરીર પણ સ્વયંપ્રકાશી નથી; કેમકે જો તે સ્વયંપ્રકાશી હોત તો મૃતશરીર પણ પ્રકાશમાન યાને ચેતનયુક્ત હોત તેજ પ્રમાણે મન અને આધ્યાત્મિક કિંવા સૂક્ષ્મશરીર પણ સ્વયંપ્રકાશી નથી; કારણકે તેઓ જ્ઞાનતત્ત્વનાં બનેલાં નથી. સ્વયંપ્રકાશી વસ્તુ કદાપિ કરમાતી કે ક્ષીણ થતી નથી. પરપ્રકાશથી પ્રકાશતી વસ્તુની તેજસ્વિતા સ્થિર નથી હોતી, પણ આવનારી-જનારી છે. પરંતુ જે પદાર્થ પોતે પ્રકાશસ્વરૂપ છે, તેને આવવા-જવાનું યાને તેનાં હ્રાસ-વૃદ્ધિ કોનાથી થઇ શકે તેમ છે? આપણે જોઈએ છીએ કે, ચંદ્રમા નિરંતર ક્ષય-વૃદ્ધિને આધીન છે. એનું કારણ એટલુંજ છે કે, ચંદ્રમા પોતે સ્વયંપ્રકાશી ન હોઇ તે સૂર્યના તેજથી પ્રકાશે છે. એક લોઢાના ટુકડાને દેવતામાં તપાવીને લાલચોળ કરવામાં આવે, તો તે ચળકે છે અને પ્રકાશે છે, કેમકે તે પ્રકાશ લોખંડનો પોતાનો ન હોઇ અગ્નિ પાસેથી ઉછીનો લીધેલો હતો આ ઉપરથી સમજી શકાશે કે, જે પ્રકાશ બીજાનો હોય છે, સ્વયં-પોતાનો નથી હોતો, તેજ પ્રકાશના સંબંધમાં ક્ષયની સંભાવના છે.

હવે એ તો આપણે જોઈ લીધું કે, શરીરના આ બાહ્ય ઘાટને સ્વયં પોતાનો પ્રકાશ નથી, તેથી કરીને શરીર એ સ્વયંપ્રકાશ ન હોઈ પોતાની જાતનું જ્ઞાન તેને ન હોઇ શકે, તેમ મનને પણ એ જ્ઞાન ન હોય. કેમ? તો કે, મનનો વિકાસ–હ્રાસ અથવા અભિવૃદ્ધિ ને ક્ષય થતો જોવામાં આવે છે; તે કોઇ વાર બહુ તેજ અને ઉલ્લાસયુક્ત હોય છે અને કોઇ વાર તે ઢીલું અને પોચું પડેલું લાગે છે. એટલે બીજા શબ્દોમાં કહીએ તો ગમે તે વસ્તુની અસર મન પર પહોંચી શકે છે, માટે મનદ્વારા પ્રકાશતું તેજ તેનું પોતાનું નથી. ત્યારે તે કોનું છે? એમ કોઈ પૂછશે. તેના ખુલાસામાં એટલુંજ કહેવાનું કે, એ પ્રકાશ જેનો પોતાનો ગુણુ અગર ધર્મ હોઇને ક્ષીણ કે નાશ થનારો નથી, એવા સ્વયંપ્રકાશી પદાર્થની કિંવા સ્વયંપ્રકાશતત્ત્વની માલિકીનો છે. આત્માને કંઇ જાણુવાપણું નથી, કેમકે તે પોતેજ જ્ઞાન અથવા ચિત્તસ્વરૂપ છે; આત્માને કંઇ અસ્તિત્વ હોવાપણું નથી હોતું, કેમકે તે પોતેજ અસ્તિત્વ યાને સત્ સ્વરૂપ છે; આત્માને કંઇ સુખ કે આનંદ હોવાપણું પણ નથી હોતું; કેમકે તે સ્વયં સુખ અથવા આનંદસ્વરૂપ છે. આત્મા પોતેજ સચ્ચિદાનંદસ્વરૂપ છે. જે સુખી અથવા આનંદી છે, તેણે પોતાનું સુખ કે આનંદ ક્યાંકથી ઉછીના લીધા હોય છે. જેને જ્ઞાન છે, તેણે પોતાનું તે જ્ઞાન કોઇ ઠેકાણેથી ઉછીનું લીધેલું છે અને જેને અસ્તિત્વ છે, તેણે પોતાનું અસ્તિત્વ કોઈની પાસેથી ઉછીનું મેળવ્યું હોય છે–અર્થાત્ જ્યાં આગળ ગુણુ અને ગુણી વચ્ચે ભેદ જણાતો હોય ત્યાં સમજીજ લેવું કે, એ ગુણો ગુણીના પોતાના ન હોઈ તેનામાં તે ક્યાંકથી પ્રતિબિંબિત થયેલા છે. પરંતુ આત્માના સંબંધમાં તો જ્ઞાન, અસ્તિત્વ અને આનંદ એ એના ગુણો નથી, પણ એનું સ્વરૂપ છે. આત્મા પોતેજ સચ્ચિદાનંદરૂપ છે.

આ ઠેકાણે વળી કોઇ એવો પ્રશ્ન કરશે કે, "તમારું કહેવું

સાચુંજ છે, એમ અમે શા ઉપરથી માની લઇએ? અસ્તિત્વ, જ્ઞાન અને આનંદ એ આત્માનાં સ્વરૂપ છે અને તેના ગુણો નથી એવો અમારો વિશ્વાસ કેમ કરી બંધાય?" વળી કોઇ એમ પણ તકરાર ઉઠાવે કે, શરીરનો પ્રકાશ જેમ મનના પ્રકાશ પર આધાર રાખે છે, તેમ આત્માની તેજસ્વિતા, આત્માનું જ્ઞાન અને આત્માનો આનંદ એ પણ બીજા કશાના ઉપર આધાર રાખનારાં કેમ ન હોય? આ જાતનું વલણ આપણી દલીલને આપવામાં આવે, તો તો તેનો પારજ નહિ આવે. જિજ્ઞાસુના પ્રશ્નના જવાબમાં હું સામો પ્રશ્ન પૂછું: "ત્યારે કોના પર તે આધાર રાખે છે?" જવાબમાં તે કહે કે, "અમુક અમુક ઉપર." ફરી પાછો હું પૂછું કે, "તે અમુક કોના પર આધાર રાખે છે?" તો તે કહેશે કે, "અમુક અમુક ઉપર." એ રીતે "અમુક અમુક"નો પારજ નહિ આવવાનો. એ તો પેલી "ફિર, ફુર"ના જેવી વાત થઈ કહેવાય. તકરારનો જો અંત લાવવોજ હોય, તો તો આપણે એવી એક વસ્તુ આગળ અટકી જવું પડશે કે જે વસ્તુ પોતે સ્વયંપ્રકાશી હોય. માટે વધારે ચૂંથણાં ન ચૂંથતાં, તર્કની દૃષ્ટિએ સારામાં સારી વાત તો એજ છે કે, જ્યાં આગળ આપણને સ્વયંપ્રકાશી તત્ત્વ મળી ગયું, ત્યાં આગળજ થંભી જવું અને વધુ પંચાત ન કરવી.

ત્યારે અત્યાર સુધીમાં આપણે જોઇ ગયા છીએ કે, મનુષ્ય પ્રાણીની અંદર ત્રણ વાનાંનો સમાવેશ થયેલો છે. એક તો આ ૧<u>શરીરરૂપી બાહ્ય આવરણ</u>; બીજું મન, બુદ્ધિ અને અહંકારનું બનેલું ૨<u>સૂક્ષ્મશરીર</u> અને ત્રીજું તે બંનેની પાછળ રહેલો ૩પ્રકૃત-પુરુષ યાને આત્મા. આપણે એ પણ જોઇ લીધું છે કે, શરીરના સઘળા ગુણો તેમજ તેની સર્વ શક્તિઓ શરીરનાં પોતાનાં ન હોઈ મનનાં પ્રતિબિંબમાત્ર છે અને તેવીજ રીતે મનની સઘળી

શક્તિઓ અને તેજસ્વિતા એ તેની પૂંઠળ રહેલા આત્માનાં પ્રતિબિંબ છે.

હવે વળી આત્માના સ્વરૂપ અથવા સ્વભાવ સંબંધમાં નાના પ્રકારના પ્રશ્નો ઊઠે છે. આત્મા સ્વપ્રકાશી છે યાને સચ્ચિદાનંદજ આત્માનું સ્વરૂપ છે, એ યુક્તિ પરથીજ જો આત્માનું અસ્તિત્વ માની લેવામાં આવતું હોય, તો તો સ્વાભાવિક રીતેજ સિદ્ધ થઇ જાય છે કે, તે સરજાયલો ન હોઇ શકે. બીજા અસ્તિત્વથી સ્વતંત્ર એવું સ્વપ્રકાશી અસ્તિત્વ કશાના પરિણામ કે ફળરૂપ તો કદાપિ કહી નહિ શકાય; તેથી તે સનાતન ઠરે છે યાને એવો એક પણ કાળ નહિ હોય કે જ્યારે તેનુ અસ્તિત્વ નહિ હોય; કારણકે જો આત્માનુંજ અસ્તિત્વ ન હોય, તો પછી કાળ રહે કયા? કાળનું સ્થાનઆત્મામાં છે, કેમકે જ્યારે આત્માનું પ્રતિબિંબ મન ઉપર પડે છે, ત્યારે મન પ્રકાશિત થઇ વિચારવાનું કાર્ય કરે છે અને જ્યારે મન વિચારતું થાય ત્યારથી કાળની ગણના થાય. તેથી જો આત્મા ન હોય તો વિચાર પણ ન હોય અને વિચાર ન હોય તો પછી કાળ કેવો? તેથી કાળનું અસ્તિત્વજ આત્મા ઉપર અવલંબેલું છે; તો પછી આત્મા અમુક કાળમાં અસ્તિત્વમાં આવ્યો એમ કહી શકાયજ શી રીતે? અર્થાત્ એ તો આપોઆપ ઠરી જાય છે કે, આત્માને જન્મ કે મરણ બેમાંથી એકે હોતું નથી. એ તો સઘળી પાયરીમાંથી જેમનો તેમજ પસાર થયે જાય છે યાને નિકૃષ્ટમાંથી ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટમાંથી નિકૃષ્ટ ક્રમેક્રમે ને આસ્તે આસ્તે વ્યક્ત થતો રહે છે. મન વાટે તે પોતાનો પ્રભાવ શરીર ઉપર પાડે છે અને શરીર વાટે તે બાહ્યજગતને ગ્રહણ કરી સમજે છે. આને માટે તે એક શરીર ધારણ કરે છે, તેનો ઉપયોગ કરે છે અને જ્યારે તે શરીર ક્ષીણ થઈ કામ આપતું અટકી જવા માંડે છે, ત્યારે તે બીજું શરીર ધારણ કરે છે અને એ રીતે તે દેહરૂપી

ઘર એક પછી એક બદલ્યા કરે છે.

અહીં એક રસિક પ્રશ્ન ઊભો થાય છે. એ પ્રશ્ન સામાન્યતઃ આત્માના પુનર્જન્મ તરીકે ઓળખાય છે. આ પુનર્જન્મની વાત સાંભળતાંજ કેટલીક વાર લોકો ભડકે છે અને લોકોના કુસંસ્કાર અને વહેમો એટલા બધા પ્રબળ હોય છે કે, સારા વિચારશીલ લોકો પણ એમ માનવાનું કબૂલ કરે છે કે, આપણે શૂન્યમાંથી જન્મ્યા છીએ. વળી મહાયુક્તિપૂર્વક સ્થાપિત કરવાનો પ્રયત્ન કરે છે કે, આપણે જો કે શૂન્યમાંથી પેદા થયા છીએ, પણ એક વાર પેદા થયા પછી સનાતન રહીએ છીએ અને અનંતકાળ હયાતી ભોગવ્યા કરીએ છીએ. હવે ખરી રીતે તો વાત એવી હોવી જોઇએ કે, જેઓ શૂન્યમાંથી આવ્યાં હોય, તેમને શૂન્યમાંજ પાછા જવું પડે. તમે, હું કે અહીં બેઠેલ કોઇ પણ વ્યક્તિ શૂન્યમાંથી જન્મી નથી અને તેથી શૂન્યમાં પાછી જવાની નથી. આપણે સનાતન છીએ અને સનાતન રહીશું. સૂર્યની તળે કે સૂર્યની ઉપર એવી કોઇ પણ શક્તિ નથી કે જે મારા કે તમારા અસ્તિત્વને હતું ન હતું કરી નાખી આપણને શૂન્યમાં ધકેલી મૂકી શકે. હવે આ પુનર્જન્મના ખ્યાલથી ભડકવાનું કંઇજ કારણ નથી, કેમકે એ ખ્યાલ મનુષ્યની નૈતિક ઉન્નતિનો ખાસ પોષક છે. વિચારશીલ મનુષ્યો આ બાબતમાં કોઇ પણ ન્યાયસંગત સિદ્ધાંત પર આવી શકે તેમ હોય, તો તે માત્ર આજ યાને પુનર્જન્મનો સિદ્ધાંતજ છે. જો તમે હવે પછી સનાતન અસ્તિત્વ ધરાવવાના હો, તો તો આપોઆપ ઠરી જાય છે કે, ભૂતકાળમાં પણ તમે સનાતન અથવા અનંત અસ્તિત્વ ધરાવતા હતા. ન્યાયની રીતે જોતાં તેથી ઊલટું સંભવી શકેજ નહિ. હવે આ સિદ્ધાંતની સામે જે કેટલાક વાંધાઓ ઉઠાવવામાં આવે છે, તેમાંના કેટલાકનું નિરાકરણ કરવાનો હું પ્રયત્ન કરૂં છું. એ વાંધાઓ જોતાં તમારામાંના અનેક જણને લાગશે કે, એ

કેવળ મૂર્ખાઈભરેલા છે, તથાપિ કેટલીક વાર મોટા મોટા વિચારશીલ માણસો પણ મૂર્ખાઈભર્યા સવાલો પૂછતા માલૂમ પડે છે. લોકોમાં કહેવત છે કે, "એવો એક પણ અસંગત વિચાર નહિ હોય કે, જેનું સમર્થન અને સંરક્ષણ કરનાર દાર્શનિકો ન મળી આવે"–એ વાત સાચી છે. જો આ વાંધાઓનું નિરાકરણ કર્યા વગર હું જવા દઉં, તો સંભવ છે કે, કોઇક વિચારવંતો વળી તે વાંધાઓના જોર પર કૂદી પડી ગાજવા નીકળી પડે અને પુનર્જન્મના સિદ્ધાંતની વિરુદ્ધ લોકોનાં મન ભંભેરવા માંડે. એટલા માટે વાંધાઓ જો કે દમ વગરના છે, છતાં હું તેના રદિયા આપું છું. પહેલો વાંધો આ છે કે, આત્મા સનાતન છે, તો પછી જન્મજન્માંતરની વાતો આપણને કેમ યાદ નથી?" આના જવાબમાં હું સામો સવાલ કરીશ કે, "આ જન્મનાજ આખા ભૂતકાળની બધી વાતો તમને યાદ છે? બચપણમાં તમે શું શું કર્યું હતું તેની કેટલા જણને સ્મૃતિ છે વારુ? છેક બચપણની વાતો કોઈનેજ યાદ હોતી નથી. હવે જો સ્મૃતિ ઉપરજ અસ્તિત્વનો આધાર રહેતો હોય, તો તો તમારો આ વાંધો પોતેજ સાબિત કરી આપે છે કે, બચ્ચાં તરીકે તમારું અસ્તિત્વજ નહોતું, કેમકે તમારું બચપણ તમને યાદ નથી. એટલા માટે આપણું અસ્તિત્વ આપણી સ્મૃતિ ઉપર આધાર રાખે છે, એમ કહેવું કેવળ બેહૂદું યાને પ્રલાપમાત્ર છે. આપણને પૂર્વજન્મની વાતો યાદ હોય, તોજ પૂર્વજન્મનું અસ્તિત્વ માની શકાય, નહિ તો નહિ; એમ કહેવાનો અર્થ શો? પૂર્વજન્મની વાતો યાદ રહેવાનું પ્રયોજન પણ શું છે? યાદ રાખવાનું કામ મગજનું છે. આપણું પૂર્વજન્મનું મગજ અત્યારે આપણી પાસે ક્યાં છે? એ તો ક્યારનુંયે વિનાશ પામ્યું છે અને તેને ઠેકાણે નવું મગજ રચાયું છે. ભૂતજીવનમાં પ્રાપ્ત થયેલા સંસ્કારસમુદાયનું જે સમજણ અને આચારરૂપી

ફળ, તે ફળ અત્યારના મગજને પ્રાપ્ત થયું છે; એ ફળની અને નહિ કે આખા સંસ્કારોની સાથે મન આ શરીરમાં આવ્યું છે.

અત્યારે હું જે રૂપમાં છું, તે મારા અનંત પૂર્વજન્મનાં કર્મફળનું પરિણામ સમજવાનું છે. બધાંય પૂર્વજન્મનાં કર્મફળનું પૂછડું પરાણે મને વળગેલું છે અને એ ફળ ભોગવ્યેજ છૂટકો. સારરૂપ ફળ સાથે હોવા પછી બધો ભૂતકાળ યાદ હોવાની જરૂર પણ શી છે? પરંતુ આપણામાં કુસંસ્કારોનું જોર એટલું બધું છે કે, જે લોકો આ પૂર્વજન્મવાદનો અસ્વીકાર કરે છે, તેના તેજ લોકો એક કાળમાં આપણે વાંદરાં હતાં અને વાંદરાંમાંથી ક્રમવિકાસના નિયમ મુજબ માણસ થયાં છીએ, એ વાત તત્કાળ માની લે છે. પોતે વાંદરાં હતાં, એ વાતની એમને કેમ સ્મૃતિ રહી નથી, તેની તપાસ કરવાનું કોઇનેજ સૂઝતું નથી. જ્યારે કહેવામાં આવે છે કે, પ્રાચીન કાળના અમુક ઋષિમુનિને કે મહાત્માને આ સત્યનો સાક્ષાત્કાર થયો હતો, ત્યારે લોકો એકદમ કહી નાખે છે કે, એ પ્રાચીન ઋષિ બેવકૂફ હતો. એને એ વાતનો ભ્રમ થયો હશે; પણ એમને એમ કહેવામાં આવે કે, "હકસલી અગર ટિન્ડૉલ આમ આમ કહે છે" તો તેના તે લોકો ચટ લઇને "જી હજી" કરવા મંડી જાય છે અને કહેવા લાગે છે કે, "હા, ભાઇ! ત્યારે તો સાચુંજ હશે." એમ કહીને એ વાતનો તરત સ્વીકાર પણ કરી લે છે—અર્થાત્ વર્તમાન વિજ્ઞાનયુગે પ્રાચીન વહેમો અને કુસંસ્કારોને ઠેકાણે અર્વાચીન વહેમો અને કુસંસ્કારો આણ્યા છે અને પ્રાચીન ધાર્મિક ×પોપોને ઠેકાણે અર્વાચીન વૈજ્ઞાનિક પોપોની પ્રતિષ્ઠા કરાવી છે. આ ઉપરથી આપણને માલૂમ પડે છે કે, સ્મરણશક્તિના મુદ્દા પરનો વાંધો બિલકુલ દમ વગરનો છે પુનર્જન્મના સિદ્ધાંતની સામે જો કોઇ પણ ગંભીર

× ખ્રિસ્તી રોમન કેથોલિક પંથના સૌથી વડા ધર્મગુરુને પોપ કહે છે.

વાંધો હોય તો તે આ એકજ છે અને તેની પોકળતા મેં ઉપર સાબિત કરી દેખાડી છે. પુનર્જન્મના સિદ્ધાંત માટે પૂર્વજન્મની વાતો યાદ હોવીજ જોઇએ એવું જરૂરી નથી, એમ જો કે મેં સિદ્ધ કરી બતાવ્યું છે, તથાપિ એની સાથે હું તમને એમ પણ જણાવી શકું છું કે, એવા પણ કેટલાક દાખલા બને છે કે જેમાં, પૂર્વજન્મની બધી સ્મૃતિઓ કાયમ હોય છે અને જે જન્મમાં આપણે મુક્તાવસ્થાને પ્રાપ્ત થનાર હોઈશું, તે જન્મમાં આપણ પ્રત્યેકને પણ એવી યાદદાસ્ત હશે. ત્યારેજ-તેજ વખતે તમને વસ્તુતઃ માલૂમ પડશે કે, આ જગત કેવળ સ્વપ્ન છે; ત્યારેજ તમને પોતાના અંતરાત્મામાં સાક્ષાત્કાર કિંવા સ્વાનુભવ થશે કે, આ દુનિયા માત્ર રંગભૂમિ છે અને તમે એ રંગભૂમિ પર જુદાજુદા પાઠ ભજવનારા નટોમાત્ર છો; ત્યારેજ અનાસક્તિ અથવા વિરક્તિનો વિચાર મેઘગર્જના સરખા બુલંદ અવાજે તમારી સમક્ષ ઉપસ્થિત થશે; ત્યારેજ તમારી સઘળી ભોગતૃષ્ણા અને જિંદગી તથા સંસારને વળગી રહેવાની વૃત્તિ સદાને માટે લુપ્ત થશે અને ત્યારેજ તમે દિવસના પ્રકાશની માફક સ્પષ્ટ જોઇ શકશો કે, કેટલી બધી વાર આ બધું તમારી બાબતમાં હયાતીમાં આવ્યું હતું અને કેટલી અસંખ્ય વાર તમારે પિતા અને માતા, પુત્રો અને પુત્રીઓ, પતિઓ અને પત્નીઓ, સગાં અને મિત્રો તથા દોલત અને સત્તા હતાં. આ બધું કેટલીયે વાર આવ્યું ને ગયું; કેટલીયે વાર તમે આ સંસારતરંગની ઊંચામાં ઊંચી ટોચ ઉપર ઝૂલતાં હતાં અને કેટલીયે વાર નિરાશાના છેક ઊંડા ખાડામાં દટાયાં હતાં; આ બધી વાત તમારી સ્મરણશક્તિ તમને મુક્તાવસ્થા પ્રાપ્ત થનારા જન્મમાં જ્યારે કહેશે, ત્યારેજ તમે સાચા ધીરવીરની માફક ખડા રહી, સંસારના ક્રોધકટાક્ષની સામે હસશો; ત્યારેજ તમે નીડરપણે ઊભા રહીને

કહેશે કે, "એ મૃત્યુ! હું તારી લેશ પણ પરવા કરતો નથી, તારામાં મને બિવડાવવાની તાકાતજ ક્યાં છે?" આ સ્થિતિ મોડીવહેલી બધાનેજ પ્રાપ્ત થશે.

હવે કોઈ પૂછે કે, પુનર્જન્મના સિદ્ધાંત માટે કોઇ સયુક્તિક પ્રમાણો છે ખરાં? અત્યાર સુધી તો તમે તે સિદ્ધાંત વિરુદ્ધની શંકાઓના રદિયા આપ્યા છે અને સાબિત કરી દેખાડ્યું છે કે, એ સિદ્ધાંતનું ખંડન કરવા ઇચ્છનાર સામા પક્ષની દલીલો દમ વગરની છે; પણ પુનર્જન્મનું પ્રતિપાદન કરનારા પ્રત્યક્ષ પ્રમાણો કાંઇ છે? આના જવાબમાં હું જણાવીશ કે, "હા, છે અને તે પણ અત્યંત પ્રબળ." મનુષ્ય મનુષ્ય વચ્ચે જ્ઞાન સંપાદન કરવાની શક્તિમાં જે વિશાળ અંતર રહેલું છે, તેનું કારણ પુનર્જન્મજ છે. પુનર્જન્મના સિદ્ધાંત વગર અન્ય કશાથી એ અંતરનું સમાધાન થઇ શકતું નથી અર્થાત્ કે પુનર્જન્મવાદ વગર જ્ઞાનવિકાસનો ક્રમ અસંભવિત છે. પ્રથમ, આપણે જે પદ્ધતિએ જ્ઞાન સંપાદન કરાય છે તે પદ્ધતિનો વિચાર કરીએ. ધારો કે, હું એક ફળિયામાં જાઉં છું અને ત્યાં એક કૂતરું જોઉં છું. આ પ્રાણી કૂતરુંજ છે એમ હું શાથી જાણી શકું છું? તો કે હું મારા મનની સલાહ લઉં છું; મારા મનની અંદર મારા બધાજ પૂર્વસંસ્કારો વર્ગ પ્રમાણે જુદાંજુદાં ખાનાંઓમાં ગોઠવાયલા હોય છે. મારી દૃષ્ટિ પર કોઈ નવી છાપ પડતાંજ હું તે ગ્રહણ કરી મારા પૂર્વસંસ્કારોના વર્ગો સાથે મેળવી જોવા માંડું છું અને કોઈ પણ વર્ગની સાથે તેનો મેળ ખાતાંજ હું તે નવી છાપને તે વર્ગના ખાનામાં મૂકી દઉં છું ને સંતોષ પામું છું; તેથી અને મળેલું પ્રાણી કૂતરુંજ છે, એમ સમજી જવાનું કારણ એજ છે કે, મારા કેટલાક પૂર્વસંસ્કારોની સાથે તેનો સંપૂર્ણ મેળ ખાય છે. એકાદી નૂતન વસ્તુની તોલે આવે એવો કોઇ સંસ્કાર જ્યારે મનનાં ખાનાં-

ઓળમાં આપણને નથી જડતો, ત્યારે મનને જે અસંતોષ થાય છે, તે અસંતોષની સ્થિતિનેજ અજ્ઞાન કહે છે; પણ મનની અંદર તુલ્ય વસ્તુની પ્રાપ્તિ થતાં મનને જે સંતોષ થાય છે તેને જ્ઞાન કહેવામાં આવે છે. પહેલાં કોઇ એક ફળ વૃક્ષ પરથી નીચે પડતું જોવામાં આવતું, ત્યારે તે કયા કારણથી પડે છે તે ન સમજાતાં માણસને અસંતોષ થતો હતો; પણ બધાંજ ફળોને એ પ્રમાણે પડતાં જોતાં જોતાં ક્રમે ક્રમે એ પતનનો વર્ગ પણ તેમના મનમાં બંધાઇ ગયો અને પરિણામે પતનનું કારણ 'ગુરુત્વાકર્ષણ' છે, એમ કહી ન્યુટને ગુરુત્વાકર્ષણનો નિયમ સ્થાપિત કર્યો. ત્યારે આ ઉપરથી આપણે જોઇએ છીએ કે, પૂર્વસંસ્કારના ભંડોળ વિના કોઇ પણ નવીન અનુભવનું જ્ઞાન થવું અસંભવિત છે. કારણકે એ નવા અનુભવને સરખાવી જોવાનું સાધન હાજર નથી. તેથી જેમ કેટલાક યુરોપિયન તત્ત્વચિંતકો માને છે તેમ, બાળક અવતરતી વખતે કેવળ સંસ્કારશૂન્યમગજ સાથે જો આવતું હોય, તો તો આખા જીવનમાં જ્ઞાનનો અલ્પાંશ પણ તેનાથી સંપાદન ન થઇ શકે, કેમકે એની પાસે પોતાને મળતા નવા અનુભવોને સરખાવી જોવાનાં સાધનરૂપ પૂર્વસંસ્કારોના ભંડોળની થાપણ નથી. પ્રત્યેક મનુષ્યમાં જ્ઞાનસંપાદનની શક્તિ એક સરખી ન હોઇ, ઓછીવત્તી હોય છે, એ તો આપણા અનુભવની વાત છે અને એજ વાત સિદ્ધ કરી આપે છે કે, પ્રત્યેક જણ પોતપોતાનો ઇલાયદો જ્ઞાનભંડોળ લઇને જન્મ્યો છે. જ્ઞાન એકજ રીતે સંપાદન થઇ શકે છે અને તે અનુભવથી. અનુભવ સિવાય જાણવાનો યાને જ્ઞાન મેળવવાનો અન્ય કોઇ માર્ગજ નથી. આ જિંદગીમાં આપણને એક વાતનો અનુભવ ન થયો હોય, તો અન્ય જિંદગીઓમાં પણ તે અવશ્ય થયો હોવો જોઇએ. મૃત્યુનો ડર સર્વ પ્રાણીસૃષ્ટિમાં એક સરખો જોવામાં આવે છે તેનું

કારણ શું? એજ કે, ભૂત જિંદગીઓનો અનુભવ. મરઘીનું બચ્ચું ઈંડામાંથી તરતનું જન્મેલું હોય, તો પણ તેને ઝડપવા સમડી કે બાજ આવતાં દેખાય કે તરતજ તે ચિચિયારી પાડતું માતાની સોડમાં ભરાઇ જવાનો પ્રયત્ન કરતું જણાય છે આ તરતના જન્મેલા બચ્ચાને કોણે શિખવાડયું કે પોતે સમડી કે બાજની ભક્ષ્ય વસ્તુ છે? આ સવાલનો એક પ્રાચીન ખુલાસો છે, પણ એને 'ખુલાસા' જેવું ભારેખમ નામ આપી શકાય કે કેમ એની મને શંકા છે. એ ખુલાસો એવો છે કે, "આંતરપ્રેરણાથી અથવા સ્વાભાવિક સંસ્કારથી તેને એ વાતની ખબર પડી જાય છે." પણ એ તરતના જન્મેલાને જે મરણની ભીતિ લાગી તે ક્યાંથી આવી? એવીજ રીતે બતકના ઇંડામાંથી બચ્ચું નીકળતાં બરાબર પાણીની સમીપ જઈ તેમાં ઝંપલાવે છે અને તરવા માંડે છે, તેનું કેમ? આ પહેલાં તો તે કદાપિ તર્યું હોતું નથી અગર તો અન્ય કોઈને કદાપિ તરતાં દીઠાં હોતાં નથી. આના જવાબમાં પણ લોકો કહે છે કે, "એ તો એને એવી પ્રેરણા થાય છે." ઠીક, "આંતરપ્રેરણા" એ શબ્દ તો ખાસો મોટો ને લાંબોચોડો છે, પણ એ શબ્દથી આપણા આ વિષયના જ્ઞાનમાં કંઇજ વધારો થતો નથી; એમાં તો આપણે જ્યાં છીએ ત્યાંના ત્યાંજ રહીએ છીએ. જુઓ, આ "આંતરપ્રેરણા" એ શી વસ્તુ છે, તેની આપણે આલોચના કરીએ, એટલે એ વાતની તમને ખાતરી થશે. આપણી પોતાની અંદર સેંકડો જાતની આંતરપ્રેરણા રહેલી જણાય છે. ધારો કે, એક જણ પિયાનો કે હાર્મોનિયમ વગાડવાનું શીખવા માંડે છે. એ શીખી જવા માટે પહેલાં તો એને વાજાના પ્રત્યેક પડદા લક્ષમાં રાખીને તેના ઉપર ધીમે ધીમે આંગળીઓ ફેરવવી પડે છે; પણ પછી થોડા મહિના કે વર્ષો રહીને આપણે જોઈશું, તો મહાવરો પડી જવાથી એની આંગળીઓ ચપચપ અંધારામાં પણ યોગ્ય

પડદા પરજ ફરતી હશે. બીજા શબ્દોમાં કહીએ તો વાજું વગાડવાની ક્રિયા, એનો હવે ઐચ્છિક વિષય મટી સ્વાભાવિક થઇ જાય છે. એક વખતે એજ ક્રિયા કરવા માટે એને જ્ઞાનયુક્ત ઇચ્છાનો પ્રયોગ કરવો પડતો હતો; પણ હવે ઇચ્છાના પ્રયત્નની જરૂરજ રહેતી નથી. વાજું વગાડવાનું જ્ઞાન એને સ્વાભાવિક બની ગયું હોય છે. પરંતુ હજી સ્વાભાવિક જ્ઞાન કિંવા આંતરપ્રેરણાને લગતી બધી વાત પૂરી થઇ નથી. હજી તો અધીં બાકી છે અને તે એ કે, આ આંતરપ્રેરણાઓને આપણા કાબૂમાં લાવી શકાય છે. અત્યારે જે ક્રિયા આપણે સ્વાભાવિક જ્ઞાન અને આંતરપ્રેરણાથી કરીએ છીએ તેજ ક્રિયા ઇચ્છાને વશ-વર્તી પણ બનાવી શકાય છે; એટલે સુધી કે શરીરના પ્રત્યેક સ્નાયુને આપણી ઇચ્છાને આધીન બનાવી શકાય છે યાને તેના સ્વાભાવિક કાર્ય ઉપરાંત બીજા કાર્યમાં તેનો ઉપયોગ કરી શકાય છે. એ વાત તો આજકાલ સર્વસાધારણજનોને પણ જ્ઞાત છે. આ રીતે આપણે બેવડી રીતે-યાને ઇચ્છાયુક્ત અભ્યાસથી સ્વાભાવિક જ્ઞાન કિંવા આંતરપ્રેરણા પ્રાપ્ત કરી શકીએ છીએ અને આંતરપ્રેરણાને ઇચ્છાને વશ વર્તાવી શકીએ છીએ. એને રીતે આપણે સ્પષ્ટ કરી બતાવ્યું કે, જેને લોકો 'આંતરપ્રેરણા'ના મોટા નામથી ઓળખાવે છે, તે ઇચ્છાકૃત કિંવા ઐચ્છિક કાર્યના અવનત ભાવ સિવાય બીજું કંઇજ નથી. તેથી "પ્રકૃતિમાં સર્વત્ર એકસરખો નિયમ પ્રવર્તે છે" એ સિદ્ધાંતને આધારે સૃષ્ટિમાંના પ્રત્યેક પ્રાણીની બાબતમાં આવોજ પ્રકાર હોવો જોઇએ, એવું અનુમાન આપણે સહેજે દોરી શકીએ અને સ્થાપિત કરી શકીએ કે, નિકૃષ્ટ પ્રાણીઓની અંદર તેમજ મનુષ્યની અંદર આંતરપ્રેરણા જેવું જે જણાય છે, તે ઇચ્છાના અવનત ભાવમાત્ર છે.

સ્થૂળબ્રહ્માંડના વિષયમાં આપણે એવો સિદ્ધાંત સ્થાપિત કરી ચૂક્યા છીએ કે, પ્રત્યેક ક્રમસંકોચની પૂર્વે ક્રમવિકાસ અને પ્રત્યેક

ક્રમવિકાસની પૂર્વે એક ક્રમસંકોચ અવશ્ય હોય છે. એજ સિદ્ધાંત આપણે અહીંયાં લાગુ પાડી જોઇએ તો ઝટ માલૂમ પડી આવે છે કે, પ્રેરણા એટલે બુદ્ધિ કિંવા વિચારપૂર્વક કરેલ કાર્યનો ક્રમસંકોચ ભાવમાત્ર છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, મનુષ્યમાં કિંવા પશુમાં આપણને પ્રેરણા જેવું જે મળી આવે છે, તે પ્રેરણા અવશ્ય તેના પૂર્વગામી ઇચ્છાકૃત કાર્યોનો ક્રમસંકોચભાવમાત્ર છે અને ઇચ્છાકૃત કાર્યો અનુભવ વિના અસંભવિત છે; માટે ઇચ્છાકૃત કાર્યોની વાત સ્વીકારતાંજ આપણે તે કાર્યો પૂર્વે કરેલાં છે, એમ સ્વીકાર્યા વગર છૂટકો નથી. પૂર્વકૃત કાર્યોના અનુભવને લીધે તે તે કાર્યોનાં જ્ઞાનના સંસ્કાર જન્મે છે અને તે સંસ્કાર ચાલ્યા આવે છે. તે મુજબ મરઘીના બચ્ચાનો મૃત્યુભય અથવા બતકના બચ્ચાનું એકદમ જળમાં ઝંપલાવી તરવા માંડવું, તેમજ મનુષ્યની અંદર જે જે કંઇ અનિચ્છાપૂર્વક થતાં સ્વાભાવિક કાર્યો જણાય છે, તે તે બધાંજ પૂર્વકાર્યોનાં અને પૂર્વઅનુભવોનાં ફળરૂપ હોઇ, અત્યારે સ્વાભાવિક જ્ઞાન કે આંતરપ્રેરણારૂપે પ્રાપ્ત થયેલ હોય છે–અહીં સુધી તો આપણે આજના વિષયમાં ઠીક પ્રગતિ કરી છે અને અત્યાર લગી તો આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર પણ આપણી પડખે ઊભું રહ્યું છે. આધુનિક વૈજ્ઞાનિકો ક્રમેક્રમેપ્રાચીન ઋષિઓની સાથે એકમત થતા ગયા છે અને જ્યાંસુધી તેમનો પ્રાચીન ઋષિઓ સાથે મેળ ખાય છે, ત્યાંસુધી તો ખાસ કંઇ મુશ્કેલી નડતી નથી. પરંતુ જ્યાં આગળ તેઓ હજી સહમત થયા નથી, ત્યાં આગળ ખરી મુશ્કેલી ઊભી થાય છે. વૈજ્ઞાનિકો હવે એ તો કબૂલ કરતા થયા છે કે, પ્રત્યેક માણસ તેમ પ્રત્યેક જીવજંતુ કેટલાક અનુભવોનો સંચય પોતાની સાથે લઇને જન્મે છે, એટલુંજ નહિ પણ એથી આગળ તેઓ એમ પણ કબૂલ કરે છે કે, મનનાં બધાં કાર્યો પૂર્વના અનુભવોના ફળરૂપ છે; પણ આની

સાથેજ તેઓ શંકા ઉઠાવે છે કે, આ પૂર્વઅનુભવો આત્માનાજ છે, એમ માનવાને આપણી પાસે શું કારણ છે? શા માટે એમ ન કહીએ કે, એ બધા પૂર્વઅનુભવો માત્ર શરીરનાજ છે? વળી એમ પણ કેમ ન કહીએ કે, એ અનુભવો વંશપરંપરાગત ઊતરતા આવેલા છે? છેલ્લો અને ગંભીર પ્રશ્ન એજ છે કે, જે જે સંસ્કારો લઇને આપણે જન્મ્યા છીએ, તે બધા સંસ્કારો આપણા પૂર્વજોના સંચિત સંસ્કારોના ફળસ્વરૂપ છે, એવું કેમ ન માનવું? સૂક્ષ્મ જીવાણુથી માંડીને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મનુષ્ય સુધીના પૂર્વસંસ્કારો મારામાં ઊતરી આવ્યા છે, પણ તે ઉત્તરોત્તર દેહ મારફતે અને નહિ કે આત્મા મારફતે. આ પ્રશ્ન–આ શંકા છે તો સુંદર અને 'વંશપરંપરાગત સંચારના' કિંવા વારસાના વાદના કેટલાક ભાગની સાથે અમે સંમત પણ થઇએ છીએ; પરંતુ તે એટલાજ પૂરતા કે આત્માને યોગ્ય નવીન દેહને માટે જે પદાર્થની જરૂર છે, તે પદાર્થ વંશપરંપરાગત દેહ મારફત પ્રાપ્ત થાય છે; એથી આગળ નહિ. આપણાં પૂર્વકર્માનુસાર આપણને અમુક દેહમાં અમુક જન્મ પ્રાપ્ત થાય છે અને તે દેહને માટે આવશ્યક યથાયોગ્ય તત્ત્વજ આપણને માબાપ તરફથી વારસામાં મળે છે. માબાપોએ આપણા જીવાત્માને તેમનાં સંતાન તરીકે પ્રાપ્ત કરવાની યોગ્યતા મેળવેલી હોય છે.

આ 'વંશપરંપરાગત–સંચાર' કિંવા વારસાનો વાદ, કોઇ જાતનાં પ્રમાણ આપ્યા વિના એમ ને એમજ સ્વીકારી લે છે કે, માનસિક સંસ્કારોની છાપ જડ પદાર્થ પર પડી શકે છે–યાને માનસિક સંસ્કારો ક્રમસંકુચિત બનીને જડરૂપમાં રહી શકે છે. કેટલું અસંગત! તમારા પર મારી દૃષ્ટિ ઠરતાં, મારા માનસસરોવરમાં–કિંવા મનરૂપી સરોવરમાં એક તરંગ ઊઠે છે. તે તરંગ થોડી વાર રહીને શમી જાય છે, પણ એક છાપ તરીકે સૂક્ષ્મરૂપમાં

